# પંજાબમાં રાજદ્રોહ

પંજાબના શીખો, મુસ્લીમો, તેમજ હિન્દુઓમાંની લડાયક કોમો (રજપૂતો તથા જાટો) ભારે વીર્યવાન પ્રજા છે તેમણે ગાઢા રાજ્યના યુદ્ધોમાં પોતાના લોહી વહાવ્યા છે મહારાજ્યના હિત કારણે તેઓ મુલક મુલકમા, દૂર દૂર ભટક્યા છે અને છતા, એટલું તો સ્પષ્ટ જણાશે, કે કેળવણી તેમજ આર્થિક સંપત્તિની નજરે તેમને ભારે દુ ખ—વધારેમા વધારે મુશ્કેલીઓ ખમવી પડી છે. એમનામાંજ સૌથી મોટામા મોટો અભણ વર્ગ છે પંજાબના એ વર્ગોમા એજ વર્ગોની પ્રગતિ થઇ ન નથી—એમનોજ કંઇ વિકાસ થયો નથી તેઓ કરજમા ખુબ ડુબેલા છે સરકારે એ વાત અવારનવાર કબૂલ કરેલી છે, એટલુંજ નહિ પણ સરકારી ઓહ્દાઓની નીમણુકોમા તેમને પસંદગી આપીને તેમજ માનચાંદની લ્હાણી અને ધારાસભાઓમાની બેઠકોમા તેઓમાના કેટલાક આગેવાનોને નીમીને એ કોમોને સંતોષવા પ્રયત્ન પણ આદરેલો હોય એમ જણાય છે પરંતુ આ હારબંધ દીંગડા જેવા પ્રયત્નેથી સરકારનો હેતુ પાર પડ્યો નથી એ ઢીંગઢુંગડ પ્રસાદથી આ અસંતુષ્ટ થએના વર્ગોમાં જરાયે સંતોષ પ્રગટ્યો નથી તેમને તો ભણવાની અને પોતાની આર્થિક સ્થિતિ સુધારવાની તક જોઇએ છે જ્યા સુધી કેળવણીનો સર્વસામાન્ય પ્રચાર ન થાય, તેમજ ખેતી સિવાયના બીજા ઉદ્યોગોની ખીલવણી અને જમીનની વધારે એક સરખી વહેંચણીના પ્રશ્નો ન ઉકેલાય ત્યા સુધી એ ન બને સરકારે એ વાત કદિ હાથ ધરવાની કાળજી ન રાખી એટલે શીખો અને મુસ્લીમોએ સ્વાભાવિક રીતે પરદેશગમન તરફ પોતાનુ મન દોડાવ્યુ

મહારાજ્યના બીજા વિભાગો સંસ્થાનો આદિમા વ્યાપારાદિ

ખેડવાનું જો ક્ષેત્ર પડેલુ તેમણે નિરખ્યુ તેના વડે તેમની દાઢ સળગી તેમણે પોતાની દશાને એ પરદેશવાસીઓની સ્થિતિ સાથે સરખાવી જોઇ, અને પોતાને સૂઝે તેવા ધ્યાન બાંધ્યા મહારાજ્યને વધારવાના અને ખીલવવાના કાર્યમા પોતે મદદ કરેલી, એટલે તેમને લાગેજ કે અમને એમાંથી કઇ લાભ પ્રાપ્ત થવોજ જોઇએ મહારાજ્યના અન્ય ભાગોમા પોતાને ઠીક આવકાર મળે એવી તેમને આશા હોયજ, તેને બદલે તો આગણુમાથીજ દરવાજા ભડાભડ દેવાઇ ગયા જેમને અદર જવાનુ મળ્યુ તેમનેરે ક્યારે સ્વમાન હાનિ વેઠવી પડી તેમને હકી કાઢવા તેમજ તેમનુ જીવન કેવળ દુખમય કરી મૂકવાને માટે શક્ય હોય તેટલા પગલા લેવામાં આવ્યા તેમના સ્ત્રી પુત્ર પરિવારને દાખલ થવાની મના થઇ, અને જાત જાતના તરેહવાર બહાનાઓથી તેમનો પ્રવેશ અટકાવો વાળો કાઢી મૂક્યા મહાયુદ્ધ દરમ્યાન ગદર પક્ષવાળા શીખો દેશ પાછા ફર્યા ત્યા સુધી તો પજાબમાં બળવાખોર ચળવળનો અશ નહિ જેવોજ હતો રાઉલાટ કમિટી સમજાવી નથી શકી કે શા કારણસર કેલિફોર્નિયા અને વાનકુવરના શીખો કેલિફોર્નિયાની બળવા મડળીના આગેવાન સસ્થાપકો મનાતા હરદયાળ અને બરાતફલ્લાના સાથે ભળી ગયા? તેમની અને એ બળવાખોરોની વચ્ચે સામ્ય તો કશુયે ન હતુ! × × × વાચક તુરત સમજી શકશે કે મૂળ કારણો શુદ્ધ આર્થિક છે શીખોને કાનડા જવાનું કારણ શુ? એ સાહસ માટે તેઓએ શા માટે ભારે ભોગ આપ્યા? તેઓ હિન્દ પાછા ફરવા કેમ રાજી નહોતા? કારણ—

કારણ—એજ, કે તેઓને દેશમા ખાવાના ફાફા હતા પર દેશમા રળવાને માટે સરસ ક્ષેત્ર હતુ દેશમા તો પોતાની શક્તિઓ ખરચવા જેટલો જમીનમાં કસ નહોતો અને આવકના સાધનની મારામારી હતી ઘણુખરૂ તો એવુ બનતુ કે જમીનની પેદાશ

શાહુકારનું કે સરકારનું ભરણું ભરવા જેટલીપે ન થતી. માત્ર સંસારી જજાળ અને સ્વદેશવત્સલતા શિવાય હિન્દમાં તેમને સ્થાયી રહેવાને ઉત્સુક કરે એવી એકેય પ્રેરણા ન હતી. અને બહુ બહુ આફત વેઠવી પડે એટલે બાપડા શું કરે ? વખાના માર્યા દેવા ચૂકવવા સારુ અને પોતાની જમીનો છોડાવવાનું તથા કંઇ નવી ખરીદવાનુ અને સુખે સસાર નિભાવવાનું મને, તેટલા સારૂ તેઓ માતૃભૂમિ તજીને નીકળ્યા દુનિયામાં બહાર પડીને જુએ છે તે ચોગરદમ તેમની અને સુખના સાધનોની વચ્ચે મોટા મોટા પહાડો અને અંતરાયો ઉભા કરવામાં આવ્યા છે. મહારાજ્યને ઘડવામા તેમણે મદદ કરેલી, મહારાજ્યમા પોતાના પ્રજાજનોને પોષવાને પૂરતી, પૂરતીથીયે વધુ જમીન અને સાધન સંપત્તિ છે, પડતર જમીનને ખેડે અને મહારાજના સાધનો ખીલવે તેટલા ખાતર મહારાજ્ય બીજાઓને તેડે છે અને બીજી પ્રજાઓના માણસોને સામી લાલચ આપી બોલાવે છે—અને એમને—માત્ર એમનેજ કોઇ ન પ્રવેશ કરવા દે—ન કોઇ આવકાર આપે।

અને બીજું—પંજાબ સરકારે રાજદ્રારી આંદોલનો અને તેના આગેવાનો સામે જે વર્તન ચાલૂ રાખ્યુ હતું તે ધ્યાનમા લ્યો–૧૮૧૮ ના ત્રીજા રેગ્યુલેશનને ફરી જીવંત કરવાની પહેલ કરનાર એજ સરકાર—એક દુષ્ટ કાયદાની સામેની કાયદેસરની ચળવળને પણ દાબી દેવા સારુ સરકારે એમ કર્યું હતું. કોઇ ડાહ્યો અને ચપળ સુબેદાર તો એ કાયદો જતોજ કરે પાછળથી શાંતિ જાળવવા તેમ કરવુજ પડેલું. અવારનવાર દેશનિકાલીના પ્રસંગો અશાંતિના મૂળ ઉડા ઉતાર્યે જતાં બધા કારણો ટુંકમા ગણાવીએ તો —

(૧) હિંદના બીજા સૌ હાકેમો કરતા પંજાબનો સુબેદાર વાણી અને લેખનની સ્વાત્રતા સામે હમ્મેશા વધારે દમનનીતિ

ચલાવતો આવે છે.

(૨) એક કાળે આર્યસમાજીઓને દુઃખ દેવામાં અને પરમાનંદજી પાસેથી મળી આવેલા કાગળો પરથી કાગનો વાઘ કરવામાં પંજાબ સરકારે ઘેનું શુરાતન (!) બતાવેલું

(૩) રાજદ્રોહની બાબતોમાં પંજાબની અદાલતો એવી એવી કડક ક્રૂર સજા કરતી કે હિંદના ગુન્હાખાતાના ઇતિહાસમાં અપૂર્વ રીતે ઝળકી રહે

(૪) જાહેર જીવનને સીધે તથા આડે દરેક માર્ગે દાબી નાખવાની સરકારી વૃત્તિએ છૂપી ચળવળો કરવાનું સૂઝાડયું.

(૫) દિલ્હી કાવતરા કેસમાં થયેલી સજાઓ, બંગાળામાં તેવાજ મુકદમામાં અપાયલા ચુકાદાઓ કરતાં બહુજ સખત અને કડક હતી ચારને ફાંસીએ લટકાવ્યા, તેમાંના બેને તો ગુન્હામાં શામેલગીરી ન હોવા છતાં માત્ર મંડળીમાં સભ્ય હોવા કારણેજ ગરદન માર્યા અને બીજા બેને સાતસાત વરસની સખત સજા કરી

(૬) બજબજનું હુલ્લડ અને તેને લીધે જે ગંભીર જીવ હાનિ થઇ તે, નાજુક થઇ પડેલા મામલાને જોગવવાની કેવળ અશક્તિ અને મૂર્ખાઇ ભરેલી બેહુદી વ્યવસ્થા સૂચવે છે

(૭) લાહોર કાવતરા કેસમાં ૨૮ ને શૂળીએ ચઢાવ્યા અને ૯૦ ને લાંબી દેશનિકાલીની અને બીજી સજાઓ કરી લોર્ડ હાર્ડીંજ ન હોત તો તો પચાસથીયે વધારેને શૂળીએ ચઢવું પડત. વળી બે ટુકડીઓના કેટલાક તોફાની સિપાઇઓને લશ્કરી અદાલતના કાયદાથી અને બીજા કેટલાક વાટપાડુઓ અને રેલભાંગુઓને સાદી અદાલત મારફત સજાઓ કરી બંગાળામાં થયેલી સજાઓ સાથે વાચક અને સરખાવે ત્યારે અત્રેની કડકાઇ સમજી શકે

હવે, સરકારને જોરજુલમથી ઉથલાવી પાડવાને કાવતરા રચ

નારાઓની તથા ખુનીઓ, ધાડપાડુઓ કે રાજતંત્રના અંગ તરીકે એવાજ બીજા ગુન્હા કરનારાઓની વર્તણુંકને અમે જરાયે સાચી ઠેરવવા ઇચ્છતા નથી. અમારા અભિપ્રાય મુજબ દેશની પરિસ્થિતિ ન સમજી શકનારા ઘેલા માણસોજ આવા ગુન્હાઓ કરી શકે. વળી સરકારે મહાવિગ્રહ દરમ્યાન શાંતિ અને વ્યવસ્થા જાળવવા માટે જે કડક પગલાં લીધાં તે માટે પણ અમે તેને ઠપકો દેવા ઇચ્છતા નથી. પરંતુ અમારે ફરી ફરીને ભાર મૂકીને કહેવું જોઇશે કે એ બધાનાં મૂળ કારણ આર્થિક છે અને ખુદ સરકારની તેવી નીતિને લઇનેજ ઉદ્‌ભવેલાં છે.

\+ + + +

કારણો કેવળ આર્થિક છે એટલે એનો ઉપાય પણ આર્થિકજ હોઇ શકે. ભણતરને વહેવારૂ બનાવો, ઉદ્યોગોને પોષણ આપો. હિન્દના પુત્રોને માટે બધી સરકારી ઓફિસોમાં જગા કરો. લશ્કરી અને સનદી ખાતાના ખરચ ઘટાડી નાંખો તથા લોકોનેજ દેશની આર્થિક નીતિ ઘડવા દો, એટલે જરૂર બળવાની ચળવળ શાંત પડી જશે. તદ્દન મરી તો નહિ જાય—જ્યાંસુધી પરદેશી સત્તાની ઝુંસરી અને દ્રવ્યલુંટ રહેશે ત્યાં સુધી મરી તો ન જાય. અરે, સ્વરાજ મળશે તોયે એ કેવળ બંધ નહિ થઇ જાય એ તો રહેશે હિન્દુસ્તાન એ સમસ્ત દુનિયાનું એક અંગ માત્ર છે અને સારી દુનિયામાં હમણાં તો બળવો અને હિંસાનું વાતાવરણ ફેલાયલું છે. પણ—પણ એને દમનનીતિ અને જાપતાથી મારી નાખવાનો પ્રયત્ન તો વ્યર્થ, મૂર્ખાઇભર્યો અને ફોગટજ નીવડશે *

**લાલા લાજપતરાય**

---

* The Political Future of India (Huebsch)

# પ્રસ્તાવના

પંજાબનું પ્રચંડ કાવતરૂં એ નામથી શ્રી શચીન્દ્રનાથ સાન્યાલના બંદીજીવનનો પહેલો ખંડ ચારેક વરસ પર બહાર પાડેલો. તેની કિંમત ૮—૬—૦ રાખી હતી.

તે આવૃત્તિ ખલાસ થતાં હવે એ પહેલા ખંડની સાથેજ બીજો ખંડ પણ જોડી દઈને બંને ખંડનું ભેગું આ પુસ્તક બહાર પાડવા હિંમત કરી છે.

પહેલો ખંડ બંગાળી પરથી લખેલો. તે જેમનો તેમ છાપ્યો છે. બીજો ખંડ બંગાળી પરથી નથી લખ્યો. બન્દીજીવન નામથીજ મૂળ બંગાળીનો હિન્દી અનુવાદ અલ્હાબાદથી બહાર પડેલો છે અને મળી શકે છે. તેના પરથી બીજો ખંડ લખેલો છે અનુવાદનું આ કામ એકહથ્થુ થઈ શક્યું નથી. પરંતુ કેટલાક ભાગમાં હાથફેર થયેલો છે તેથી વાચકોને કદાચ કેટલોક શૈલીભેદ લાગશે. પણ આવા પુસ્તકની મહત્તા તેની શૈલી કરતાં તેમાંની માહિતીમાંજ વધુ છે એટલે તે માટે વાચક ક્ષમા કરશે, એવી આશા છે.

ગુજરાતમાં આવા ઇતિહાસપુસ્તક ગણ્યાગાંઠ્યા છે છતાં તે જરૂરના અને ઘણા મહત્વના તો છેજ એટલે આ ચોપડીને પણ પૂરતું ઉત્તેજન મળશે એવી આશા રાખું છું.

નટવર વીમાવાળા

# પંજાબનું પ્રચંડ કાવતરૂં

અથવા

## બ્રિટીશ સલ્તનત

સામે

## ખુલ્લા બળવાની તૈયારી

# ગાંડીવ સાહિત્ય મંદિર

**ગાંડીવ અઠવાડિક**

દર બુધવારે પ્રગટ થાય છે તેમાં આખા ગુજરાતની ખબરો, નોંધો, રમુજી અને સાહિત્યની ચર્ચા પ્રગટ થાય છે. લવાજમ સુરતમાં રૂપિયા ત્રણ. બહારગામ રૂા ૪) પરદેશ શિલિંગ છ

**ગાંડીવ છાપખાનું**

ગયા પાંચ વરસની કારકીર્દિમાં આ છાપખાનાએ શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી છે

**ગાંડીવ સાહિત્ય**

મંદિરના આ વિભાગમાં તમામ ઉત્તમ લેખકોનાં વખણાયલાં પુસ્તકો તેમજ નિર્દોષ, રસીલી અને બોધક કૃતિઓ મળી શકે છે. લ્હાણી કરવા લાયક ચોપડીઓ માટે ત્યાંજ લખો

**સરનામું: ૧૮૦ કેળાંપીઠ, સુરત**

સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશો

(૧)

## જેમાં થોડી ગોઠડી કરૂં છું.

આજે, ગઈ ગુજરીની-વીતકોની કથા કહેવા બેસતાં, ગરવા ભૂતકાળનું અનંત મહિમાભર્યું ચિત્ર સાંભરે છે. કાળ જેવો અનંત છે, તેનો મહિમા પણ તેવોજ, અગાધ-અપાર છે. વરવાશમાં પણ કાળ સુન્દરતા પૂરે છે; વિવિધતામાં પણ એકતાની એ રેખા દોરે છે. અકળ એ મહિમા જે વડે અપ્રિયનાંયે સંભારણાં મનને આલ્હાદક બની રહે છે.

ગઈગુજરીનાં સંભારણાં બહુ મીઠાં લાગે છે—વીણાના નિદ્રાવશ તારને છેડવાથી તે મધુરો રણકારો કરી ઉઠે છે તેમ—

ઘણી વેળા જૂનાં સંભારણાં દુઃખમય હોય છે. પણ એ દુઃખના અનુભવો સંભારવામાં પણ મીઠાશ રહેલી છે—એક જાતનો આનંદ મળે છે. અંતરનાં ઉડાં ઉંડાં ગુહાદ્વાર પણ

ખુલી જાય છે. જાણે એકાન્તમાં મન પોતાનીજ સાથે છુપી છુપી ગોઠડી કરી ન રહ્યું હોય !

અનુભવતી વેળા, સુખ દુઃખ જાણે જીવનભરનાં સંગાથી ન હોય, એમ લાગ્યાંજ કરે છે, પણ ખરેખર તો એકકે ઝાઝો કાળ ટકતું નથી–કાળપ્રસંગે સ્મૃતિનાં સરોવરમાં સરી જાય છે.

સ્મૃતિપટ પર અનેક નાની વસ્તુઓ વિરાટ રૂપ ધરે છે. મોટી વાતો સૂક્ષ્મ–ઝીણી બની જાય છે. અને કંઇક તો એવી લીન થઈ જાય છે, કે બહુ તપાસે પણ નથી જડતી.

કાશી કાવતરાં કેસમાં મને સજા થઈ. ઇ. સ. ૧૯૧૫ ની ૨૬મી જૂને હું પકડાયો. ઇ. સ. ૧૯૧૬ના ફેબ્રુઆરી-ની ૧૪મી તારીખે જીંદગીભર કાળાંપાણીની સજા પામ્યો અને માલમિલ્કત પણ સરકારે જપ્ત કરી. થોડા દિવસ કાશીની જેલમાં કાઢ્યા બાદ આગસ્ટ મહિને આંદામાન ગયો અને ૧૮મી તારીખે ત્યાંના જેલમંદિરમાં દાખલ થયો. ફરી તે અકળકળાવિહારીની ઇચ્છાનુસાર મહારાજાધિરાજના જાહેરનામા મુજબ ઇ. સ. ૧૯૨૦ના ફેબ્રુઆરીમાં છૂટીને આવ્યો—એ, ટુંકમાં મારી કહાણી.

આટલો વખત મેં જેલ ભોગવી. તે વિષે લખતાં જેલવાસો મને શા માટે મળ્યો તે બાબત પણ જણાવવી જોઇએ. હિન્દુસ્તાનના ભાવી ઇતિહાસનાં થોડાંએક પ્રકરણો યોગ્ય રીતે પરેપુરાં વિગતસર રચાય, એવું વિચારી આજે કલમ ઝાલી છે. હિન્દુસ્તાનનું નસીબ એક ભારે સંધિ ચૂકી

પાછું ત્રણ ડગલાં આગળ નાઠું છે. હિન્દની અન્દર અને બહાર, ભાગ્યવિધાતાની છૂપી છૂપી યોજના મુજબ જે ભયંકર વિપ્લવ ભડકો સળગી ઉઠેલો—જે વમળમય સૃષ્ટિ રચાયેલી, તેમાં એજ છઠ્ઠીના લખનારની અકળ કળા મુજબ હું યે પડેલો. મારા જેવા કેટલાયે જુવાનો, અંતરના ઉંડાણમાં થતી વેદનાને પરિતાપે દાઝી ઉઠી, જાણ્યે અજાણ્યે, વિધાતાએ લખેલા લેખ સાચા પાડવા ભેગા મળ્યા હતા. એ બધાની પિછાન આપવાની, એ "લખ્યા લેખની" કહાણી કહેવાની ઇચ્છા મારા અતરમા કયાર કયારની ઘૂમી રહી છે. આજે, તેને અમલમાં મૂકવા પ્રયસ કર્યો છે.

ઘણી ઘટનાઓને આપણે મોટુ મોટુ સ્વરૂપ આપીએ છીએ. પણ પડદા આડે રહી જે મહાશકિત સોગઠાં નચાવે છે, ઝીણી ઝીણી વાતોમા પણ તેના ખેલનનું અદ્ભુત રહસ્ય રહેલું છે. સફળતાનો મોહ ડગલે ને પગલે આપણને ખેંચી રાખે છે. વિચારોમા એ મોહને તોડીએ છતાં અંતરના ઉંડાણમાંથી એ પોતાની છાવણી ઉઠાવતો નથી. મોટી મોટી ઘટનાઓ કરતાં ઝીણી ઝીણી વાતોનું જીવનમાં જેવું તેવું સ્થાન નથી. બધીયે ઘટનાની માળા તો વિચારજગતમાંજ ગૂંથાય છે,

એ મુજબ, કોઇ માનવી વિષે લખતાં, ટીકા કરવી પડે તો તે તેને લાગૂ પડેલી ન માનવી. જુદા જુદા માણસોની પિછાન આપ્યા વગર બધી વાત સમજાવાય પણ કેવી રીતે ! એટલે વ્યકિતચરિત્રને આલેખ્યા વિના ચાલ્યું નથી.

એ પ્રમાણે લખવા બેસતાં મારી અને મારી ટાળીની અનેક ખોડખાંપણો પ્રકાશમા આવ્યા વિના રહેવાની નથી. પણ તેથી જે નિર્બળતા અને ત્રુટિઓને લીધે અમે પાંગળા થઈ ગયા હઈએ તેને છૂપાવવાનો ખોટા યત્ન કરવાની શી જરૂર! ખોટા તો ખરોજ; કારણ ગમે ત્યારે એક દિવસ સાચી વાત જણાયા વિના તો રહેવાની નથી. અને છૂપાવવા જતાં માત્ર સત્યનું ખૂન થાય એટલુંજ નહિ, પણ નિર્બળ તા ઉલટી વધેજ. ઈતિહાસનાં પ્રકરણ લખતી વેળા "સત્યં-બ્રુયાત્ પ્રિયંબ્રુયાત્ મા બ્રુયાત્ સત્યમપ્રિયમ્" એ સિદ્ધાંત લાગૂ પાડેલો ખોટા છે.

(૨)

## અનંત મૂળ.

કલકત્તાના રાજાબજારમાં એક નાનકડી દુમજલા કામડ-કુટીયા ચાલી હતી. જોતાંજ લાગે, કે એમાં ગરીબગુરબાંનો વાસો હશે. ટ્રામ ચલાવનારાઓ અને એવાજ બીજા હલકી વર્ણના ગણાતા લોકો એમાં રહેતા.

એ ચાલીને ઉપલે માળે એક ઓરડામાં શ્રી શશાંકમોહન હાજરા નામનો એક જુવાન રહેતોહતો. એ જ્યારે પકડાયો ત્યારે બોમ્બના મસાલા સગાથે યોગ તેમજ સાધના વિષયના કેટલાંક

પુસ્તકો તેમજ લેખો એની કોટડીમાથી મળી આવ્યાં તપાસ ચાલતી વેળા કેટલાકે આ લેખો વિષે બોલતા કહેલુ કે એ કેવળ ઠગબાજી હતી–લોકોને ઉંધે રસ્તે દોરવવા માટેની યુક્તિ હતી ખરી વાત હુ જાણુ છુ—એ દગાબાજી નહોતી અમે સાચેજ અમારા નિત્ય જીવનમા યોગસાધના ઉતારવા પ્રયત્ન કરેલો શ્રી પુરૂષોત્તમ સર્વ કર્મોના નિયંતા છે, એવુ અમે માત્ર બકવાદ રૂપે નહોતા બોલતા, અંતરના ઉંડાણુની સાચી શ્રદ્ધાથી એ મુજબ અમે માનતા. અમારૂં કામ ફતેહમદીથી પાર પાડે–તેટલાજ સારૂ માત્ર ઇશ્વરને નહોતા સભારતા પણ તે અકળકળાવિહારીના સ્વરૂપ વિષે ચર્ચા કરતા મનન કરતા કઈ કઈ દિવસો વહી જતા—કઈ કંઈ રાતોના અખડ ઉજાગરા થતા

જે મહાન મોજુ માતૃભૂમિ પર થઇને વહી ગયું છે અને હજુએ જાય છે તે એ અનાથનાથની આજ્ઞાથી ઉછળ્યુ છે, એવો મારો દૃઢ વિશ્વાસ છે જે ભાવનાની સફળ પ્રેરણાને બળે હિન્દમૈયાના સેકડો નવજુવાન બાળકોએ મૃત્યુભેટને નોતરી અપાર દુ ખ અને આફતના મુખમાં પણ ગરવે વદને ધસારો કરેલો—જે લાગણીના જોશને પ્રતાપે તેમણે અનંત સતાપ અને બેઇજ્જતી પણ ભારે સયમથી સહન કરેલા—તે પ્રેરણા, તે લાગણીની રેલ શુ કોઇ કાળા માથાના માનવીએ દેશમા આણી હતી ? કે એના કાયમીપણાનો આધાર શું કોઈ અમૂક માણસના મતમતાતર કે જીવવા મરવા પર નિર્ભર છે ?

છેક બાળક હતો, ત્યારથીજ સ્વદેશ ઉદ્ધારના વિચારો મારા અંતરમા ઘોળાયા કરતા મને કોઇએ એ વારસા રૂપે તો નથીજ આપ્યા મારી રગરગમા એટલી નાની ઉમ્મરે કોણે એ પ્રાણજ્યોતિ પ્રકટાવેલી? બચપણથીજ નાનકડા ભાઈભાડુ સાથે એ વિષે ચર્ચા કરતો આવ્યો છુ તે વેળા સ્વદેશી ચળવળનો એકડેએક પણ પાટી પર નહોતો ચીતરાયો. આધેડ ઉમ્મરે ઘણાની સાથે વાત કરતા જણાયું છે, કે મારા જેવા દેશમા બીજા ઘણાયે છે, જાણે પોતાના રચ્યા ઘાટ પાર પાડવા ઇશ્વરે પહેલેથીજ બધી ગોઠવણો કરી ન હોય!

## (૩)

## બળવાનાં બીજ

ઈ સ' ૧૯૧૫ની સાલ હિન્દના ઇતિહાસમા બહુ અગત્યનુ સ્થાન લેશે એ વરસે બળવાની જે જબરદસ્ત યોજના અફળ નીવડી, તેવી મોટી યોજના સત્તાવનની સાલ પછી (પંજાબના કુકા વિદ્રોહ શિવાય) બીજી થઈ છે કે કેમ એ વિષે મોટો શક છે એ કાવતરૂ પકડાયા પછીજ હિન્દ સંરક્ષણનો કાયદો દેશ પર લદાયો, છતાયે સ્વદેશ ખાતાના સભાસદ શ્રીયુત ક્રેડોક સાહેબ વડી ધારાસભામા એ કાયદાની રજુ

આત કરતી વેળા બોલેલા, કે " we had had anarchism for a long time in Bengal, but the situation in the Punjab was serious, in Bengal it was less se બંગાળમાંયે કાવતરાંબાજી ઘણો કાળ ચાલી, પણ પંજાબમાં તો મામલો ગંભીર થઇ પડેલો; બંગાળમાં એટલે બધે દરજ્જે નહિ." ખરેખર, હિન્દુસ્તાનની દશા તે વખતે બહુ ભારે કટોકટીની હતી. પણ બંગાળા વિષે કેટલાક સાહેબને બહુજ ઓછી માહિતી હતી એ ચોક્કસ છે. કેટલાક દિવસ વીત્યા કેડે કેટલાક સાહેબે કબુલ કરેલુ, કે પંજાબનાં કાવતરાંખોરો સાથેના બંગાળના બળવાદીઓના સંબંધ વિષે મારો જે તર્ક હતો, તે હવે બદલાઇ ગયો છે.

ઉત્તર હિન્દુસ્તાનના ઘણા કાવતરાં કેસો દ્વારા બહુ બહુ વિગતો બહાર આવી છે. ઘણા માને છે, કે એ બધી વિગતોનો ઘણો ખરો ભાગ તો કલ્પિત—જૂઠોજ હશે. ઘણાએ મને કહ્યુ હતું કે, સિપાઇડાઓએ જૂઠાં પાત્રો ઉભા કરીનેજ એ મુકદ્દમાના નાટકો ભજવ્યાં છે. દેશમાં ખરેખ રજ એવાં કોવતરા યોજાયા હોય એમ લાગતું નથી.

એમના આવા શબ્દો સાંભળી મારૂં હૃદય વેદનાથી બળીને ખાખ થતું. લાગતું કે મારાં સ્વદેશબાંધુઓનું આત્મશકિતનું જ્ઞાન એટલુ બધું કટાઇ ગયું છે કે સ્વજાતિનાં કોઈ માનવી આવું કંઈ કરી શકે, એ વાત તેમની તર્કશક્તિની પણ બહાર જાય છે ! ? અને માનસિક દર્દને લીધે હૈયું ખોલી બધી વાત કરાતી નહિ એટલે એ વેદના ભારે

છેક બાળક હતો, ત્યારથીજ સ્વદેશ ઉદ્ધારના વિચારો મારા અંતરમાં ઘોળાયા કરતા મને કોઇએ એ વારસા રૂપે તો નથીજ આપ્યા. મારી રગરગમા એટલી નાની ઉમ્મરે કોણે એ પ્રાણજ્યોતિ પ્રકટાવેલી? બચપણથીજ નાનકડા ભાઈભાડુ સાથે એ વિષે ચર્ચા કરતો આવ્યો છુ. તે વેળા સ્વદેશી ચળવળનો એકકેએક પણ પાટી પર નહોતો ચીત રાયો! આધેડ ઉમ્મરે ઘણાની સાથે વાત કરતા જણાયું છે, કે મારા જેવા દેશમાં બીજા ઘણાયે છે, જાણે પોતાના રચ્યા ઘાટ પાર પાડવા ઇશ્વરે પહેલેથીજ બધી ગોઠવણ કરી ન હોય!

## (૩)

## બળવાનાં બીજ

ઈ'સ: ૧૯૧૫ની સાલ હિન્દના ઇતિહાસમા બહુ અગત્યનુ સ્થાન લેશે એ વરસે બળવાની જે જબરદસ્ત યોજના અફળ નીવડી, તેવી મોટી યોજના સત્તાવનની સાલ પછી (પંજાબના કુકા વિદ્રોહ શિવાય) બીજી થઈ છે કે કેમ એ વિષે મોટો શક છે. એ કાવતરૂ પકડાયા પછીજ હિન્દ સંરક્ષણનો કાયદો દેશ પર લદાયો, છતાયે સ્વદેશ ખાતાના સભાસદ શ્રીયુત ક્રેડોક સાહેબ વડી ધારાસભામાં એ કાયદાની રજુ

આત કરતી વેળા બોલેલા, કે " we had had anarchism for a long time in Bengal, but the situation in the Punjab was serious, in Bengal it was less &c બંગાળમાંયે કાવતરાંબાજી ઘણો કાળ ચાલી, પણ પંજાબમાં તો મામલો ગંભીર થઇ પડેલો: બંગાળમાં એટલે બધે દરજ્જે નહિ." ખરેખર, હિન્દુસ્તાનની દશા તે વખતે બહુ ભારે કટોકટીની હતી. પણ બગાળા વિષે કેટલાક સાહેબને બહુજ ઓછી માહિતી હતી એ ચોકખું છે. કેટલાક દિવસ વીત્યા કેડે કેટલાક સાહેબે કબુલ કરેલું, કે પંજાબનાં કાવતરાંખોરો સાથેના બંગાળના બોંબવાદીઓના સંબંધ વિષે મારો જે તર્ક હતો, તે હવે બદલાઇ ગયો છે.

ઉત્તર હિન્દુસ્તાનના ઘણા કાવતરાં કેસો દ્વારા બહુ બહુ વિગતો બહાર આવી છે. ઘણા માને છે, કે એ બધી વિગતોનો ઘણો ખરો ભાગ તો કલ્પિત—જૂઠોજ હશે. ઘણાએ મને કહ્યું હતું કે, સિપાઇડાઓએ જાતાં પાત્રો ઉભા કરીનેજ એ મુકદ્દમાના નાટકો ભજવ્યાં છે. દેશમાં ખરેખર એવાં કાવતરા યોજાયા હોય એમ લાગતું નથી.

એમના આવા શબ્દો સાભળી મારૂં હૃદય વેદનાથી બળીને ખાખ થતું. લાગતું કે મારા સ્વદેશબાંધુઓનું આત્મશકિતનું જ્ઞાન એટલું બધું કટાઇ ગયું છે કે સ્વજાતિનાં કોઈ માનવી આવું કંઈ કરી શકે, એ વાત તેમની તર્કશક્તિની પણ બહાર જાય છે ! ! અને માનસિક દર્દને લીધે હૈયું ખોલી બધી વાત કરાતી નહિ એટલે એ વેદના ભારે

દુઃખ દેતી. કોમાગાટામારૂના શીખ બેસારૂઓને કાનડામા ઉતરવા ન દેવાથી તેમના અંતરમાં જે આગ સળગી ઉઠેલી તેના તણખા ચોમેર વિખરાતા હતા, ત્યારે માતૃભૂમિના એક પ્રાંતમાં બેસી આશાધેર્યા હૃદયે, ચંચળ ચિત્તે હું તેને નિરખી રહ્યો હતો. પજાબમા જેઓ અમારા હતા તેમને કહી દીધેલુ, કે કોમાગાટામારૂના મુસાફરો દેશમા પગ મૂકે કે તરતજ તેમને આપણા પક્ષમાં ખેંચી લેવાના છે.

## અમેરિકન ચિણગારી

કોમાગાટામારૂના મુસાફરો સ્વદેશને કિનારે પગ મૂકે ન મૂકે ત્યા તો એક ભારે બનાવ બન્યો અમારૂં આશાવૃક્ષ ફૂલી ફાલીને નવપલ્લવિત થવા લાગ્યું. જોતજોતામા કાનડા અને કેલિફોરનિયાથી ટુકડીઓ રૂપે બીજાએ કેટલા શીખો આવવા લાગ્યા. આ બધા હિન્દુસ્તાન આવતા રસ્તે ઠેકઠેકાણે ઉતરી પડી શીખ પોલિસ અને શીખ લશ્કરી ટુકડીઓમા જઈ વિપ્લવાગ્નિ ચેતાવતા. ઘણો ખરો વખત હિન્દ બહાર રહેવા છતા આવું મોટુ છૂપુ કાવતરૂં રચાયું કેમ, એ ઘણાને ન સમજાતુ. તેથી ખુલ્લી રીતે, છચોક દરેક વહાણમાં અને દરેક બન્દરમા તેઓ ક્રાન્તિની વાતો ફેલાવતા ફેલાવતા આવેલા. એને લીધેજ હિન્દી સરકાર ચેતી જવા પામી. જેમ જેમ શીખ મુસાફરોની ટુકડીઓ હિન્દુસ્તાનને કિનારે પગ મૂકવા લાગી તેમ તેમ સરકાર બહાદુર તરફથી રિવાજ મુજબ તેમનુ સ્વાગત કરવામા આવતું ગયું. એ મુજબ એકજ ટોળાના લગભગ ત્રણસો માણસોને સીધા મુલતાનની

જેલમાં મોકલી દેવામાં આવ્યા. એમાંના ઘણાકને સરકાર આગેવાન તરીકે ધારતી હતી. તેમ તેમાંના ઘણાની પાસે ઠીકઠીક પૈસો પણ હતો. અમેરિકામાં કેટલાંક વરસ ગાળી કમાઇને જે માલમતા એકઠી કરેલી તે લગભગ બધીજ એમણે સાથે આણી હતી.—નામદાર સરકારે બધીજ જપ્ત પણ કરી. એ રીતે એક જણ પાસેથી રૂપિઆ ત્રીસ હજાર જેવડી મોટી રકમ મળી આવી હતી. વળી ઘણા તો પોતે ભેગું કરેલું દ્રવ્ય કેલિફોરનિયા યુગાન્તર આશ્રમમાં આપી આવ્યા હતા.

બળવાખોરોના અખાડા

હવે એ સૌમાંથી સરકાર બહાદુરની પ્રેમનજરમાંથી જેઓ છટકી ગયા, તેઓ આવીને પંજાબમાં એકઠા થવા લાગ્યા,—અને પોતપોતાનાં ટોળા રચવા લાગ્યાં. શીખ લોકોનાં ધર્મમન્દિરોને ગુરૂદ્વારા કહે છે. અને ત્યાં આગળ એમના પુરોહિતો વાસો વસે છે. એમને ગ્રંથીજી કહેવામાં આવે છે. પ્રત્યેક ગુરૂદ્વારામા એક એક ગ્રંથી હોય છે. આ બધી ગુરૂદ્વારાઓમાં બળવાખોર શીખોના અખાડા હતા—ત્યાંજ તેઓ એક બીજાને મળતા. એક વેળા એક ગુરૂદ્વારામાં હું બેઠો હતો. એક શીખે આવીને ખબર આપી કે ફલાણાને ફલાણી ગુરૂદ્વારામાં દાખલ થતાં મેં જોયો હતો અને ત્યાં જઈ હું તેની સાથે મુલાકાત કરી આવ્યો. થોડીજ મિનિટો વીત્યા કેડે એ ટોળીનો આગેવાન અમારી ગુરૂદ્વારામાં આવી લાગ્યો. તેની સાથે નાણાં સંબંધી વાતચીત નીકળતાંજ તેણે

સોનાની ગોળ ગોળ ચક્તીઓ અમારી સમક્ષ મૂકી દીધી. અમેરિકન ગિનિઓ ગણતા લગભગ એક હજાર રૂપિયા હતા એમ ગણતરી થઈ. દરેક ટોળીમા એવુંજ હતું. બળવાના કાર્યમાં, સ્હેજ પણ મ્હો કટાણું કર્યા શિવાય, સંપૂર્ણ ઉલ્લાસથી પોતાની અઢળક સપત્તિને કુરબાન કરતા અનેક શીખોને જોયા છે—બગાળામા તેવું કદિ નથી નજરે ચઢયું. ખરેજ, આવો ઉત્સાહ, સ્વતંત્રતાની આવી ઉંડી વાસના અમેરિકાથી પ્રાછા ફરેલા શીખોમાંજ જોવામાં આવી છે. એ શિવાયના પજાબના બીજા રહેવાસીઓએ એમના પ્રત્યે કદિ લાગણી બતાવી નથી. ફક્ત પઠાણ અને શીખ લશ્કરી સિપાઇઓ સાથે તેમને ભારે સબધ બધાયો હતો. એટલું તો ખરૂંજ, કે હિંદુસ્તાનની બીજી પ્રજાઓ કરતા શીખ જાતિમા એકસંપી અને એકદિલીની ભાવના બહુ મજબૂત અને સવિશેષ છે.

અમેરિકાથી જેઓ પાછા ફર્યા હતા તેઓમાના ઘણાખરા તો ત્યા મજૂરી કરતા. જેના ત્રીસ હજાર રૂપિયા જપ્ત થયાનું ઉપર લખ્યું છે તે કેલિફોરનિયામાં ખેતી કરીને આટલો માલદાર બન્યો હતો.

## લશ્કરમાં પગપેસારો

એમના ઘણાં સગાંઓ હિન્દી સરકારના લશ્કરમાં હતા. હિંદમાં આવતાંજ તેમણે આ સિપાઈઓ સાથે મળી પ્રપંચ રચના શરૂ કરી. એ વેળા બગાળા સાથે પજાબનો જોગ હોતો. બીજા બધા ગુણો છતા બંગાળાના જેટલી વ્યવસ્થા શક્તિ (organising power) એમનામા નહોતીજ. પણ

બંગાળા સાથે સંબંધ જોડાયો ત્યારથી બહુજ 'સરસ' રીતે કામ થવા માંડ્યું. ઉતર હિન્દની લગભગ બધીજ લશ્કરી છાવણીઓમાં અમારી આવજા શરૂ થઇ ચૂકી. નૈઋત્ય તરફ છેક બન્નુથી માંડીને દાનાપૂર સુધીની એકે છાવણી બાકી નહોતી. દરેક ટુકડીનું કહેવું એમ હતુ, કે અમે શરૂઆત કરવાના નથી; પણ બળવાનું મંડાણ થતાંજ સ્વતંત્રતાવાદીઓના મંડળમાં નક્કી જોડાઈ જઇશું. ફક્ત લાહોર અને ફિરોઝપૂરની ટુકડીઓએ પહેલેથીજ કામ શરૂ કરવાનું વચન આપ્યું. વિપ્લવવાદીઓએ કેટલી બધી ગંભીર રીતે બળવાની યોજના પગભર કરી હતી તેનું પહેલાં તો સરકાર બહાદૂરને જરા પણ ભાન નહોતું. તેમ નહોત તો તો તેઓ આટલો પગપેસારો નજ કરી શકત. આખરે પંજાબના પોલિસ ખાતાના એક મુસલમાન ડેપ્યુટી સુપ્રીટેન્ડન્ટે પોતાના એક જાસુસને ખુદ બળવાખોરોની ટોળીમાં દાખલ કર્યો—અને એ કૃપાલસિંહેજ આખરે બધી યોજનાઓનું નિકંદન વાળ્યું—બધી વાતો ઉઘાડી પાડા દીધી.

## (૪)

## પોલીસને હાથતાળી

કૃપાલસિંહ કેવી રીતે બળવાખોર મંડળમા દાખલ થયો, અને કેવી રીતે બધુ ધુળ મેળવ્યું, તે વાત યોગ્ય વખતે,

યોગ્ય સ્થળે આવશે અહિં તો આ શીખ બળવાખોર મંડળની કેટલીક પિછાન વાચકને કરાવી દઉં.

આ શીખમંડળની સખ્યા કંઈ નાનીસુની નહોતી જુદી જુદી ટોળીઓ રૂપે પણ ૬ થી સાત હજાર શીખો ઉત્તર અમેરિકા અને કાનડાથી દેશમા પાછા ફર્યા હતા પણ ઈ. સ. ૧૯૧૪ ના વરસવાળા Ingress Ordinance Act (પ્રવેશ વિષયક કાયદા) મુજબ ઘણાને તો તુરત જેલજ મળી, અને બીજા અનેકને નજરબધી હેઠળ પોતપોતાના ગામમા રહેવા કબૂલ થવુ પડયુ. જેમને નજરકેદ મળી તેઓ પણ બળવાના કામમા ઝાઝી મદદ કરી નજ શકયા કેમકે સૂરજ આથમે ત્યારથી તે સૂર્યોદય થતા સુધી તેમ નાથી ઘર બહાર નીકળાતુ નહોતુ ગમે તે વખતે પોલિસ આવી ખબર અતર પૂછે, તપાસ કરે, તો જવાબ આપવો પડે. સૂરજ ઉગ્યા પછી પણ તેમને પોતાનુ ગામ છોડી પરગામ જવાની રજા નહોતી તેમ બીજા કોઇ પરગામના માણસ ખુલ્લેખુલ્લી રીતે એમની મુલાકાત પણ લઇ શકતા નહિ. પછી જ્યારે કામ ખૂબ સરસ, સુઘટિત રીતે શરૂ થઈ ગયું ત્યારે એમનામાના કેટલાકનો સ્વદેશપ્રેમ પ્રબળતાથી ભભુકી ઉઠવાથી તેઓ પોલિસની નજર ચૂકાવી, તેને હાથ તાળી આપી ગુમ થઇ ગયા પછી પોલીસ તો શુ પણ તેના પોતાના છેક પાસેના સગાને પણ તેમની કશી ખબર અતર મળવી બધ થઇ

બળવાખોરોની પુખ્તતા

જે ભાવનાથી ઉછળતે હૈયે આ બધા શીખો હિન્દુસ્તાન આવેલા, તેમાં અહિં પગ મૂકતાંજ, ફેરફાર થયા વિના ન રહ્યો. છથી સાત હજાર પાછા ફરેલા શીખોમાંથી લગભગ અડધા તો પોતપોતાના કુટુંબ પરિવાર સાથે રહેવા ચાલ્યા ગયા. માત્ર બાકીના ખુબ મહેનતુપણે બળવાના કામમાં વળગી ગયા.

એમાંના ઘણાખરા શીખ હતા. અ–શીખ ભાગ્યેજ હશે. વધારેમાં વધારે ૨૫–૩૦ એવા હશે. તેઓ લગભગ બધાજ આસરી મોટી પાકટ ઉમ્મરના ગૃહસ્થો હતા. ઘણાને સ્ત્રી પુત્ર કન્યા આદિ પરિવાર પણ હતો. ચાળીસથી ઉપરની ઉમ્મરના પણ ઘણાને મેં જોયા હતા. કેટલાક તો બહુ ઘરડા પણ હતા. ભાઇ નિધાનસિંહ, ભાઇ સોહનસિંહ, ભાઈ કાળાસિંહ, ભાઇ કેરસિંહ—એમાંથી કોઈ પણ નાની ઉમ્મરનું નહોતું.

દિલ્હી કાવતરાં કેસમાં જેઓ પકડાયેલા તેમાંના પણ ઘણાખરા મોટી ઉમ્મરના હતા. અમીરચંદની ઉમ્મર પચાસથી વધારે હતી. અવધબિહારી પાકટ વયનો હતો.

માત્ર બંગાળમાંજ ખાસ કરી દુધમલ બાળક જેવા જુવાનિયાઓ બળવાન છુપા જંગમાં જોડાયેલા. ઘણાને તો સંસારવહેવારનું જરાયે ભાન પણ નહોતું. સોળ વરસથી વીસ બાવીસ સુધીની ઉમ્મરવાળાજ ઘણા તો હતા.

બંગાળ એટલે—

ઘણુંખરૂં એમ લાગે છે કે બંગાળામાં ત્રીસથી ઉપર ઉમ્મર ગઇ એટલે જાણે બધો ઉત્સાહ ભાંગી જાય છે—બધું કામકાજ જાણે લથડે છે, પોતીકું ગુજરાન ચલાવવા શિવાય બીજું કંઈ પણ કરવાની વૃત્તિ રહેતીજ નથી. બંગાળની આશા તો એની નિશાળો—પાઠશાળાઓમાં ભણતા, ઉગતા, ઉછરતા જુવાન વર્ગ ઉપરજ રહેશે, કે તેઓ કંઇ પણ નૂર બતાવે. અને એટલું તો ખરૂંજ કે બંગાળના બળવાખોર જુવાનિયાઓને સંસાર વહેવારનું જ્ઞાન નહિ એ કબૂલ, પણ તેમણે ખીલતી જુવાનીમાંયે જે એકાગ્રતા, જે સાધક વૃત્તિ, જે તન્મનાટ બતાવ્યાં છે તે બંગાળ બહાર બીજે નજરે નથીજ પડયાં.

બંગાળીબાણનું એક લક્ષણ છે. તે જ્યારે એક વાત પકડે છે, ત્યારે સમસ્ત પ્રાણ તેમાં રેડે છે—સાચા અંતઃકરણથી તેને વળગી રહે છે. એક દાખલો આપું. બૌદ્ધ યુગમાં બંગાળવાસીઓએ બૌદ્ધ ધર્મનો સ્વીકાર જેવા ખરા અંતરથી કર્યો હતો, તેવા સાચા હૃદયથી બીજી કોઇ પણ પ્રજાએ એ ધર્મ અંગીકાર નહોતો કર્યો, અને આખરે જ્યારે બીજી પ્રજાઓએ એકીવારે એ ધર્મને તજવો શરૂ કર્યો ત્યારે બંગાળા તેમની આંખમાં ખુંચવા લાગ્યું—કારણ બંગાળા તો પહેલાંની પેઠેજ એ ધર્મને સજડ વળગી રહ્યું હતું. હવે ઇંગ્રેજી અમલ હેઠળ બંગાળાએ પશ્ચિમનાં આચાર વહેવાર, રહેણીકરણી, શિક્ષાદીક્ષાને પોતાનું, બીજું બધું ભૂલી

એવી ઉંડી રીતે જીવનમાં ઉતારી દીધા છે કે તેનો જોટો મળે તેમ નથી ગુણ હોય કે દોષ હોય, બંગાળીઓનું આ એક લક્ષણ તો છેજ—કે જેને પકડે તેને તેઓ સજ્જડ વળગી રહે છે. એટલે હાલ પણ સ્વદેશહિતપરત્વે જાગ્યા છે તે વાસના છૂટવાની નથી. સંસાર વહેવાર છૂટી જશે, પૈસો કમાવાનો બાજુએ રહેશે, પણ એ બધું છોડી બહાર ઝુકાવ્યા શિવાય તેમનાથી નહિંજ રહેવાય.

## અમારી ધગશ

એ બધા જુવાનિયામાંના ઘણાકને તો બહુ ઉચ્ચ આ દર્શની પ્રેરણાભર્યા મેં જોયા છે—ધાધલની–તોફાન મસ્તી-ભરી વૃત્તિ જરાયે ન મળે. સ્વદેશસેવાને ઉંડી એકાગ્ર ધર્મ-સાધનાના એક અંગ રૂપેજ તેમણે ગ્રહણ કરી હતી. કેવી રીતે સાચા મનુષ્ય બનાય, ચારિત્ર્યશાળી થવાય એ ધગશ તેમનામા બહુ જોરથી ભભૂકતી.

## શીખ લક્ષણો

પણ એવી ધગશ શીખો વિષે તો માત્ર બે ત્રણ જણ શિવાય બીજાનામા મે જોઈ નથી. અને જોડીયા પ્રાંતોમાં જે બંગવાળીઓના સમાગમમા હું આવ્યો છું તેમની પાસે તો બંગાળાના આ આદર્શવાદ વિષે ચર્ચા ઉપાડતા એ વાત તેમને જરા પણ ગળે ઉતરી નહિ. અરે, તેમની શ્રદ્ધા પણ ન બેઠી—ઘણાને મેં વાત પ્રત્યે અશ્રદ્ધાનું સ્મિતહાસ્ય કરતાં જોયેલા.

પણ શીખ લોકોનો ઉત્સાહ તો પ્રચંડજ. તેમની સાહસિકતા, અને ગમે એટલું દુઃખ બરદાસ કરી લેવા જેટલી કઠણાઈ તો વિરલજ ગણાય, તેમની સુવિશાળ મજબૂત કાયા, માંસલ અવયવો અને ભરાઉ છાતા સૈ કોઈની નજર ખેંચતાં; દાઢીમૂછવાળો ભવ્ય ચહેરો અને દૃઢતાથી દીપી ઉઠતી મુખમુદ્રા જોઇ હરકોઇ જાલિમ ત્રાસ પામ્યા વિના ન રહે. તેમની ચાલમા પણ જાણે કંઈ ખાસ રહસ્ય દેખાતું–જાણે બન્ને પગ ઉપર સરખો ભાર મૂકીને મજબૂત રીતેજ તેઓ આગળ ધપે છે. પણ જેનો મૂછનો દોરોયે ફૂટયો નહોતો એવા નાજુક બાંધાના દુધમલ બાળક જેવા શાંત બંગાળી બાબુઓ પેઠે તેમનું ચારિત્ર્ય ઉચ્ચ આદર્શો અને ભાવનાઓથી રંગાયેલું તો નહોતુંજ. આ હું એક સર્વસામાન્ય વાત કરૂં છું. અંગત વાત કહું તો કેટલાક શીખો માટે મને અપાર પૂજ્યભાવ છે. મારી આંદામાનકથા કહેતી વેળા એ વિષે વધારે જણાવવાનો પ્રસંગ આવશે.

અમેરિકાનું વાતાવરણ

સાધારણ રીતે "સુશિક્ષિત" કહેતાં આપણા મનમાં જે કલ્પના બંધાય છે, તેવી રીતના ભણેલા ગણેલા તો આ અમેરિકાથી પાછા ફરનારાઓમા ભાગ્યેજ કોઇક હશે.–કદાચ નહિજ હોય. હિન્દુસ્તાનના બીજા પ્રાંતના રહેવાસીઓ પેઠે માત્ર પૈસા કમાવાના ઉદ્દેશથી તેઓ અમેરિકા ગયેલા. સિંગાપોર, પિનાંગ, સિયામ, મલય દ્વિપકલ્પ અને ચીન દેશના જુદા જુદા ભાગોમાં તેમની આવજા શરૂ થઇ. બીજી બાજુ

કાનડા અને ઉત્તર અમેરિકાના ઘણા ભાગોમાં પણ તેમણે એકજ હેતુથી પગપેસારો કર્યો હતો. સિંગાપોર, પિનાંગ અને હોંગકોંગમાં મોટે ભાગે તેઓ ઇંગ્રેજ સરકારના લશ્કરમાં કે મિલિટરી પોલિસ ખાતામાં કામ કરતા. પણ ચીન, સિયામ, મલય દ્વિપકલ્પમાં તો ઘણા મજૂર-હમાલનું કામ કરતા. કેટલાક કોન્ટ્રેકટરી વિગેરે જુદી જુદી જાતના બીજા સ્વતંત્ર ધંધાઓમાં પણ મશગૂલ હતા. કાનડા અને અમેરિકામાં તો તેઓ મોટે ભાગે મજૂરીના વ્યવસાયમાંજ રોકાયલા હતા. અમેરિકાના કેટલાક કારખાનાઓમાં તો અમેરિકાના મજૂર કરતાંએ તેમને વધારે માન મળતું. તેઓ અમેરિકન મજૂર કરતાં વેઠ-મહેનત વધારે કરી શકતા અને તેથી દ્રવ્ય પણ વધારે ભેગું કરી શકતા. આથી ઘણીક વાર તેમની અને ત્યાંના મજૂરોની વચ્ચે ગંભીર તકરારો પણ થતી. એમનામાંનાજ એકે મને કહેલું, કે એક વાર શહેરમાં એક બીજા વચ્ચે એટલી કડવાશ જામી હતી કે એક ભયંકર વઢવાડ શરૂ થઈ. પરિણામે શહેરમાંના બધા શીખો એક બાજુ, અને અમેરિકન મજૂરો બીજી બાજુ, હાથમાં ડાગ દંડૂકા લઈ એક બીજાની ખબર લેવા મંડી પડ્યા; અર્થાત્ મારામારી શરૂ થઈ. ખાસ જાણવા લાયક અને યાદ રાખવા લાયક તો એ છે કે આ ઝગડામાં સરકાર તરફથી શીખોને બિલકુલ પજવવામાં આવ્યા નથી! હિન્દુસ્તાનમાં આવું બને તો મામલો કેવું રૂપ ધારણ કરે એ સૌ કોઈ કલ્પી શકે છે.

ટી૰ આ સૌ અમેરિકાવાસી શીખો સશિક્ષિત ન ગ-

ણાય એ કબૂલ કરીએ; તોયે તેઓ પોતાની માતૃભાષામાં લખાયેલાં પુસ્તકો વાંચી શકતા; એટલુંજ નહિ પણ પોતપોતાના ગામના જાતભાઈઓની ઉન્નતિ–પ્રગતિના વિષયમાં તેઓ ભારે ઉત્સાહ ધરાવતા.

<u>ભણેલા નહિ પણ ગણેલા</u>

પોતાના જાતભાઇઓની કેળવણીનું કામ આગળ ધપાવવા આ શીખ મજૂરોએ રૂ. દશથી પન્દર હજાર ભેગા કરીને દૂર દૂર અમેરિકાથી અહિં મોકલ્યા હતા. અમેરિકાની સ્વતંત્રતાથી ઉભરાતી આબોહવામાં વસીને અને મનમાનતુ દ્રવ્ય પેદા કરવાથી તેઓની સ્વમાનવૃત્તિ અને આત્મશ્રદ્ધા તો અજબજ વધી ગઈ હતી. નવી દુનિયામાં વસવા છતાં ઘણાએ તો પોતાનો વેશપોશાક બદલ્યો નહોતો, એટલુંજ નહિ, પણ ઘણાક તો હાથે રાંધીને સંપૂર્ણ સ્વદેશી પદ્ધતિનુંજ ભોજન પણ લેતા. ટૂંકમાં, આહારવિહારની શૈલી પૂરેપૂરી હિન્દી હતી. દેશથી જ્યારે તે બાજુ પહેલા ગયેલા ત્યારે તો ઇંગ્રેજી બોલતાં સુદ્ધાં ન આવડે–એક શબ્દ પણ ન ઉચ્ચારી શકાય. પરન્તુ અમેરિકા ગયા બાદ ધીમે ધીમે ભાગુ તૂટું ઇંગ્રેજી બોલવાનો મહાવરો થઈ ગયેલો. એમને મ્હોડે એવું તૂટુંફૂટ્યું ઇંગ્રેજી સાંભળવામાં મને ભારે રમૂજ પડતી–ઘણો આનંદ થતો. પણ એવા કામચલાઉ ભાષાજ્ઞાન વડેજ એવા દૂર દેશમાં પણ તેઓ પોતાનું તમામ કામકાજ સુવ્યવસ્થિત રીતે ચલાવતા, અને કમાતા પણ પુષ્કળ છતાં એ દેશાવરમાં પણ સ્વદેશ સાથે તો તેમનો સંબંધ જેવો ને

તેવો લીલોછમ હતો. મજૂરીનું કામકાજ કરવા છતાં પોતાની માતૃભૂમિમાં શી શી ઘટનાઓ બની રહી છે તે જાણવા તેઓ હમ્મેશ વ્યાકુળ રહેતા.

બંગાળાની નવજાગૃતિની તરંગલહરી હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં જેમ રેલાઈ ગઇ હતી તેમજ અમેરિકામાં દૂર દૂર વસેલી હૃદયવીણાઓમાં રણકારો કરવાને તે સમર્થ થઈજ હતી. હિન્દુસ્તાનમાં વિપ્લવભડકાના તણખાઓ જેમ આસપાસ ધીમે ધીમે વેરાતા ઉડતા હતા, તેમ અમેરિકામાં વસતા ઘણાકના અન્તરમાં પણ એ અગ્નિજ્વાળા ભડભડવા લાગી હતી.

## ગદર પાર્ટી

એવે સમયે ભાઇ કરનારસિંગ નામનો એક જુવાન આવી એમનામાં ભળ્યો. એણે ઓઢિયાની રેવેનસ કૉલેજમાં પહેલા વર્ષનો અભ્યાસ કર્યો હતો અને પછી ખાસ કારણને લઈને અમેરિકા જવું ઠીક ધારેલુ. એની ઉમ્મર છેક દૂધનાલ બાળક જેવી છતાં એની આગેવાની હેઠળ અનેક મોટી પાકટ ઉમ્મરના શીખોને પણ કામ કરતા મેં ભાળ્યા છે. પોતાના જેવાજ વિચારો ધરાવતા બેએક બીજા ભાઇઓ સાથે મસલત કરી એક છાપું કાઢવાનો એણે નિશ્ચય કર્યો એ વખતે પોતાની સેવાઓથી પ્રત્યેક સ્થળે પંકાઈ ગયેલા કર્મવીર લાલા હરદયાળ હિન્દુસ્તાનમાં રહી ત્યાંની સરકારને ઉથલાવી નાંખવાની તમામ આશા તજી દઈ અમેરિકાના સોશિયાલિસ્ટો–સમાજવાદીઓ સાથે ભળવાનો પ્રયત્ન કરી રહ્યા હતા.

કરતારસિંગ અને તેના ભાઇબન્ધો આ કાળે હરદયાળજીની પાસે પોતાની છાપુ કાઢવાની યોજના લઈને રજૂ થયા -દેશપ્રેમી હરદયાળ તો આવી કોઇ તકની ખોળમાજ હતા, એટલે તેમણે તો તુરતજ એમા પોતાની મહાનુભૂતિ દર્શાવી અને મદદ આપવાનુ કહ્યું આ પ્રકારે "ઘદર" નામથી ગામડામ ગવાઇ ગયેલા નામીચા પેપરની સ્થાપના થઇ, અને ધીમે ધીમે એની મારફતેજ ઘદરપાર્ટી--ઘદરમંડળનુ સગઠન થતુ શરૂ થયુ. એમનુ મથક કેલિફોરનીઆ યુગાન્તર આશ્રમ હતુ.)

મહાયુદ્ધનુ સળગવુ

વીસમી સદીનો મહાન જગ શરૂ થયો ત્યા સુધી હિન્દુસ્તાનના વિપ્લવવાદીઓને જરાયે ખ્યાલ ન્હોતો કે ઇંગ્રેજની સાથે જરમનીને આટલુ વહેલુ સળગી ઉઠશે એમણે રાજક્રાન્તિની યોજનાઓ પણ એવી રીતેજ રચેલી કે ૧૦ ૧૫ વરસ રહીને ખરેખરી આસમાની સુલતાની શરૂ થાય આવીજ એ મહાન જગ શરૂ થયો ત્યારે તેઓ ક્રાન્તિ માટે તૈયાર નહોતા, એટલુજ નહિ પણ તેમનો હિન્દ બહાર વિપ્લવવાદીઓ સાથે કોઈ જાતનો સપર્ક પણ નહુતો મા જ કારણે અમેરિકાના વિપ્લવવાદીઓ ટુકડીબધ અત્રે આવવા લાગ્યા, ત્યારે હિન્દવાસી સરકારદ્રોહીઓ તેમની સાથે એકાકાર થઈ શક્યા નહિ થઈ શક્યા હોત તો ભારતની સ્થિતિ આજે કોઇ જુદીજ જાતની હોત, એવો સભવ છે

અમેરિકાના ભમતારામો પણ એ નહોતા જાણતા કે મહાયુદ્ધ આટલું જલદી ભભુકી ઉઠશે. એથી તેમની યોજનાઓ પણ જુદીજ રીતે રચાઈ હતી તેમનું ધારવું એમ હતું, કે હિન્દુસ્તાનની બહારની કોઇ રાજસત્તાની મદદ લઇને યુદ્ધની ગોઠવણ કરી શકાશે. આથી તેઓ તે જાતની ગોઠવણ કરવામા મચ્યા હતા, એવામાં લડાઈ જાગી ઉઠી. બધા ગોઠવેલા ઘાટ તૂટીફુટીને મેદાન થઇ ગયા. આવું થયું એટલેજ ટુકડીબંધ હિન્દમા આવી અત્રેના લશ્કરી સિપાઇઓને સાધી તેમની મારફતે સરકારને ઉથલાવી નાંખવી એજ એક ઉપાય બાકી રહ્યો છે એમ તેમને લાગ્યું. હજાર હજાર શીખો પરદેશમાનો પોતાનો નેડો મ કેલી લઇ સ્વદેશ તરફ રવાના થયા.

સરકારની આંખમા

પરન્તુ હિન્દુસ્તાનની સરકાર એમની ઘણી છાની છૂપી વાતો જાણી ગઈ હતી કારણ તેઓ અમેરિકામાં ખુલ્લી રીતે હિન્દુસ્તાનમા કરવા ધારેલા વિપ્લવ વિષે ભાષણો કરતા હતા. વળી ઘદર છાપુ પણ જાહેર રીતે છપાઇને બહાર પડતું અને વેચાતું. દશમી મે સત્તાવનના બળવાની એક જયન્તી તરીકે જાહેર રીતે ઉજવાતી. વળી લાલા હરદયાળની ઉપર ઇંગ્રેજ સરકારની સ્નેહાળ દષ્ટિ ખાસ ચોંટેલીજ રહેતી. કેટલીક વાર એમની નિત્યનોંધપોથીને પણ અજબ રીતે પગ થતા! છેવટે તેમને પકડવાની વાતો ચાલતી હતી ત્યારે એક અમેરિકને તેમને સાવચેત કરી મૂક્યા તુરતજ હરદયાળ અને

બીજા હિન્દીઓએ અમેરિકા તજી દઈ બીજે ભાગી જવાનુંજ ઠીક છે એમ નક્કી કર્યું.

જુદા જુદા સ્થળોના જરમન એલચીઓ (કોન્સલો) હિન્દુસ્તાનની સરકારને ઉથલાવી પાડવા ઈચ્છનારાઓને જુદી જુદી રીતે સહાય કરી રહ્યા હતા. અમેરિકાથી પાછા ફરેલી રાજદ્રોહી ટુકડીઓ પણ તેમની સાથે વાતચીત કરવાનો પ્રસંગ મળતાં તેનો લાભ લેવા ચૂકતી નહિ.

## છોટાબડા પરમાનંદજી

એ રીતે કેટલાએક યૂરોપ તરફ ગયા, અને બાકીના બધા હિન્દુસ્તાન તરફ ઉપડ્યા. રસ્તે જ્યાં જ્યાં તક મળે ત્યાં ત્યાં પોતાના વિચારો પ્રદર્શિત કરવા તેઓ ચૂકતા નહિ. એવું એક ટોળું જાપાનને બન્દરે આવી લાગ્યું. પરમાનંદ નામનો એક ઉછળતો જુવાન અહિં તેમની સાથે આવી મળ્યો. એનું મૂળ વતન ઝાંસી. આંદામાનમાં અમે એને છોટા પરમાનંદ કહેતા કારણ મોટા-બડા પરમાનંદની પદવી તો લાહોરની ડી. એ. વી કોલેજના પહેલાના પ્રોફેસર ભાઈ પરમાનંદજી એમ. એ. ને મળી હતી. એમને પણ લાહોર કાવતરાં કેસમાં જીંદગીભર કાળાપાણીની સજા થઈ હતી, પંજાબમાં શીખોની ચઢતી દશા વખતે સ્વદેશ અને સ્વધર્મ કાજે જ્યારે નીડર દેશસેવકો મુસલ્માન જાલિમોની સમશેર પર હોંસાથી શિર ઝૂકાવતા હતા, ત્યારે પરમાનંદજીના એક વડવાએ આત્મબલિદાનનો કોઈ અનેરો મહિમા જીવનમાં ગુંથી ગાયો હતો—તે વેળા મુસલ્માનોએ તેના તરવારથી

ટુકડા કર્યાં હતા. તે કાળથી શીખોએ એ ગૌરવશીલ કુળને "ભાઇ"ની પરમ પ્રેમમય ઉપાધિ ભેટ કરી હતી. શીખોમાં આ "ભાઇ" નુ સબોધન બહુજ સન્માનનું સૂચક છે. એથીજ અમે સઘળા શીખોને તેમનાં નામ સાથે ભાઈ શબ્દ જોડીનેજ બોલાવતા.

આવેશ નહોતો !

ભાઈ ભગવાનસિંહ નામના શીખોના એક બહુ ઉત્સાહી આગેવાન હતા. એમના ભાષણો સાભળીને કેટલાયે શીખો પોતાનો ધધોધાપો તજી વિપ્લવ કાર્યમા મદદ કરવા સારૂ દેશ પાછા ફર્યા હતા. એમણે માત્ર ક્ષણિક આવેશમા આવી જઇને બધુ તજી દઇ વિપ્લવદીક્ષા લીધેલી એમ ધારવામા ભૂલ છે. તેમનામા ખરેખરજ સ્વદેશોદ્ધાર માટેની પ્રેરણા સફાળી જાગી ઉઠી હતી આ રીત દેશ પાછા ફરેલા ઘણાક શીખો સાથે મારે વાતચીત થઈ છે.—ખરેખર શરીરના અણુએ અણુમા વ્યાપેલી પરાધિનતાના અગ્નિની ઝાળ ન સહેવાથી તેમણે આ કાર્યમા ભાગ લેવો શરૂ કર્યો હતો. એમનામાના કેટલાક પિનાગની લશ્કરી ટુકડીઓમા કામકાજ કરતા હતા. કેટલાક હોગકોગમા ચોકીબાન–પહેરેગીર–હતા, અને કેટલાક વળી બીજાજ કોઇ ધધો ચલાવતા હતા એ વેળા હોગકોગમા એક શીખ ટુકડી પણ હતી. આ ટુકડીમાં પણ એમણે પોતાની સત્તા જમાવી

પાછા આવતા

હિન્દ પાછા ફરેલા ટોળાઓમા ઘણા ઇંગ્રેજ લશ્કરી

ટુકડીઓમાં નોંધાયેલાઓ પણ હતા. કેટલાકે વરસ, કેટલાકે દશ તો કેટલાકે છેક અગિયાર વરસ સુધી પણ લશ્કરનું લુણ ખાધું હતું. ત્રણ વરસથી ઓછા અનુભવવાળો તો કો-ઈજ નહોતો, કારણ કાયદા મુજબ ઓછામાં ઓછાં ત્રણ વરસ તો નોકરી બજાવવાને સિપાઈ બંધાયજ છે. એમનામાં ઘણા મશીનગન ચલાવનારાયે હતા—તોપચી, ગોલંદાજો પણ હતા.

હિન્દુસ્તાન આવતા રસ્તે પોલિસ ખાતાના અમલદા-રોએ એમને હિન્દ પાછા ફરવાનાં કારણો પૂછયાં. કોઈ કહે, કે પરણવા જાઉં છું; કોઈ કહે બહુ દહાડાનો વિજોગ થયો—હવે તો સગાં વહાલાંને ભેટું, વિગેરે. આગળ ઉપર અદા-લતમાં મુકદ્દમો ચાલતી વેળા ન્યાયાધીશના એ જાતના સવાલોનો પણ એમણે એવોજ જવાબ વાળેલો. માત્ર એકજ જણે જુદી જાતનો જવાબ આપી ધ્યાન ખેંચ્યું હતું. ન્યાયા-ધીશે પૂછયું કે દેશમાં પાછા કેમ ફર્યા ! તે કહે મારો સ્વદેશ છે તેથી આ પંજાબી બ્રહ્મદેવનું નામ જગતરામ હતું. એ "ઘદર" પત્રના સંપાદક તરીકે નીમાયેલો હતો. ઘદર એટલે બળવો—રાજદ્રોહ; એ જણાવવું ભૂલી ગયો છું.

### અંધેર

આ પાછા ફરેલા શીખોમાં કંઇ અજબ ઉત્સાહ હતો એ ખરૂં, પણ તેમને કામ કરવાની સાચી રીતિનીતિ તો નહોતીજ આવડતી એમાં શક નથી. એમનું નહોતું કોઇ મથક, કે નહોતી કોઇ શાખા. એક જથ્થાની દેખરેખ નીચે

૨૦ થી ૫૦ આદમી રહેતા તેને એ આદમીઓનો સરદાર કહેવામા આવતો પણ આ સરદારો એક બીજાની સાથે કોઈવાર ભેગા મળતા કે પરસ્પર મસલત કરતા, એવુ કઈ નહોતુ મતલબ કે એકત્ર ભાવે કામ કરવાની ચાવી તેમની પાસે નહોતી, કારણ મુખ્ય મથક તરીકે કઇ હતુજ નહિ. આ પ્રમાણે કેટલાયે લોકો તદ્દન અવ્યવસ્થિત રીતે દેશમા ધાધલ મચાવતા પાછા ફરતા હતા તેની ભાળ કોણ રાખે? જેઓ મુલતાનમા જેલવાસી હતા, તેઓ માત્ર એટલુ બોલતા હવે બળવો જલદી શરૂ થશે અને અમે છુટી જઇશુ. તેને બદલે તેમને તો એક બીજીજ જેલમા મોકલવામા આવ્યા સમાનધર્મી એક લક્ષ્યવાળા મિત્રો એક સાથે રહેવાથી જે આનન્દ પ્રાપ્ત થાય, તેમાથી પણ તેમને વચિત કરવામા આવ્યા

આ બધા ટોળા હિન્દમા આવી બગાળાના બળવાખોરોની શોધમા પડ્યા પણ પહેલેથીજ કોઈની સાથે સબધ જોડેલો નહિ—ઓળખાણ કરેલી નહિ એટલે પાત્ર અપાત્ર જેને તેને મ્હોડે પજાબના બળવાની વાત કરવા લાગ્યા એ જમાનામા કલકત્તામા રસ્તાના ચાલનારને મ્હોડેથી પણ મે પજાબના થનારા બળવા વિષે વાતો સાભળી છે! હિન્દ સરક્ષણ કાયદો પસાર કરતી વેળા હારડીજ સાહેબે પણ આ વાતનો ઉલ્લેખ કર્યો હતો

ફ્રોકટ પ્રયત્ન

કરતારસિંગે આ વખતે બગાળાના એક સારા પકાયેલા

પ્રતિષ્ઠિત આગેવાન સાથે મુલાકાત લીધી. તેણે તેને એવી સલાહ આપી કે તમે તમારે તમારી અગવડ અને ધારણા મુજબ કામ કર્યાં કરો—બંગાળા ખરી અણીને વખતે તમને મદદ કરવા નહિ ચૂકે.

હવે એમને થોડા ઘણા હથિયારોની જરૂર જણાઇ આવી. પંજાબના લશ્કરો પર આધાર રાખવાનો હતો એ ખરૂં, છતાં પોતાના બચાવ ખાતર પણ બનતાં સુધી દરેક કાર્યકર્તા પાસે હથિયાર હોવા જોઇએ—એ વિચારે થોડીક રિવોલ્વરોની જરૂર પડી. આ હેતુથી શ્રીયુત જગતરામને થોડાક રૂપિયા આપી કાબૂલ તરફ મોકલવામા આવ્યા. જગતરામ બાપડો પેશાવરમાંજ પકડાઈ ગયો અને જેલમાં સબડવા પડયો. તે પછી એની સાથે આદામાનમા મારે મુલાકાત થઈ હતી.

ઝાંસીવાળા પરમાનંદને પણ આજ હેતુથી બંગાળ દેશમાં રવાના કર્યો હતો પણ તેયે કામ સિદ્ધ કર્યા શિવાયજ પાછો આવ્યો.

## (૪)

## જુનો જોગી

આ કાવત્રાંની ગોઠવણો ચાલતી હતી તે વેળા કાંશીની બહારના લોકો સાથે વાતચીત મુલાકાત કરવા માટે અમે

ખાસ મકાન નક્કી કરી મૂક્યાં હતાં. પંજાબથી કોઈ મુલાકાત સારૂ આવે એટલે એવાજ એક ખાસ ઘરમાં પહેલવહેલાં ઉતારો લે. ત્યાં આગળથી ખબર મળે અને દૂરથી, તેની જાણ વિના તેને નિહાળી ઓળખી લેવામાં આવે, તે પછીજ તેની સાથે મુલાકાત થતી. એક દિવસ હું કાશીમાંજ હતો. પંજાબથી કાવતરાંબાજ મંડળનોજ એક માણસ પંજાબની તૈયારીઓ વિષેની ખબર લઈને મારી પાસે આવ્યો. કાવતરામાં જોડાવા માટે બે ત્રણ હજાર શીખો સુનિશ્ચિત રીતે તૈયાર થઈ ગયા છે એ જાણી મારો અંતરાત્મા આનંદના આવેશથી જાણે નાચવા–ઉભરાવા લાગ્યો. પંજાબવાળાઓએ એની સાથે કહેવડાવેલુ કે અમને રાસબિહારીજીની જરૂર છે. દિલ્હી કાવતરા કેસના નાસી છૂટેલ આરોપી કર્મવીર રાસબિહારીનુ નામ આ પ્રમાણે ઠેઠ અમેરિકા સુધી પંકાઈ ગયું હતુ, આ શીખોએ એનુ નામ ત્યાંજ સાસળેલું.

અનેક કારણોસર રાસબિહારીનુ કઈ પંજાબ જવું બને તેવું નહોતું. એટલે મારે તે સ્થળની મુલાકાત લેવી એમ ઠર્યું. વાતચીતને અતે નક્કી થયું કે પજાબની પરિસ્થિતિ મારે જાતે ચોકસાઈથી તપાસી રિપોર્ટ કરવો, અને તે બાદ આગળ શુ પગલા લેવા તે ઠરાવવુ.

## કરતારસિંગનો પ્રથમ પરિચય

પહેલેથીજ આટલુ તો નક્કી હતું કે મારે જલન્ધર જઈ ત્યાંના શીખોના આગેવાનો સાથે વાતચીત કરવી. નવેમ્બર મહિનો પૂરો થવા આવ્યો હતો. ઋતુકાલના નિયમ

પ્રમાણે ઠંડી પડતી જતી હતી ગો મ્કુઠતી ૦ ગમા લુધિયાના આવતા મારી જોડે મુસાફરી કરનાર પેલા ભાઈની પિછાન માનો એક શીખ સ્ટેશન પર સ્વાગત કરવા આવેલો જણાયો પેલા ભાઇએ એની સાથે મારી ઓળખાણ કરાવી આપી ભાઈ કરતારસિંગ કરતારસિંગ ગાડીમા બેસી ગયો અને અમારી સગાથે જલન્ધર તરફ તેણે પણ મુસાફરી આરંભી રસ્તે થોડાઘણી વાતચીત થઈ લુધિયાનામા તે વેળા બસો ત્રણસો માણસો ભેગા હતા એમ મને ખબર મળી. એ બધાને જૂદી જૂદી તરફ જૂદે જૂદે કામે મોકલાશે બધાય ગુરૂદ્વારામા અધ્યયન કરવાને બ્હાને ભેગા થતા.

હજુયે બધુ—બધુ સાભરે છે આગગાડીના તે ખાનામા અમે કેટલા બધા ભેળા મળ્યા હતા પણ બધાના મનમા કઇ કઇ જૂદી જૂદીજ ભાવનાઓ ઘોળાઇ રહી હતી અમે ત્રણ જણા કઈ કઇ વાતો કરતા ખરા, પણ હૃદયમા જૂદાજ ભાવોનુ પ્રાબલ્ય હતુ હુ તો આખે રસ્તે એજ વિચારી રહ્યો હતો કે કોણ જાણે આ શીખ મડળના સભ્યો કેવીક જાતના હશે, તેમના અભ્યાસ ભણતર આદિની કેવી કક્ષા હશે ? સાભળ્યા પ્રમાણે ઘણાક વીસ અને તેથી પણ વધારે ઉમ્મરના હતા એ બધાઓની નજરમા હુ કેવો દેખાતો હઇશ—બાવીસ વરસનો દુધપલ જુવાનિયો—? મારૂ એમ નામા કઇ વજન પડશે કે કેમ આવા મોટા, ઉન્મત્ત, જન મડળને યથેષ્ઠ મુઠ્ઠીમા રાખી મારી ધારણાઓ શી રીતે બર લાવી શકીશ—એવા એવા સેકડો સવાલોથી મારૂ

હૃદય ખળભળી ઉઠ્યું હતું—અધીરૂં બન્યું હતું. સાથે અંતરની ઉંડી ઉંડી ગુફામાંથી છાની છૂપી રીતે એક આનન્દનું ઝરણું પણ વહેતું લાગતુ—મનમાં થતું, કે સારાય જીવનનું સ્વપ્નું હવે સફલ થવાનું છે. જુગજુગના અંધારા ઉલેચતા નવયુગનાં તેજ હવે આવશે; પણ—પણ એક વાતનો વિચાર આવતાંજ મારૂં સારૂં શરીર ધ્રૂજી ઉઠતું—મને કંપારી છૂટતી.—બંગાળ ક્યાં! સેંકડો હજારો વરસની બંગાળને કપાળે ચોંટેલી કાળી ટીલી મને હૃદયમાં ડંખ્યા કરતી. ભારે જોરાવર ઇચ્છા એમ પણ થતી, કે જાઉં બંગાળે, અને ત્યાંજ કામ કરૂં. પણ—પણ એ તો આપણે આડા ઉતર્યા.

લુધિયાના પછીનું બીજુ સ્ટેશન આવી પહોંચ્યું. ડર તારસિંગે "બુલેટીન" નામનુ છાપું ખરીદ્યું. છાપું વાંચતાં જણાયું કે કલકત્તામા મુસલમાન લત્તાની એક ગલીમા બો મ્બકાણ્ડ બની ગયો છે. વળી જાસૂસ ખાતામાંના ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડન્ટ શ્રી વસન્ત ચટ્ટોપાધ્યાયના ઘરમા બે બોમ્બ પડ્યા છે, એક હેડ કોન્સ્ટેબલનો પગ ઉડી ગયો, કેટલાક ઘાયલ થયા, ઘરની દિવાલ તૂટી ફૂટી ગઈ, ઘણો સામાન સરંજામ ઉડીને બહાર પડ્યો, અને ઘરના ઓટલા આગ ળનો ફાનસ સ્તંભ તો ચૂરેચૂરા થઈ ગયો. વસન્તબાબુ જીવતા છૂટ્યા ખરા. હું! આ વાચી મને ઘણીક વાતો સમજાઈ. પંજાબનો ઇતિહાસ પૂરો થયો, બંગાળની ચર્ચા ઉપાડવાનો છું તે પ્રસગે આ બધી ચોગ્ય સ્વરૂપમાં તમને જણાવવા નહિ ચૂકું.

શીખ આગેવાનો

આ પ્રમાણે ઠામ ઠામ બોંબ પડવાથી હિંદુસ્તાનમાં ચોમેર દેશસેવકોમાં હોહો મચી રહી. કોઇ વિરાટ કાવતરાંની છૂપી તૈયારીના આ બહારના પરપોટાજ માત્ર છે એમ ઘણાને લાગ્યું–અને તેને અંગે એવી જાતનાં ગુપ્ત મંડળો થાય તો સારૂં એવી અધૂરી પૂરી ઇચ્છા જાગ્યા વિના ન રહી. કરતારસિંગને તો આ ખબર વાંચી ગગનમાં પણ આનંદ ન માય. એક બીજાની સામું જુએ, અને આંખોમાં આનંદના ચમકારા પ્રગટાવે. એમ ને એમ જલન્ધર આવી પહોંચ્યા. સ્ટેશન પર કરતારસિંગજીના થોડાક લાગતા વળગતાઓ વાટ જોતા ઉભા હતા. તેમની સાથે એને જે વાતચીત ગોઠડી કરવાનાં હતાં, તે થઈ ગયા બાદ અમે રેલપાટા ઓળંગીને નજીકમાંજ આવેલી એક વાડીમાં ગયા ત્યાં આ વિદ્રોહી મંડળના કેટલાક આગેવાનો હાજર હતા. તેમને જોઈ મારા જીવમાં જીવ આવ્યો, કે અહિં માત્ર હુંજ દૂધમલ બાળક ગણાઈ જવાનો નથી, મારા જેવડીજ ઉમ્મરના બીજાઓ પણ સામેલ છે ખરા. તે દિવસે હાજરમાં કરતારસિંગ, પૃથ્વીસિંગ, અમરસિંગ, રામરાખા અને બીજો કોઇ એક શીખ, એટલા હતા. કરતારસિંગજી ૧૯–૨૦ વરસના હતા, અમરસિંગ અને પૃથ્વીસિંગ બંને રાજપૂત હતા, પણ તેમનો વસવાટ પંજાબમાં હતો. તેઓની ઉમ્મર ૨૪–૨૫થી વધારે નહોતી. રામારાની બ્રાહ્મણ લાગતો હતો અને તે પણ જુવાનીનાં આંગણામાંજ હતો.

આ બધા બાપડા રાસબિહારીને મળવાની આશામાં ને આશામાં ઉત્સુક હૃદયે બેઠા હતા. મારી ઓળખાણ બધાંની સાથે થઈ. તે વેળા કંઈ મેં એમનાં બધાંનાં નામઠામ પૂછ્યાં નહોતા; પરંતુ ક્રમે ક્રમે પ્રસંગોપાત મેં નામ જાણેલાં. અમારામાં એવી જાતની ઝાઝી પૂછપરછ શંકાની નજરે જોવાતી, અને નામઠામ પૂછવા-જાણવાની ખાસ જરૂર કોઈને લાગતી નહિ. રાસબિહારી ખાસ કારણોસર ન આવી શકવાથી પોતાના જમણા હાથ જેવા આ બાબુજીને મારી સાથે મોકલ્યા છે એમ કહી પેલા કાશી તેડવા આવેલા ભાઈએ મારી પિછાંન કરાવી. કરતારસિંગે કહ્યું: "પણ અમારે તો રાસબિહારીને મળવું જ છે."

મેં તેને સમજ પાડી કે અહિં આવતાં પહેલાં અહિંના સંજોગોથી વાકેફ થવાની તેમને ભારે જરૂર છે અને તે શિવાય હાલ તેઓ એવી અવસ્થામાં છે કે હજુ પણ ઘણા દહાડા તેમનાથી કાશી છોડી આ બાજુ આવવાનું નહિંજ બને.

તે બાદ મેં તેમને પંજાબના હાલ વિષે બધું પૂછ્યું; કેટલા માણસો જોડાયા છે, તેઓ એક બીજા સાથે કેવી રીતે મળે હળે છે, તેમના સાચેસાચા આગેવાનો કોણ છે ? વિગેરે વિગેરે. પછી મેં કહ્યું, "જે તમારા ખરેખરા આગેવાન હોય, તેની સાથે મારી મુલાકાત થવાની જરૂર છે."

અમરસિંગ કહે, "વાંધોજ તે છે. અમારામાં કોઈ ખરેખરો પ્રભાવશાળી આગેવાન નથી, તેથી તો રાસબિહારીની

શીખ આગેવાનો

આ પ્રમાણે ઠામ ઠામ બોમ્બ પડવાથી હિંદુસ્તાનમાં ચોમેર દેશસેવકોમાં હોહા મચી રહી. કોઇ વિરાટ કાવતરાંની છૂપી તૈયારીના આ બહારના પરપોટાજ માત્ર છે એમ ઘણાને લાગ્યું—અને તેને અંગે એવી જાતનાં ગુપ્ત મંડળો થાય તો સારૂં એવી અધૂરી પૂરી ઇચ્છા જાગ્યા વિના ન રહી. કરતારસિંગને તો આ ખબર વાંચી ગગનમાં પણ આનંદ ન માય. એક બીજાની સામું જૂએ, અને આંખોમાં આનંદના ચમકારા પ્રગટાવે. એમ ને એમ જલન્ધર આવી પહોંચ્યા. સ્ટેશન પર કરતારસિંગજીના થોડાક લાગતા વળગતાઓ વાટ જોતા ઉભા હતા. તેમની સાથે એને જે વાતચીત ગોઠડી કરવાનાં હતાં, તે થઇ ગયા બાદ અમે રેલપાટા ઓળંગીને નજીકમાંજ આવેલી એક વાડીમાં ગયા ત્યાં આ વિદ્રોહી મંડળના કેટલાક આગેવાનો હાજર હતા. તેમને જોઇ મારા જીવમાં જીવ આવ્યો, કે અહિં માત્ર હુંજ દૂધમલ બાળક ગણાઈ જવાનો નથી; મારા જેવડીજ ઉમ્મરના બીજાઓ પણ સામેલ છે ખરા. તે દિવસે હાજરમાં કરતારસિંગ, પૃથ્વીસિંગ, અમરસિંગ, રામરાખા અને બીજો કોઇ એક શીખ, એટલા હતા. કરતારસિંગજી ૧૯–૨૦ વરસના હતા, અમરસિંગ અને પૃથ્વીસિંગ બંને રાજપૂત હતા, પણ તેમનો વસવાટ પંજાબમાં હતો. તેઓની ઉમ્મર ૨૪–૨૫થી વધારે નહોતી. રામારાનીો બ્રાહ્મણ લાગતો હતો અને તે પણ જુવાનીનાં આંગણામાંજ હતો.

આ બધા બાપડા રાસબિહારીને મળવાની આશામાં ને આશામા ઉત્સુક હૃદયે બેઠા હતા. મારી ઓળખાણ બધાંની સાથે થઈ. તે વેળા કઈ મેં એમનાં બધાંનાં નામઠામ પૂછેયાં નહોતા, પરંતુ ક્રમે ક્રમે પ્રસંગોપાત મેં નામ જાણેલાં. એ મારામા એવી જાતની ઝાઝી પૂછપરછ શંકાની નજરે જોવાતી, અને નામઠામ પૂછવા–જાણવાની ખાસ જરૂર કોઇને લાગતી નહિ. રાસબિહારી ખાસ કારણોસર ન આવી શકવાથી પોતાના જમણા હાથ જેવા આ બાબુજીને મારી સાથે મોકલ્યા છે એમ કહી પેલા કાશી તેડવા આવેલા ભાઇએ મારી પિછાન કરાવી. કરતારસિંગે કહ્યું "પણ અમારે તો રાસબિહારીને મળવું જ છે."

મેં તેને સમજ પાડી કે અહિં આવતાં પહેલાં અહિંના સજોગોથી વાકેફ થવાની તેમને ભારે જરૂર છે અને તે શિવાય હાલ તેઓ એવી અવસ્થામાં છે કે હજુ પણ ઘણા દહાડા તેમનાથી કાશી છોડી આ બાજુ આવવાનું નહિંજ બને.

તે બાદ મે તેમને પંજાબના હાલ વિષે બધું પૂછયું; કેટલા માણસો જોડાયા છે, તેઓ એક બીજા સાથે કેવી રીતે મળે હળે છે, તેમના સાચેસાચા આગેવાનો કોણ છે ! વિગેરે વિગેરે. પછી મે કહ્યુ, "જે તમારો ખરેખરો આગેવાન હોય, તેની સાથે મારી મુલાકાત થવાની જરૂર છે."

અમરસિંગ કહે, "વાધોજ તે છે. અમારામાં કોઈ ખરે ખરો પ્રભાવશાળી આગેવાન નથી, તેથી તો રાસબિહારીની

જરૂર છે. અહિં અમે જે થોડા ઘણા છીએ તેમનું જ્ઞાન ઊઠાં જેટલું છે એટલે કોઈ જાતનું વ્યવસ્થિત કામ થઈ શકતું નથી. બંગાળાની મદદની અમને ખાસ, ખાસ જરૂર છે. બંગાળામાં તમે ઘણોક વખત થયાં કામ આરંભેલું છે એટલે આપનાં જ્ઞાન અને અનુભવ ઘડાયેલાં છે."

ઉદ્યાપનની ગંભીરતા

કરતારસિંગે પણ આ વાત કબૂલ કરી. પણ પછી અમરસિંગને કહ્યું, "દેખો ભાઈ, ઐસે હિમ્મત ક્યું હારતે હો! દેખ લેના, કામકે વખત પર તુમ્હારે હી ભીતરસેં કિત્તને છીપે હૂએ રૂસ્તમ નીકલેંગે!"

મતલબમાં તે દિવસની વાતચીત પરથી મને એટલું સમજાયું કે જે મહાન સ્વાતંત્ર્ય-ઉદ્યાપનનું વ્રત તેમણે ગ્રહણ કર્યું હતું, તેની મહત્તાનું તેમને પૂરૂં પૂરૂં ભાન હતું અને પોતાની શક્તિનું માપ કાઢતાં કંઇક આત્મશ્રદ્ધા ખૂટવાથી બહારના કોઇ ટેકાની તેમને ઘણી જરૂર લાગતી હતી. સાથે એ પણ વાત ધ્યાનમાં આવી, કે એમનામાં કોઈ પણ સાચેસાચો કામ કરનાર હોય તો તે કરતારસિંગજી. એનામાં જેટલી આત્મશ્રદ્ધા જણાતી હતી તેટલી વિના કોઈ દહાડો કોઈ માણસ મહાન કાર્ય ન ઉકેલી શકે. ઘણી વ્યક્તિઓમાં અહંકારનો ભાવ હોય છે, પણ સાચી શુદ્ધ આત્મશ્રદ્ધા વિરલ છે. અહંકાર અને આત્મશ્રદ્ધામાં આસમાન જમીનનું અંતર છે. અહંકારમાં અન્યને ઉતારી પાડવાની વૃત્તિ રહેલી છે. જે અહંકારમાં તેવી વૃત્તિનો રહેજ પણ

અશ નથી તેનું નામ આત્મશ્રદ્ધા.

### મુખ્ય આધાર

એ તો ઠીક. પંજાબની અવસ્થા મેં આ લોકો પાસેથી જાણી લીધી. તેમાની ઘણીક વાતો આગલાં પાનાંઓમાં આવી ગઇ. વાતચીતમા મને એ જણાઈ ગયું કે આમની કાવતરાંબાજીનો મુખ્ય આધાર પંજાબનું શીખ લશ્કર છે. કરતારસિંગ અમેરિકાથી પાછા ફરેલા શીખોની પહેલવહેલીજ ટુકડીમા અહિં આવેલો અને સપ્ટેમ્બર મહિનાથી આ કામમાં ગૂંથાયેલો એમ તેણે જાતે મને કહ્યું.

### બંગાળાની તૈયારી

પછી કરતારસિંગે પૂછયુ, "બંગાળા હથિયાર ઓજારની બાબતમા કેટલીક મદદ કરશે વારૂ? ત્યાં કેટલા હજાર બંદૂકોનો સંગ્રહ છે?" (વિગેરે)

મેં સામો સવાલ કર્યો, "તમે શું ધારો છો? બંગાળાની તૈયારી બાબત તમને શું લાગે છે?"

તે કહે—"અમને તો લાગે છે કે બંગાળા પૂરતું તૈયાર છે. બંગાળામા જોઇતો હથિયારસંગ્રહ થઈ ચૂકયો હોવો જોઇએ. તમારી જન્મભૂમિ તો આજ ઘણા ઘણા વરસોથી આ જાતની તૈયારી કરતી આવી છે. અરે, અમારામાંના પરમાનન્દને તો તેના કોઈ બંગાળી દોસ્તે ૫૦૦ રિવોલ્વર આપવાનું વચન પણ આપ્યુ છે તેથી તો પરમાનંદ બંગાળા જઇ પહોંચ્યો છે."

ખોટા ખ્યાલો

મારે સાચી સ્થિતિ તુરત સમજાવવી પડી

"જોજો, પરમાનંદને જેણે આમ કહ્યું હશે, તે કોઈ બીજુંજ માનવી દેખાય છે બંગાળામા કોઈ પણ સ્થળે ૫૦૦ રિવોલ્વરનો સંગ્રહ છે નહિ જેણે આમ કહ્યુ છે તે કોઇ બડા જૂઠા ગપ્પીદાસજ છે"

"ત્યારે તો પછી બંગાળ અમને શી મદદ કરવાનુ હતુ ? પંજાબની સાથે સાથેજ બંગાળામા બળવો નહિ ફાટી ઉઠે ? ત્યા તમારા હાથ પર અત્યારે કેટલાક માણસ છે ?"

બીજુ કોઇ હોત—

બીજુ કોઇ હોત, બીજો વખત હોત, તો આવા આટલા સવાલ હું પૂછનારને પૂછવાજ ન દેત કદાચ પૂછતજ, તો હું જવાબ દેતે, કે—

"એ બધું જાણીને તમારે શી પંચાત ? એમ માની લ્યો, કે બીજે કોઈ ઠેકાણે કોઇ જાતની તૈયારી નથી એમ છતાં તમે આ યજ્ઞમા જોડાશો ખરા ? બધી વ્યવસ્થાનો પૂરેપૂરો ભાર તમારેજ માથે છે એવા ભાન સાથે તમે આ પ્રગતમા ભળવા રાજી થશો ? વિગેરે"

આવોજ જવાબ મે આપ્યો હોત અરે, આ તો ઠીક છે, પણ બંગાળામા તો એવા પણ મહાવીરો હતા, કે અમારે ત્યા "આવી આવી" જંગી તૈયારીઓ છે એમ ખોટા ગપોડા લગાવી પોતાના મંડળમા માણસો ભેગા કરવાનો

પ્રયત્ન ચલાવતા. અસ્તુ.

### સાચો ચિતાર

કરતારસિંગે આવો સવાલ પૂછયો, એટલે તેને હવે જવાબ તો દેવોજ જોઇએ. આથી મેં કહ્યું, "જૂઓ, બંગાળમાં તમારી પેઠેજ લશ્કરમાં ઘુસવાની તક અમને મળે તેમ હોત, તો તો અમે કયારનીયે સારી સલ્તનત ઉથલાવી પાડી હોત. બંગાળામાં મુખ્યત્વે કરી જુવાનિયાઓ અને વિદ્યાર્થી અવસ્થાના સભ્યોજ આ યોજનામાં ભળેલા છે અને એ જે સભ્યો ભળેલા છે તેની સંપૂર્ણ પસંદગી અમે એવી સુંદર કરેલી છે, કે તેમનામાનો એકેએક અડધી રાતે પણ મૃત્યુનાં ભેટા કરવાને માટે પથારીમાથી ઉઠીને ઉભો થાય. મરણિયાઓનેજ અમે પસંદ કરેલા છે, એટલે અમારી પાસે સંખ્યાની નજરે બહુ ઓછા માણુસો છે. બહુ તો બેએક હજાર હશે.

### માથું ઉંચકીયે ત્યારે—

આમ છતા મારી શ્રદ્ધા છે, કે જે દિવસે ખુલ્લેખુલ્લો બળવો અમે જાહેર કરીએ, તે દિવસે બીજાં હજારો માણસો અમારી સાથે આવીને ભળ્યા વિના નહિ રહે. કામનું મંડાણ પંજાબમાં થાય, તો પણ એટલી વાતમાં તો નિશ્ચિંતજ રહેજો, કે બંગાળ એ હાકલને ઝીલવામાં પાછું નહિ પડે. બંગાળ કોઈ જબરદસ્ત પ્રયત્ન કરશે. ઇંગ્રેજને બંગાળમાજ એટલી બધી શકિતનો વ્યય કરવાની જરૂર પડશે, કે પંજાબ તરફ તેનાથી પૂરતું ધ્યાન નહિજ આપી શકાય."

દીર્ઘ દૃષ્ટિ

એટલું કહ્યા બાદ વળી ઉમેર્યું, "અત્યારેજ ત્રિઝોરી લૂંટવી, કે પોલિસ ગરાખ પર હુમલો કરવો વિગેરે સાધારણ કામ તો બંગાળ કરી શકે તેમ છે. પણ તે પછી શું? એ ભાવીનો વિચાર કરીનેજ હજુ સુધી બંગાળે કામ શરૂ કર્યું નથી."

અમારી સાથે વિચાર મસલત કર્યા શિવાય કશું કરશો મા, એમ મેં તેને ખાસ સમજાવીને કહ્યુ—તેના મગજમાં ઉંડું ઠસાવ્યું. એણે કહ્યુ:

"તમે કહો છો તે વાજબી છે. આપણે બહુજ સાવધ રહી કામ લેવાનું છે, જેથી આટઆટલી સંઘરેલી શક્તિ એળે ન જાય. થોડી ઘણી હોહાદોડધામમાં કે સંગીન કાર્ય કર્યા વિનાજ તમામ શકિત વેડફાઈ ન જાય એ ખાસ સંભાળવાનુંજ છે."

વ્યવસ્થિત થાઓ

મેં સલાહ આપી, કે ઘણાખરા ભાઈઓને પોતપોતાના ગામમાંજ રહેવાનું કહેજો. ફક્ત આગેવાનો અને પ્રસંગોપાત કામ ચાલુ રાખવા સારૂ જરૂર પૂરતા માણસોનેજ સંગાથે રાખવા. બાકીનાઓના થોડાક વિભાગો પાડી દઈને દરેક વિભાગ પર એક એક મુખી નીમી દેવો, જેથી જ્યારે જરૂર પડે ત્યારે તેની મારફત બધાને એકત્ર પણ કરીજ શકાય. એ રીતે છૂટીછવાઈ ટુકડીઓ રૂપે વિખૂટા પડી ન જશે તો બહુજ થોડા વખતમા બધાજ પકડાઈ ગયા વિના નહિ

રહે "

વળી એમ પણ જણાવ્યુ કે

"તમારામાથી એક જણ મારી સાથે ચાલો, તેને હુ રાસબિહારી પાસે લઈ જાઉ તેમની સાથે વાતચીત કરી તેમની સલાહ અનુસાર જે કઈ નક્કી કરવુ હશે તે થઈ શકશે."

મારૂ આ સૂચન તેને ગમી ગયુ અને તે એણે ખુશીથી સ્વીકાર્યું એમ ઠર્યું, કે પૃથ્વીસિંહ સાથે મારે લાહોરમા ફરી મુલાકાત કરવી અને પછી તેનેજ સગાથમા લઈને રાસબિહારી પાસે જવુ એ ઠીક છે

<u>હથિયારની માગણી</u>

કરતારસિંગે મારી પાસે થોડી વધુ રિવોલ્વરાદિ શસ્ત્રો માટે માગણી કરી પોતાનુ રક્ષણ કરવા સારૂ, કે કોઈ કોઈ વાર નાની તિજોરી લુટવાને, પણ પાસે હથિયાર તો જોઇએજ ને !

જ્યારે એ લોકો અમેરિકાથી દેશમા આવ્યા, ત્યારે જુદે જુદે સ્થળોથી થોડી થોડી બદુકો લેતા આવેલા નામવર બ્રિટીશ સરકારના સમર્થ જાસૂસખાતાની નજર ચૂકવીને પણ એ બન્દુકો દેશમા પ્રવેશ કરના પામી હતી ડોલના તળીયામા એક લાકડુ કે પતરાનુ ઢાકણુ જેવુ બનાવી તેની અદર રિવોલ્વરો લવાતી કેટલેક દહાડે આ યુક્તિનુ પોગળ ફૂટી ગયુ પછી ઘણીક વાર તો હિન્દુસ્તાનને બન્દરે આવી પહોચતી વેળા ખલાસીઓને તેની સોપણુ કરી દઈ જ્યારે તક અને અવકાશ મળે ત્યારે તેમની પાસેથી લાવી નાખ-

વાની યુક્તિ પણ લડાવવામા આવી. આ પ્રમાણે કેટલાક હથિયાર તેમના હાથમાં આવેલાં; પણ એટલાથી ચાલે તેમ નહોતું–બીજીની જરુર હતી. મેં કાશીથી થોડીક રિવોલ્વર અને ગોળીઓ આણેલી હતી તે કરતારસિંગને આપી દીધી અને કહ્યુ:

"હાથ ઉપર જેટલી હતી તેટલીજ આણી છે. પછી બીજી થોડી ઘણી આપી શકાશે."

સાથે સાથે એમ પણ કહ્યુ, કે અમારી પાસે પણ ઝાઝો સરંજામ નથી, એટલે બહુ આશા રાખવા જશો તો છેતરાશો

બોમ્બની બનાવટ

પણ બોમ્બબાજીના વિષયમાં મેં તેમને જણાવ્યું, કે અંગાળીઓ એ પ્રયોગમાં એક્કા બન્યા છે, એમાં શક નથી. અને જરુર હોય તેટલા પ્રમાણમાં બોમ્બની જોગવાઇ કરી શકાશે ખરી. પંજાબીઓ પણ તે વેળા એક જાતના બોમ્બ તો બનાવતાજ હતા. તેઓ સીસા અને પિત્તળનો એક જાતનો ખડીઓ ઘડતા—એ બોમ્બનું ખોળીયું. આ ખડીયાના મોઢા પર પેચદાર ઢાંકણુ રહેતુ અને તે ચઢાવી દીધું એટલે ખડીયો રીતસર સખ્ખત બન્ધ થઈ જાય. એમાં ભરવામાં સુરંગ (પત્થર) ફાડવામા વપરાય છે તેજ મીક્ષ્ચર વાપરતા. (ક્લોરેટ ઑફ પોટાશ વિગેરે) વધારામાં કાચની એક નાનકડી શીશી (ટેશીજ) બનાવતા હતા, તેમાં સલ્ફ્યુરીક એસીડ ભરી તેનું મ્હોં બંધ કરી તેને પેલા ખડીયામાની બખોલમાં ગોઠવવામા આવતી. સ્હેજ અથડામણથી પણ

ફાટી જાય. ઘણીક વાર આજ મશાલા સાથે ખાડ પણ ભેળતા. શીશી ફૂટતાજ એસીડ, પોટાશ, અને ખાંડના સં-યોગથી ધડાકો થઈ બોમ્બ ફૂટે અને પેલા ખડીયાની કચ્ચર કચ્ચર ચારે બાજુએ ઉડી પડે. આ બોમ્બ કંઈ ખાસ ઘાતક ન ગણાય. ઘણી વાર તો ફાટતોજ નહિ અને ફાટે તોયે હત્યા તો કરીજ નહોતો શકતો.

મે તેમને બંગાળાના બોમ્બની વિગત સમજાવી તે તો બહુજ ભયંકર વસ્તુ છે એ વાત તેમના મગજ પર મેં સારી પેઠે ઠસાવી.

કરતારસિંહને મે કહ્યુ કે "તમને જોઇએ તો પંજા-બમા જુદે જુદે સ્થળે કયા કયા કેટકેટલા બોમ્બ રાખેલા છે તે હુ કહી શકીશ."

## કેવુ અંધેર!

કરતારસિંગે હરખભેર એ વાત જાણવા આગ્રહ કર્યો, એટલે મે તેને પૂછ્યુ "હવે પછી તમારી મુલાકાત કયા આગળ થશે?

તે કહે, "હુ કયા પડાવ નાખીશ એનું કંઈ ખામ નક્કી નથી"

મે પૂછ્યુ, "એવુ કોઈ આપનું મથક નથી, જ્યાં જવાથી તમામ માહિતી મળી શકે?"

"ના."

વળી તેણે કહ્યુ. કે "આ બધા તો જુદે જુદે ઠેકાણે કામે ચાલ્યા જશે. અને કામ થઈ રહે ત્યારે વળી પાછા

એક નક્કી કરેલે ઠેકાણે ભેગા મળશે. પણ જો કોઈ કારણથી ભેગા ન થઈ શકે તો ગુરૂદ્વારામા તપાસ કરવા શિવાય ભાળ મેળવવાનું બીજુ કોઈ સાધન નહિ એ વાત પણ ખરીજ."

આ સાભળી મારી અજાયબીનો પાર રહ્યો નહિ મને લાગ્યુ, કે ખુલ્લે હૃદયે બધી પૂરેપૂરી વાતો મને જણાવાતી નથી કે શું ?

આવી જાતનો શક પડવાથી મારી ખાસ ટેવ મુજબ બીજી કઈ પણ પૂછપરછ કરવાનુ મે માડી વાળ્યુ, એટલુંજ નહિ, પણ કોઈ જાતની સલાહ સૂચના પણ નજ આપી

પણ એ મારી ભૂલજ હતી આગળ ઉપર અમારો સબધ વધારે ગાઢો ઝામ્યો ત્યારે મને ચોકસ માલમ પડયુ, કે એણે કહેલી બીના તદન સાચીજ હતી જાણ્યુ, ત્યારે એવી પરિસ્થિતિ ટાળવાને પ્રયત્ન કર્યા વિના પણ હું રહી ન શક્યો, પણ આ વેળા તો જ્યા આ બધી વાતચીત ચાલતી હતી તે બાગમા આવી લાગ્યો, ત્યારથીજ હુ સમજી ગયયો, કે આ બધાનુ જલન્ધરમા પણ 'કઇ ઠરીઠામ મથક નથી જેઓ હાજર હતા તે બધા જલન્ધરમા બહારથી આવીનેજ ભેળા મળેલા. અને અહિ પણ એવો એ લોકોનો કોઈ અખાડો ન હોતો જ્યા જઇને તેઓ નિરાતે નચિંત જીવે બેસે.

અને—, અને આવી અવ્યવસ્થિત સ્થિતિમા તેઓ રાસબિહારીને અહિ આણવા ઈચ્છતા હતા ! ગાડાના કઇ

જુદા ગામ વસે છે ? રૂા. સાડાસાત હજારનું તો જેને પક-
ડવા સારૂ ઇનામ જાહેર થઇ ચૂકયુ હતુ તેને આમ અજાણ્યે,
જરા પણ ઇરાદા વિના આ લોકો સકંજામા લાવી મૂકતજને!

એ તો ઠીક. આ બધું સાંભળ્યા બાદ મેં કરતારસિંગને
અમૂક ઠેકાણે આવવા સારૂ ખબર આપી. તેણે આવવાનું
કબૂલ પણ કર્યુ. એમ પણ ઠર્યું કે તેજ સ્ટેશને મારે તેને
લઈ જવો અને ત્યા અમે બનાવી સંઘરી રાખેલા બોમ્બ
આપવા.

પંજાબકી રોટિયા

ઘડિયાળમા જોયુ, તો આગગાડીનો વખત થવા
આવ્યો હતો. સૌ પોતપોતાને કામે જવા માટે ઉઠ્યા. હું
અને પેલો મારો (તેડાગર) મિત્ર બન્ને એક હોટલમા ગયા.
મારો ભાઈબંધ તો મત્સ્ય માંસ વિગેરેને અડતોયે નથી,
એમ ત્યાજ મે જાણ્યુ—આથી મારે પણ લાચારીથી ત્યાં
ભાજીખાઉજ બનીને બેસી રહેવુ પડયુ. પણ પંજાબની ભૂ-
જેલી રોટી અને દાળ ભાવ્યાયે ખરા, એ કબૂલવુ જોઇએ.
સુન્દર વાનગી છે

હું પણ પહેલા તો જબરો વનસ્પત્યાહારી હતો. પણ
મે એવી રીતે કેટલી વેળા માંસાહાર છોડયો–ગ્રહ્યો હશે
તેનો તો હિસાબજ નથી રહ્યો ! એક વાત સાંભરે છે તે
કહી દઉં.—

વટલાયો.

એક વેળા હરદ્વારથી લક્સાર (જંક્ષન) સ્ટેશને આવી

ત્યા હુ રાસબિહારી-(દાદા) ની વાટ જોતો હતો સાજની ગાડીમા દાદા આવનાર હતા જક્ષન પર સુન્દર ઉપાહારગૃહ હતુ જ, એટલે આપણે હાથ મ્હો ધોઈ ત્યા આગળ પધાર્યા

વૈટરે પૂછ્યુ, "ક્યા લાઉ ?"

હુકમ આપ્યો, "રોટી ઔર તરકારી લે આઓ"

એ તો લાવ્યો, સુન્દર દેખાવડી "રોટિયા"—ઔર, ઔર-કયા ? તો કે માસ! ભોગ મારા! જાણતોજ નહોતો કે પજાબમા માસનેજ તકરારી ગઓધે છે હુ તો મોટી આફતમા આવી પડયો હવે શુ કરવુ ? ઓરડર આપ્યો અને આવી પડી તે વસ્તુ પાછીએ કેમ ફેવાય ? આ લોકો મારે માટે કેવા વિચાર લાવે ? ખૂબ ઘોળાઘોળ બાદ ખાઈ જવા નુજ ઠરાવ્યુ હવે શી ગમ્મત બની તે જૂઓ

સાજે દાદા આવી લાગ્યા તેની સાથે હુ તો ફરી ખાવા સારૂ ગયો તેમણે રોટી અને માસ લાવવા વરદી આપી પણ વરદી આપ્યા બાદ તુરત અચકાઇ, મારા તરફ જોઈ ગણુગણ્યા—"પણ તુ તો માસ ખાશે નહિ –" એમ બબડી બીજી કોઈ વસ્તુ માટે વરદી આપવા જતા હતા એટલે મારેજ તેમને અટકાવી દેવા પડ્યા, "કઈ નહિ, જે આવે છે તે આવવા દો હુ તો સ્હવારે વટલાયેલોજ છુ" —એમ કહી સ્હવારનો અનુભવ વર્ણવીને કહ્યુ કે સ્હવારેજ ખાધુ છે તો વળી અત્યારે ન ખાવાનો ઢોગ શા માટે આદરૂ ? પણ દાદા કહે, "ભાઇ, મનમા કઇ દિલગીર થ વાપણું રાખીશ નહિ" હુ હસ્યો ત્યારથી વ્રત વટ્યુ અને

મે માસ ખાવુ શરૂ કર્યું. માસ પણ ખાતો, અને બૉમ્બ ગોળા હાથમા લઈને આમતેમ દોડધામે મચાવતો, છતા હુ ક્રૂર તો નથીજ.

## મારે મથકે

એ તો ઠીક. ચોખાની રોટી અને દાળ ખાધા બાદ- પેટોબાને સંતુષ્ટ કરી તાજોમાજો થઈ કરતારસિગને માટે બૉમ્બ ભેગા કરવાને હુ રવાના થયો અને મારી સાથેનો પેલો પજાબી વીર લાહોર તરફ ઉપડ્યો. મારે ઠામઠેકાણે પહોચ્યા બાદ હું તો અમારા મથક પર લાગલો પહોચ્યો. ત્યા અમારામાનો જે મુખ્ય હતો તેને બીજી બધી વિગતો તો મે નજ જણાવી, પરતુ એટલુ તો કહ્યુ કે, મારે બૉમ્બ જોઇએ છીએ, અને એક શીખ ભાઈ આવીને તે લઇ જશે.

## ચેતવણી

શીખનુ નામ સાભળી સ્હેજ ચચળ થઈને તેણે કહ્યુ, જોજે ભાઇ સાન્યાલ ! આ શીખ લોકોની સાથે ભળતાહળતા જરા સભાળવાનુ છે હો કે ! એમના ઉપર સરકારની ખૂબ ખફાદૃષ્ટિ છે એમની સાથે વધારે ન હળવામાજ માલ છે

મે મનમા ને મનમા વિચાર્યું —આ તો ખરેખરી આફત ! એક તો પૂરો ભરોસોયે બેસતો નથી, અને વળી અહિં તો સબધ પણ તજવાની ભલામણ થાય છે !

બહારથી તો હા ભણી, પણ ઠરાવેલે વખતે હુ સ્ટેશન પર જઈ હાજર થયો.

કરતાર ક્યાં ?

ટ્રેન વખતસર આવી પણ તેમાં કરતારસિંહ ન દેખાયો. તે પછીની ટ્રેનનો ટાઇમ પણ મે સાચવ્યો સારૂં સ્ટેશન હું ખૂંદી વળ્યો–કેટલાયે લોકોના મોઢા સામું મીટ માંડી ટગર ટગર જોયું, પણ કરતાર આવ્યો હોય તોજ મળે ને !

લાચારીથી હું ઘેર પાછો ફર્યો. હવે કરતારની સાથે ફરી ક્યા અને ક્યારે મુલાકાત થશે તેનો મને જરાયે ખ્યાલ નહોતો. એમના મંડળમાંના કોઈને તેનો ખ્યાલ હોય એવો પણ સંભવ ન લાગ્યો. એમ્બ એમ્બને ઠેકાણે રહ્યા અને હુ તો રવાના થયો.

લાહોર તરફ.

ત્યાં મારા આગલા પરિચયવાળાઓ સાથે વાતચીત કરીને તેમની પાસેથી પંજાબ વિષે માહિતી મેળવવાનો પ્રયત્ન મેં કર્યો.

આ પ્રમાણે જુદે જુદે સ્થળેથી મેં જે રંગબેરંગી માહિતી એકઠી કરી, તેમાની ઘણી તો હુ વાંચકને ચરણે રજુ પણ કરી ચૂક્યો.

પૃથ્વીસિંહ

સાંજે લાહોરમાં એક ખટલી જગ્યાએ ઉભો રહી પૃથ્વીસિંહ મારી વાટ કાગડોળે જોઈ રહ્યો હતો. તેને મેં કરતારસિંહની ગેરહાજરી વિષે વાત કરી અલબત્ત એ પણ કરતારને વિષે કોઇ જાતની ખબર અંતર તો આપી શકે

એમ હતુંજ નહિ. કાશી આવવાની બાબતમાં એણે જણાવ્યું કે હાલ ત્રણ ચારેક દિવસ સુધી તો મારાથી નીકળાય તેવું નથી, તે પછી બને ખરૂં.

પાચમી ડીસેમ્બરને દિવસે પંજાબ મેલમાં બેસી એણે કાશી આવી પહોંચવું એમ ઠર્યું. મારે તેને રાસબિહારીના રહેઠાણ આગળ લઈ જવો એમ મેં કબૂલ્યું. પણ હજુ સુધી દાદાનું નિવાસગૃહ કયે સ્થળે આવેલું છે તે વાત મેં એનાથી છૂપાવીજ.

બંગાળી વિ. ઉત્તરવાસી.

લાહોર છોડતાં પહેલાં મેં જેમની સાથે મુલાકાત કરી હતી તેમનામાંના એકને વિષે મારે અહિં થોડુ ઘણું કહેવું છે. ઘણું કરી એ પંજાબી ન હતો. પહેલાં એનો વાસો બેજીયા પ્રાંતમાંના કોઇ એક પ્રદેશમાં હતો. પણ હવે તો એ અસ્સલ પંજાબીજ થયો હતો.—એની રહેણી કરણી, આચાર વિચાર સર્વ કંઇ પંજાબી ઢબછબનાજ થઈ ગયાં હતાં. પોતે કહે ત્યાં સુધી એ પંજાબી નથી એમ પારખવું બિલકુલ અશકય જ હતુ. એમ તો ઘણા બંગાળીઓ પણ બંગાળ બહાર વસે છે, પરંતુ તેમની 'બંગાળવાસીતા' તેમનામાંથી સ્હેલાઇથી ભૂંસાઈ જઈ શકતી નથી. ત્રણ ત્રણ ચાર ચાર પેઢી સુધી—અરે તેથી પણ વધારે વિદેશમાં વસવાટ કરવા છતાં તેઓ ઠેઠ સુધી બંગાળીજ રહે છે.—ઉલટું એવે એવે સ્થળે જાણે નાનકડ઼ં બંગાળી સંસ્થાનોજ જામી જાય છે. પરંતુ ઉત્તર હિંદના ઘણા પ્રદેશના લોકોને મેં

જોયા છે—તેઓ એકલવાયા બીજે સ્થળે ઘણો વખત વાસ કરવાથી પોતાનું પ્રાતિકત્વ તો વીસરીજ જાય છે.—જે દેશમાં રહે છે ત્યાંના લોકો સાથે તદ્દન એકાકાર બની રહે છે.

## વિલક્ષણ વ્યક્તિ

કાશી પાછા જતાં પહેલાં આવા એ ભાઈ સાથે થયેલી વાતચીતમાં એક જાતની સંકોચવૃત્તિનો અનુભવ થવાથી મને અપાર દુઃખ થયું. જુદા જુદા વિષયો પર વાત થયા બાદ દિલ્હી કાવતરાં કેસ વિષે ચર્ચા નીકળી.

એ કહે, વસન્તકુમારને માટે દ્રવ્ય અને બેરીસ્ટરની મદદ તો કરી, પરંતુ એકંદરે મામલામાં બંગાળે અમને બિલ્કુલ સહાય નથીજ આપી. એવા બીજા પણ તેણે બે ત્રણ આક્ષેપો બંગાળાની ઉપર કર્યા. મને તો તે વેળાની બધી વાતો વિગતોની પૂરેપૂરી માહિતી નહોતી. પરંતુ મને જે કંઇ માલમ હતું તેને આધારે મેં પેલા ભાઇને જણાવ્યું કે મંડળ તરફથી અમે કોઇને કોઈ જાતની મદદ કરીજ નથી, વસંત બાબુને જે મદદ મળી હતી તે પણ તેના કોઇ આપ્ત કે સ્નેહી તરફથી ખાનગી રીતે—ખાનગી ખરચે મળી હતી.

પંજાબના આ નવા શીખ બળવાખોર સંપ્રદાય વિષે મેં તેનો અભિપ્રાય પૂછયો. જાણે પોતે એ વિષયમાં બિલ્કુલજ અણવાકેફ હોય તેવી રીતે એણે જવાબ આપ્યો. એના જવાબ પરથી એટલું તો મને ખુલ્લું સમજાયું કે એ ઘણું જાણે છે, પરંતુ મને જણાવવા માટે બિલકુલ ગરજી નથી

એની પાસેથી કઢાવી શકાય, તેટલી માહિતી તો મારે

કઢાવવીજ હતી. એનું કહેવું એમ હતું, કે આ, મૂર્તિને બળવાખોર શીખ સંપ્રદાય કેવળ સ્વતંત્ર રહેવા ઇચ્છે છે—કોઇની પણ મદદની એને અભિલાષા નથી.

મનની મેળાશ

એના બોલવાનો ધ્વનિ એવો હતો, કે છટ્ બંગાળા! તારે આમાં ઝંપલાવું મારવાની શી જરૂર!!

મેં મારી શાંતિ જાળવી. મારા મનોવિકારોનો મારા વદન પર જરાયે પડછાયો પડવા ન દીધો, અને પૂછ્યું, "વારૂ, રાસબિહારી અહિં આવે, તો કાર્ય આગળ ધપાવવાનું વધારે જોરથી બને ખરૂં ને!"

"એની ઇચ્છા હોય, તો આવે."

શબ્દે શબ્દે અવગણના તરતી હતી—ઉભરાતી હતી.

મને સમજ પડવા લાગી. રાસબિહારીને આ બાજુ લાવવા—તેડવા—નોતરવા એને કંઈ ખાસ હોંશ કે ઇચ્છા ન હતી. એનો રાસબિહારી સાથે આગળનો જૂનો પરિચય હતો, એ હું કળી જઈ શક્યો.

'કોઇ કોઇ શીખ આગેવાનો સાથે મારો મેળાપ કરાવી આપશો?' એવી મેં માગણી કરી લીધ.

"એવા કોઈ ખાસ આગેવાનો સાથે મારે સંબંધ નથી." એણે જણાવ્યું. અને એજ—બરાબર એજ—જીભ્હા વડે એણે થોડીજ મિનિટો પહેલા લાહોરમાં ભેગા કરેલા ત્રણસો રૂપિયા એક શીખ આગેવાનને આપ્યા હોવાનું કબૂલ કર્યું હતું!

શીખ ખળવા સંપ્રદાયની અનેક વિગતો એણે મારાથી છૂપાવવા પ્રયત્ન કર્યો—ભલેને, તેમ તો તેમ. મારા હૃદયને તેથી થોડોજ કંઇ આઘાત પહોંચવાનો હતો!

માણસમાણસમાં ફેર

હુપદને દૂર ઠેલવાનો ગમે એવો પ્રયત્ન કરો છતાં એ કોઇ ઝીણામાં ઝીણા છિદ્ર મારફતે પ્રવેશ કરેજ છે—આરો પોતાનો એવો અનુભવ છે. આ નરવીરના હૃદયની સંકુચિત વૃત્તિ જોઈ મને સાચેજ ક્ષોભ થયો. પણ વાંચકને એક ચેતવણી આપું છું. આ નમૂનો જોઇ એમ મા ધારશો, કે બધાય પંજાબીઓનાં મન આટલાં મેલાં હતાં—આટલાં સાંકડાં હતાં! ના, ના. જે ખરેખરા કામના કરનારા હતા તેઓ બીજા પ્રાંતભાઇઓ કરતાં તો બંગસંતાનો તરફ ઘણાજ વધારે સ્નેહભાવ અને શ્રદ્ધાળુતાથી વર્તતા. અરે ખુદ પોતાનાં દેશજન—પંજાબી ભાઇઓ કરતાં પણ કેટલાક શીખોને તો બંગાળીઓ પર વધારે વહાલ ઉપજતું.

સર્વોત્તમ લક્ષણો

મને તો લાગે છે કે જેઓ ખરૂં રચનાત્મક કામ નથી કરી શકતા, તેઓજ બીજાઓની ટીકા કર્યા કરવાનું શીખે છે. આ, ઉપર બતાવેલા ભાઈથીએ પણ કેટલીક વેળા અમને અમારા કામકાજમાં થોડી ઘણી મદદ કરેલી ખરી. પરંતુ સરવાળે જોતાં તો તેઓ અમારાથી દૂરના દૂર જ રહેતા હતા. એટલે અમારો એમની સાથે એવો ખાસ ગાઢ સંબંધ

નહોતો. પણ પંજાબની ગાયેસાચી અવસ્થાનું સાર્વત્રિક અવલોકન કરવાના ખાસ હેતુથી મેં બધાયની પાસેથી માહિતી ભેગી કરવાનો મનસૂબો કર્યો હતો. અને એટલું તો ખરૂંજ, કે આફતકાળે ગમે તેવી લાલચોને વશાવીને પણ છૂપી વાતો એ કદી નહિજ ફોડે એ બાબત અમારી ખાત્રી હતીજ. અરે, એક વાર એવો પ્રસંગ બની પણ ગયો હતો, અને ત્યારે એ અગ્નિસ્નાન કસોટીમાંથી એ અણિશુદ્ધ પાર પણ ઉતારેલોજ.

## કાશી પ્રયાણ

અસ્તુ. બળવાનો એક નવો અધ્યાય શરૂ થઈ ચૂકયો છે એમ વિચારીને આગગાડીમાં બેસી હું કાશી તરફ તુરતજ ઉપડયો. મનમાં ચટપટી થઈ રહી હતી કે ક્યારે કાશી સ્ટેશને ઉતરૂં અને ક્યારે જઈને રાસુદાને સર્વ હકીકત નિવેદન કરૂં.

## પંજાબની અવસ્થા

પંજાબની અવસ્થા જોઈ એક વાતની તો મારી સચોટ ખાતરી થતી જતી હતી—કે આ ભેગી થયેલ જીવનશક્તિને જો તુરતજ સુસયત અને વ્યવસ્થિત કરવામાં ન આવે તો આ શીખ મરણિયાઓ તકની વાટ જોયા વિના કાળેઅકાળે એવું કંઇક કરી બેસશે, કે એ એકત્રિત થયેલી સર્વ શક્તિ કંઈ પણ કાર્યસિદ્ધિ કરવાને બદલે વ્યર્થજ છિન્નભિન્ન થઇ જશે—અરે, આટલો હું સાવધ હતો, આટલો ચેતેલો હતો, તોયે અનંત શકિતવાળા એ સર્વેશની ઇચ્છાએ એ શક્તિ

આખરે તો રેલાઈજ ગઈ—ઢોળાઈજ ગઈ—અલબત્ત આ જગતના વિકાસક્રમમા તો સર્વ કંઇને સુયોગ્ય સ્થાન છેજ, તેમ એ પણ સાકળનો એક આકડોજ, એમ ગણીએ તો એ એક જૂદું દૃષ્ટિબિંદુ ખરૂં. અસ્તુ

ક્યારે જાઉ બગાળે?

આમ વિચારો કરતા કરતા રસ્તેજ મેં તો ઠરાવેલુ, કે જેમ બને તેમ જલદી દાદાને—રાસબિહારીને—એ બાજુ મોકલી આપવા, એટલુજ નહિ, પણ અમારી બાજુ તરફ પણ સૈનિક વર્ગમા કામકાજ શરૂ કરી દેવુ. આટલા દિવસ એ તરફ ધ્યાન ન આપવાના કારણો તો આગળ બતાવીશ મેં તો નિશ્ચય કર્યો, દાદાને પજાબ મોકલી મારે એકદમ બગાળા તરફ દોટ મૂકવી. ઘણા દિવસો થયા મે એ બાજુ પગ નહોતો મૂકયો, અને ત્યા જઈ કામ કરવાને હૈયુ કુદા કૂદ કરી રહ્યું હતુ એ બાજુ મને જવા દેવા માટે દાદાની પરવાનગી મે ઘણી વાર જાચેલી, પણ એનો નન્નો તે નન્નોજ રહેલો

પજાબ પૂરો થયો જોડીયા પ્રાતમાથી ગાડી સડસડાટ ચાલી જાય છે સાજનુ ઝઝકણુ પૂરૂ થવા આવ્યુ છે મારા ડબ્બામા ઝાઝા કોઇ બેસારૂઓ હતા નહિ—અમે ફક્ત ત્રણ ચારેક હતા

મહાયુદ્ધ અને લશ્કરભરતી

એ જમાનામા એવુ એકે સ્થાન નહોતું, કે જ્યા વીસમી

સદીના મહા વિલક્ષણ કુરૂક્ષેત્ર વિષેની ચર્ચા ન ચાલતી હોય ! અમારા વચ્ચે પણ આપસઆપસમાં વાતચીત કરતાં એજ વિષય શરૂ થયો. મેં એક સહ—બેસારૂ (આ શબ્દ ભાષામાં ઉમેરવા જેવો નથી વારૂ ?) ને પૂછ્યું:—કેમ, તમારા ગામમાં સિપાઇભરતો કેવા પાયા પર ચાલે છે !

એણે કહ્યું, "લાલચો, કાલાવાલા, અને ખટપટના તો પાર નથી; છતાં ભરતી તો નરમગરમજ ચાલે છે, એમાં શક નથી. સિપાઇઓ મેળવવાનું કામ કઠણ થઇ પડયું છે. ખૂબ ભારે ભારે પગારોની, અરે, એક મહિનાનો પગાર તો પહેલેથીજ આપી દેવાની પણ લાલચો બતાવાય છે. ખુદ મામલતદારો અને બીજા ઓદ્દેદારો સિપાઇભરતીને માટે ગામેગામ અલખ જગાવતા નીકળી પડ્યા છે. અને જેઓ વધારે પ્રમાણમાં ભરતી કરે—કરાવે છે, તેમને બહુ સારી દલાલી પણ અપાયજ છે. પણ એટએટલી ખટપટો છતાં લશ્કરમાં ઝાઝા નથી જોડાતા. સિપાઈ થવાની યોગ્યતાવાળા જુવાનિયાઓ એક ગામથી બીજે ગામ ભાગતા ફરે છે."

"ત્યારે તો ઇચ્છા મુજબ સિપાઇઓ મળી નથી શકતા, એ વાત સાચી, કેમ ?"

"અરે, એ વાતનો ખ્યાલ તો આ વિગત તમે જાણશો ત્યારેજ આવશે, કે કેટલાક ગપેડાઓ ચોહમાં ફસાઇને જેડાયા બાદ જ્યારે નોકરીનુ ખરૂં સ્વરૂપ સમજાય છે, ત્યારે છોડવાની બહુ બહુ ઈચ્છા છતાં નોકરી છોડી શકતા નથી, અને પછી નાસવાનો પ્રયત્ન કરે છે, એટલે પોલિસ મારફત

ગિરફતાર થાય છે."

પંજાબમાં પણ એવીજ ફજેતી થતી હોવાનું મેં સાભળ્યું હતું.—ત્યાં પણ ભરતીનું કામ મન્દ પડી ગયું હતું.

પ્રજાની એકવૃત્તિ

પરંતુ આજ વેળાએ એક બીજી વસ્તુ પણ મારા ધ્યાનમાં આવ્યા વિના રહી નહિ. અને તે એ, કે ઠામઠામ જ્યાં આ વાતો ચર્ચાતી, ત્યાં અભણવર્ગમાં તો શબ્દે શબ્દે ઇંગ્રેજો પ્રત્યેનો ગુસ્સો-તિરસ્કાર તરી આવતો. એક કિસ્સો વર્ણવું.

એક દિવસ કાશીમાં પત્થરના બાંધેલા એક ચોતરા પર બેસી હું એક હિંદુસ્તાની સાથે કોઇક અંગત વિષયની વાતચીત કરી રહ્યો હતો. પાસેજ એક ખેડુત ઘાસ કાપતો હતો. અચાનક અમારી પાસે આવીને તે હસતા હસતા કહે, "બાબુ, ઇંગ્રેજનું રાજ હવે રહેશે ખરૂં?"

મે પૂછ્યું, "તને કેમ લાગે છે વારૂ?"

"બાબુજી, હવે તો ઇંગ્રેજનું રાજ ચાલુ રહે એમ લાગતું નથી.—એમનો સમય હવે ભરાઈ ચૂકયો લાગે છે. જરમનો કયારે આવશે?"

મે તેને તુરતજ સમજાવ્યું, કે જરમનો અહિં આવ્યાથી આપણને કોઇજ જાતનો ફાયદો નથી. પણ તે તો જીદજ લઇને બેઠો, "નહિ, નહિ બાબુજી! ઇંગ્રેજ લોકોનું રાજ ઇન્સાફી રીતે નથી ચાલતું. એ તો હવે આટલેથી પતે એજ ઠીક છે."

પછી મારે તેને જે સમજાવવું હતુ તે મે સમજાવ્યું

તેની ચર્ચા અહિં આપવાની જરૂર નથી જોતો. પણ એટલું ખરૂં, કે આવો આ અભણ ખેડુત પણ તેના વિચારોમાં "બાણુ" હકાર ન પૂરે તો તેની ઉપર ગુસ્સો થાય—એટલી પોતાના વિચારોમા શ્રદ્ધા ધરાવતો.

પોલિસનો ત્રાસ

પંજાબ મેલ બરાબર ત્રણેક વાગે કાશી આવી લાગ્યો. તે વેળા મારા ઉપર જાસૂસો અને છૂપી પોલિસનો ખૂબ પ્રેમ (!) હતો. સ્હવારના પહોરથી માંડી લગભગ નવદશ વાગ્યા સુધી એ હનુમાનજીઓ મારા ઘરના દરવાજાની સામે અથવા તો આસપાસમાજ કોઇ સ્થળે બેસી રહે અને હું જ્યાં જ્યા જાઉં ત્યા ત્યા મારી પાછળ મારા પડછાયા કરતાં પણ વધારે ઝીણવટથી ફર્યા કરે. હુ ઘર બહાર ન નીકળું, તો મારી મુલાકાતે આવનારાઓને પણ તેમના તરફથી કંઇ ને કંઈ ત્રાસ થતો તો ખરોજ. પોલિસોએ જાણવુ જોઇએ કે ફલાણાની સાથે મારે ગાઢો સબધ છે, એટલે થઈ ચૂક્યું; તેની દશા બરાબર મારા જેવીજ થવાની.

એ યે એક જમાનો હતો, જ્યારે મારા જેવા સાથે ભળવું હળવુ એ પણ એક સરકારી ગુન્હો હતો!

પોલિસની અક્લાવન ચતુરાઈ

પણ—

પણ એવા એવા કરડા સરકારી પહેરા હેઠળ પણ પ્રત્યેક જાતનુ કામકાજ નિયમિત અને હમ્મેશની રીત મુજબ

કરતાં અમને આવડતું. એટએટલા જાપતા હેઠળજ અમે બંગાળથી બોમ્બ રિવોલ્વર કાશી આણેલાં અને કાશીથી પંજાબને જુદે જુદે મથકે પહોંચાડેલા. —કહો, સરકારી પોલિસની કેવીક ચતુરાઇ હશે ? જાસૂસની આંખમાં ધૂળ નાંખવી અને તેને હથેલીમાં ધોળે દિવસે પણ ચાંદ બતાવવો એ કામ અમને તો બચ્ચાં ખેલ જેટલું, સરળજ લાગતું.

## શેરને માથે સવાશેર

કેવી રીતે અમે સરકારનો આવો કડક જાપતો પણ વટાવી દેતા તેનો સ્હેજસાજ ખ્યાલ આપું, અને પછીજ આગળ ચાલું.

ઘરની બહાર નીકળવાનો સમય અમે બહુજ ચતુરાઈપૂર્વક અને વિચાર કર્યા બાદજ સાધતા, કે જેથી પહેરા પર બેહેલા માણસને જરાયે ખબર પણ ન પડે. છતાં કોઈ કારણસર, તેમની જાણમાંજ બહાર નીકળવું પડે અને તે પીછો પકડે, તો તે વેળા જુદીજ યુક્તિ લડાવતા. તે વેળા મંડળનું બળવાખાજીનું કામકાજ ન કરતાં, આમ તેમ કોઇ બીજાને ત્યાંજ જઇ આવવું, કે બજારમાં આંટા મારવા, અથવા તો કંઈ બીજુંજ દુનિયાદારીનું સાદુંસીધુ કામ પાર પાડવું એવી જાતનો ક્રમ રાખેલો હતો. ઘરનાં લોક મનમાં વિચારે,—કે "ઓહો, આજે કંઈ શચી ખૂબ વહેવારૂ બની ગયો ને!" *તેમ ન બને તો કારમાઇકલ પુસ્તકાલયમાં જઈ ચોપડાં

* શચીબાબુની તે વેળા કેવળ વિદ્યાર્થી અવસ્થા અને હાથી ઉમ્મરજ હતી

ઉથલાવી કે ચોપાનિયાઓ–પેપરો વાંચી ઘેર પાછો ફરતો.

ખાસ કરીને ઉનાળામાં તો એ પ્રમાણે ખૂબ તરેહથી રખડપટ્ટી કર્યા બાદ ઘેર આવી માથામાં તેલફૂલેલ લગાવી, ચોળી, ગંગા મૈયાના પુણ્યજળમાં ડૂબકી મારવા પડતો, અને બાપડા હનુમાનજીને જરા નિરાંતે ઠરવા દેતો. મારી પાછળ ફરતાં ભટકતાં તેના પગનો કંઈ ઓછો કૂચો થતો હતો ? !

## સંતાકુકડીની રમત

એટલી વાત તો જણાવવી જોઇએ કે આ સરકારી જાસૂસનો કોઇ જાતનો અંગત વિરોધભાવ કોઇની સાથે ન હતો; અમારી જ્યારે સામસામી "દૃષ્ટેદૃષ્ટ" મળતી અને પરસ્પર–તારામૈત્રક રચાતું ત્યારે નવજુવાન પતિપત્ની પેઠે અમે બંન્ને હસ્યા વિના નજ રહેતા. વળી કોઇ વાર ત્રીજા માળની બારી ઉઘાડી હું બહાર ડોકીઉં કરતો, કે જોઉં 'તો ખરો, જનાબ શું કરે છે' તે વેળા તે જો મને જુએ તો બાપડો શરમાઇ જાય અને મન્દ હાસ્ય કરી ધીમે ધીમે આમ તેમ ફરવા–રખડવા નીકળી પડે. આવી સંતાકુકડી રમતાં અમને તો ભારે મઝાજ પડતી. જ્યારે જ્યારે એની આંખમાં ધૂળ નાખવાનો પ્રયત્ન સફળ થતો ત્યારે ત્યારે ભારે ખુશાલી ઉપજ્યા શિવાય રહેતી નહિ કદાચ પ્રયત્ન નકામો જાય તો યે થોડી ઘણી રમૂજ પેદા થતી. પરન્તુ કોઇકવાર તેમના પહેરાને લીધેજ કોઇ ખાસ અગત્યની યોજના ભાંગી પડતી, ત્યારે તો એમના ઉપર ખરેખરો ગુસ્સો ચઢતો.

"કેવળ ગમ્મત ખાતર!"

ઘણીયે વાર હું તેને સમજાવતો, કે "ભાઈરે, તું તારે તારી નોકરી ભલે કોઈ ઉપાયે ખડી રાખ. પણ આમ રાત-દહાડો ઘરની બહાર દરવાજા આગળ પડ્યાપાથર્યા રહેવું એ ઠીક નથી ઘરના માણસો કે પાડપડોશીઓ શો વિચાર કરે! અને જો, નામદાર સમશેર બહાદૂર સરકારને તો લાગે છે કે હું કોણ જાણે કેવાક ભયંકર કામમા ગૂચવાયેલો છું. પણ તેનો એ ખ્યાલ કેવળ ભૂલભરેલો છે. તુ ગરીબ માણસ, તારી નોકરી ભલે ચલાવ્યા કર પણ નાહક મને વારંવાર ચિઢવીશ નહિ."

અપવાદ રૂપે—

આવા જાસૂસોમાંના કેટલાક તો બહુ ભલા, પરમેશ્વર-નાજ માણસ હતા. તેઓ અમારી સાથે એટલી નમનતાઈથી અને માયાળુપણે વાત કરતા, કે તેમના પર મને જરાયે ગુસ્સો ન ચઢતા કેવળ દયા અને અનુકમ્પાની લાગણીજ થઈ આવતી. તેઓ પણ પછી તો બહુ તકલીફ ન લેતા સાંજે માત્ર હું કાશીમા છુ કે નહિ તલાશ કરતા, અને બાકીનો વખત તો પાસેનીજ ગલીમા કે મોટા રસ્તાપરની કોઈ દુકાને બેસી ગપ્પાં સપ્પા હાકયા કરતા અલબત્ત, મને પાસેથી નીકળતો જૂએ, તો તો તેમને પીઠો પકડ્યા સિવાય ચાલતુજ નહિ.

ભોગ બાપડાના!

અરે, એક તો એવો મળેલો કે જાણે મારો સાત જ-

નમનો દુશ્મન ન હોય! તેવી ચીવટતાથી જ એ મારો પીછો પકડતો. તેને બરાબર મેદાન આપવામાં હું પણ કંઈ કચાશ રાખતો નહિ. આમથી તેમ ખોટો ખોટોજ ભટકાવ્યા કરતો; એક ગલીમાંથી બીજીમાં, બીજીમાંથી ત્રીજીમાં, ત્રીજીમાંથી વળી કોઇ બીજેજ રસ્તે નીકળી માણસોના ટોળામાં ભળી જઇ ગમે ત્યાં છેક અંતર્ધાન થઇ જતો, અને એને ડાચું વકાસીને વિચારમાં પડી જવું પડતું. અને ભોગજોગે એવી સ્થિતિમાં કોઇ દારોગાની નજર પડી—મને છૂટો, કોઈ હનુમાનજી રૂપી પૂંછડા શિવાય ભટકતો દીઠો, અથવા એને એમ માથું ખંજવાળતો ભાળ્યો, કે બસ થઈ ચૂકયું ? એને થોડો-ઘણો ખાટો મીઠો સવાદ ચાખવાનું મળતું !

<u>ચોકૂખો લાભ</u>

અને આવા જુદી જુદી તરેહના જાસૂસોની સાથે આમ સંતાકુકડી રમવાના અનુભવને પરિણામે અમને એક બહુ સરસ લાભ થયો હતો. અમે એકજ મિનિટમાં કોઇપણ માણસ જાસૂસ છે કે કેમ તે ઓળખી કાઢતા. હવે તો બધી વાત ખુલ્લેખુલ્લી બહાર પડી છે, પણ છતાં એટલું તો સ્પષ્ટ રીતે સરકારે જાણવું જોઇએ કે સાચેજ, અમે કદિપણ સરકારની પોલિસના એવા પહેરાને લીધે ગભરાયા નથી કે અમારૂં કોઈપણ કામ અટકયું કે વિફળ નીવડયું નથી. અમારી પાછળ ફરવાથી પોલિસને એક પણ નવા માણસનો પત્તો કે ભાળ મળ્યાં નથી. જ્યારે અમારી ઉપર તેમનો સખત જાપતો ચાલુ હતો ત્યારેજ બોમ્બ અને રિવોલ્વર લઇને કા-

શીના જુદા જુદા લત્તાઓમાં હું જઈ આવ્યો છું, કાશીમાં બહારથી એવી વસ્તુઓ આણી છે અને કાશીની બહાર મોકલી પણ છે.

હથેળીમાં ચાંદ

એક દિવસ સ્હવારના પહોરમાં હું ઘેર આવતો હતો. આવીને જોઉંછું તો દરવાજા પાસેજ દારોગાજી ઉભેલા, અને સાથે તેનો એક અનુચર પણ હતો.

મને જોઈ હસતા હસતાં પાસે આવીને તેઓ ઉભા, મેં પણ તેમની સાથે હાસ્યપ્રફુલ્લ વદનેજ વાર્તાલાપ માંડયો.

"કેમ ક્યાં ગયા હતા? સ્હવારની ઠંડકમાં ફરવા નીકળ્યા હતા કે શું?"

"હા, આ જરા લટાર મારી આવ્યો"

"ઓહો, જોઉં જોઉં, આ શું છે?" એમ કહી તેણે મારી પાસે એક ચોપડીઓનું જોસ્તાન હતું, તેમાંની ચોપડી પ્રત્યે આંગળી ચિંધી. મે તુરતજ તે ચોપડી કાઢી એના હાથમાં મૂકી. તેમાં બીજું હતુ યે શું? નેપોલિયનના કેટલાંક સુપ્રસિદ્ધ સદ્વાકયો અને કેટલાક બીજા મહાપુરૂષોના ખાસ ચૂંટેલા જીવનપ્રસંગોની વિગતો શિવાય એમાં બીજું કશું યે ન હતું. ચોપડીને ચૂંથીને જોયા બાદ-તેણે મને પાછી આપી અને પછી હસતા હસતા અમે છૂટા પડ્યા. બાપડાને શું ખબર, કે બરાબર એજ વખતે, મારા કોટના અંદરના નીચેના ગજવામાં ગનકોટન અને એવાજ બીજા ભયાનક પદાર્થો છલાછલ ભરેલા હતા!!!

જાસુસ કેમ ઓળખાય?

હવે દૂરથીજ જાસુસને હું કેવી રીતે ઓળખી જઈ શકું છું તે બતાવું.

સાધારણ પોલિસ તો તેના બુટ પરથીજ ઓળખાઇ જાય છે. વળી ઘણી વાર તેના માથા પરની ટોપી, ચાલવાની લઢણ, હાથમાં લાકડી ઝાલવાની પદ્ધતિ વિગેરે એવી વિશિષ્ટ પ્રકૃતિનાં હોય છે, કે અમારી ટેવાયેલી આંખો સમક્ષ તે કદિ છુપાજ ન રહી શકે. કેટલીક વાર તેમની સાથેના સોબતીઓ પરથી પણ તેમનો ધધો પકડાઇ અ વતો.

પડી ટેવ તે તો–?

મોટા રસ્તા પર ચાલતી વેળા અમુક રીતે અવલોકન કરવાની ટેવ અમને એવી તો સજ્જડ પડી ગઈ હતી, કે જેલથી પાછા ફર્યા બાદ પણ ઘણો વખત સુધી અનાયાસેજ તેવી જાતનુ વર્તન મારાથી થઈ જતુ.

રસ્તે ચાલતા ચાલતા અચાનક એક સ્થળે કોઇકની સાથે વાત કરતા ઉભા રહી જવુ, અને આગળ પાછળ જોવું, કે કોઈ પછવાડે આવે છે ખરૂ કે કેમ? એવી મને ટેવજ પડેલી. અરે, એ વેળાએ પણ, રસ્તે ઉભા રહીને પાછળ પાછળ તાકીને જોવાનો મારો હેતુ કે અર્થ જે ન સમજે એવા કેટલાઓ તો મારી ઠેકડી બનાવતા અને તેમા મને રમુજ મળતી તેમ નહિ, તો કેટલીક વાર કોઇની દુકાને કોઈ કામની વસ્તુ ખરીદવાને મિત્રે કે ગેવાજ કોઇ નજીવા બ્હાના

હેઠળ બેસી જઈ આગલી પાછલી દુરબીન ફેંકી લીધા સિવાય મને ચાલતું નહિ સદાસર્વદા મારા મનમાં એ લગની તો રહેતીજ, કે સ્હેજસાજ ગફલત પણ થઈ, તો માત્ર એક મૂરખને લીધે આખો બળવાખોર સંપ્રદાયજ હવામાં ઉડી જશે એ નક્કી છે.

## પોલિસ—માશુક

પરન્તુ રસ્તે ચાલતા ચાલતા એકાદ ઠેકાણે પણ થોડી વેળા ઉભા રહેવાનો ડોળ કર્યા શિવાય તો હું કદિ જ પાછો ફરતો નહિ. એકનું એક સ્નેહાળ મુખડું બે ચાર વાર દેખાય એટલે મને તેના ઉપર એકદમ હેત ઉભરાઇ આવતું, અને તેની ચોક્કસ ખાતરી કરવા માટે હું એકાદ નાનકડી નિર્જન ગલીકૂચીમા પેસી જતો. એ રીતે ક્યાં તો મારી એ માશુકનો બુરખો પડી જતો અથવા તેને પોતાનું અભિસારિકાપણું તજી દેવું પડતું.

આવી રીતે કોઈ માશૂક પંજામાં સપડાય એટલે તેને હાથતાળી આપવી એજ મારૂં પ્રથમ કર્તવ્ય બની રહેતું. અને તેમ કરવા માટે મારી પાસે યુક્તિ એ હતી, કે ઉજ્જડ રસ્તાઓ પર થોડો વખત હેરાફેરા કર્યા બાદ કોઈ ખુબ સ્રાવક્ત અને ધમાલવાળા રસ્તા પર નીકળી પડી જનમંડળીમાં ભળી જઈ છૂપાઈ જવું. એ શિવાય, ઘર બહાર નીકળવાનો વખત સાધવામાં બહુ વિચારશક્તિ રોકાવવી પડતી અને કેટલીક વાર મળસ્કે અંધારામાંજ બહાર નીકળી જવું પડતું. એમ કરતો, ત્યારે ઘેર પાછા ફરતી વેળા મારામ

પડતું કે મારો જાસૂસ હું ઘરમાંજ છું માની, ઘર બહાર બેઠો બેઠો બગાસા ખાયા કરે છે !

પોલિસ સાથે મારો આવો સબંધ હતો

## કાશીની પ્રવૃત્તિ

ઠીક. હવે આગળ.

હું ત્રણ વાગે કાશી આવી પહોચ્યો અને જાસૂસી નજર ચુકાવી ઘેર ગયો અને ત્યાથી પાછો દાદાને મુકામે ઉપડયો તે વેળા રાસબિહારી કાશીમાંજ હતા પોલિસને એ વાતની કે અમારી હિલચાલની જરા ગંધ પણ નહોતી

દાદાની સાથે મસલત કરતા એમ ઠર્યું કે જોડીઆ પ્રાતોના લશ્કરીઓમા બળવાનુ પ્રચારકાર્ય શરૂ કરી દેવુ અને એ બાબતની ખબર તુરતજ બગાળે પણ પહોચાડવી

હવે હું ડીસેમ્બરની રાહ જોવા લાગ્યો. કારણ પૃથ્વીસિંહની સાથે મુલાકાત થઈ ગયા બાદજ બગાળા તરફ વિદાય થવુ, એ જાતનો કાર્યક્રમ ગોઠવાયો હતો એ દરમિયાન કાશીના લશ્કરી બરાખોમા કેવી રીતે પગપેસારો મેળવવો તેની બારી હુ ખોળવા લાગ્યો

## ભગાણના બીજ

એકેક દિવસ રહીને નીચેની વાત મેં છાપાઓમા વાચી

કોઈ એક અમેરિકન શીખ ટાગામા બેમી ગામ જતો હતો છૂપી પોલિસને શક આવ્યો તે તેની પાછળ પડ્યા અને તેનો પકડતા તેની પાસેથી રિવોલ્વરો વગેરે

મળી આવ્યું, પણ એને પકડવાનું કામ મોંઘું તો પડીજ ગયું. તેણે ગોળી છોડવાથી એક પોલિસ સજ્જડ ઘવાયો. પછી ખબર મળી કે એ શીખ ચોક્કસ કોઈક તિજોરી લૂટવા સારૂજ નીકળી પડયો હતો. પણ, એનામાં ઓછી કુશળતા એટલે એને જોતાંજ પોલિસને એના ઉપર શક ઉપજ્યો.

આ મામલામાં તો ગામલોકે પણ પોલિસને મદદ આપી હતી. અલબત્ત, તેમનો ખ્યાલ એવો હતો, કે પોલિસ આવા (સામાન્ય) ચોર ડાકૂઓ (!) ને પકડે છે તો તેને મદદ શા સારૂ ન આપવી?

પ્યારાસિંહની પરહેજી

બીજો એક કિસ્સો સુણાવું–તે વેળા તો અમારી આખીયે યોજના ધૂળમાં પણ મળીજ ગયેલી હતી.

પંજાબમાં પકડાપકડીની ધૂમ મચી રહી હતી. ભાઈ પ્યારાસિંહ નામના નવજુવાન પંજાબીને પકડવા માટે પોલિસની દોડાદોડી ચાલુ હતી. અકસ્માત એક દિવસ એક પોલિસ ઘોડેસવાર એક જુવાનને પકડવાને તેની પાછળ વાયુવેગે દોડતો નજરે પડયો. એમ ને એમ પેલા જુવાને ત્રણ માઇલ સુધી તો ખેંચ્યું. ઘોડાની સાથે હરિફાઇમા ટકાય એમ તો હતુજ નહિ. એટલામાં અધૂગમાં પૂરૂં તે જુવા નનેજ કોઈ ગામભાઈ વચ્ચે કાંટા રૂપે આવીને ઝીંકાયો, અને પેલાનો રસ્તો તેણે ઘેર્યો. મિનિટ માત્રમા તો પેલા ઘોડેસવારે ભાઈ પ્યારાસિંહના હાથમાં હાથકડી પહેરાવી દીધી. જ્યારે ગામલોકે જાણ્યુ, કે આ પકડાવી દીધેલો માણસ કોઇ સા-

ધારણ ડાકૂ કે ફાંસીઓ ન્હોતો, પણ તેમનોજ વ્હાલો અને સુપરિચિત ભાઈ "પ્યારે" હતો, ત્યારે તેમનાં દુઃખદરદનો પાર રહ્યો નહિ !.

આ ભાઈ પ્યારાસિંહની સાથે જે કોઈને પરિચય થયેલો, જેમને એના સમાગમનો લાભ મળેલો, તે સૌ એના ચારિત્ર્યની મીઠાશ અને સ્વભાવની સુન્દરતા પર ફિદા થયેલાં. બધાં કહેતાં, કે એનું નામ "પ્યારા" ખરેખર સાર્થકજ છે. એની નમ્રતાનો પાર નહોતો, અને એનો શાન્ત, સુશીલ સ્વભાવ અને તેજસ્વી પ્રતિભા બધાંને મોહ પમાડતાં. ગામલોક બધાં એના પર વ્હાલથી ઉભરાતાં–છતાં એજ ગામલોકને હાથે ભાગ્યવિધાતાએ એ પ્યારાસિંહને પકડાવી દેવડાવ્યો ! અસ્તુ.

## એકજ કાર્ય

પંજાબમાં આ પ્રમાણે પરહેજગીરીનું પ્રકરણ શરૂ થયેલું જોઈ હું સ્હેજ ગભરાયો. દરેક મિનિટે મને થતું કે આવી મહાસંધિ સ્હેજસાજ ભૂલચૂક કે ગફલતથી એળે જવી નજ જોઇએ. અમારી ટોળકીમાંના એકાદ બે ચતુર જુવાન વીરોને પણ મેં આ વિષયમાં ચેતાવી દેવાનું દુરસ્ત ધાર્યું અને ત્યાર બાદ બીજી કોઈ પણ બાબતો તરફ લક્ષ રાખ્યા વિના કેવળ લશ્કરને ફોડવાના કાર્યમાંજ અમારી બધી શક્તિ રેડી દેવી એમ પણ ઠરાવ કર્યો.

એક દિવસ હું અને એક મરાઠી વીર લશ્કરી બરાખ તરફ ગયા. બરાખ તરફ સીધા ન જતાં પહેલાં તો અમે

કેન્ટોન્મેન્ટ સ્ટેશન પર જઈ લાગ્યા. કારણ કે કદાચ કોઇ અમારો પીછો પકડતું હોય, તો પણ અમારો ખરાખ તરફ જવાનો હેતુ તે કળી ન જાય, તેજ ઇષ્ટ. સ્ટેશને પહોંચ્યા બાદ ધીમે ધીમે રેલ્વેને પાટે પાટે અમે ખરાખ તરફ પ્રયાણ કર્યું. આવી રીતે કરવાથી કોઈ પણ માણસ પાછળ છે કે કેમ તે જાણી જવું બહુ સહેલું થઈ પડે એવીજ સગવડ હતી.-કારણ રેલપાટે ચાલતાં અમારી જાણ શિવાય કોઇ અમારો પીછો પકડી શકે એમ તો હતુંજ નહિ. અને એ પણ ચોકસ, કે લશ્કરમાં જતી આવતી વેળા અમારો પીછો કોઇ પકડતું નહોતું. રેલની લાઇન લશ્કરી ખરાખોની પાસે થઇને, મોટા ધોરી રસ્તો કાપીને આગળ ચાલી જાય છે •

બે જુવાનો

એ ધોરી રસ્તાના વાંક આગળ આવીને અમે, જોયું, તો જણાયું, કે બે શીખ નવજુવાનો લશ્કરી ખરાખમાથી નીકળી બનતાં સુધી બજારની દિશામા જઈ રહ્યા છે. અમે તેમની પાસે ગયા એટલે તેઓ તરતજ ઉભા થઈ રહ્યા. તેમની પાસે જઇને અમે પણ ભાતભાતની પૂછપરછ ચલાવી તમે મૂળ કયાના? તમારી પ્લટણ કયી? તમારો નાયક કોણ છે? પહેલા તમે શુ કરતા? હમણા બદલી ફદલી થશે ખરી? વિગેરે સવાલોનો ધોધમાર અમે તેમના તરફ રેલાવ્યો. વળી ઇંગ્રેજ ખરાખોમા કેટલું લશ્કર છે, તેઓ કયારના મુકામ કરી પડ્યા છે, અને કેટલા દિવસ હજુ પડ્યા પાથર્યાં રહેશે, એ બાબતની તલાસ કરવા માટે અમે મુદ્દા-

સરના સવાલો પણ પૂછીજ લીધા

અમારી બધીયે વાતોનો રીતસર અને યોગ્ય ખુલાસો કર્યા બાદ તેમણે મ્હો મલકાવીને પૂછ્યું, "કેમ, શું વિચાર ધાર્યો છે? આટઆટલી ચોકસાઈથી તપાસ કરો છો, તે અમારા પર મધરાતે છાપો તો નથી મારવોને!"

સમજ પડી

અમેયે ખડખડ હસી પડ્યા તેમના મનમાંથી શંકા ડાકણી અમારા હાસ્યને ચમકારે તદનજ ઉડી જાય એવી રીતે અમે હાસ્ય કર્યું. તે પછી તેઓ પોતાને રસ્તે પડ્યા, અને અમે બરાખની પાસે થઈને ચાલવા લાગ્યા. બરાખની અંદર ઘૂસી જવાની હિમ્મત હજુ ચાલતી નહોતી

થોડી વારે એક બીજો શીખ રસ્તે મળ્યો.

"જય ગુરૂ! જય ગુરૂ' × × × હવાલદારજીનો મુકામ કયી બાજુ હશે વારૂ?" અમે હવાલદારનું નામ લઈને તેની પાસે પૃચ્છા કરી

"ઓહો!" તેના વદન પર સ્મિત ફરક્યું, "પે...લે, મ્હોણે થઈને જાઓ" આગળીથી બતાવીને—"તમે બરાબર ધારેલે ઠેકાણે પહોચી જશો."

અમારો મુદ્દો પાર પડયો એટલુ તો સ્પષ્ટ સમજાયું કે સામાન્ય આમવર્ગના લોકોનો પણ આ લશ્કરી બરાખોમા અવરજવર તો ચાલીજ શકે છે તે બાબતમા કોઇ પ્રકારની બંધી છે નહિ.

છતા તે દિવસે તો હિમ્મત નજ ચાલી કોઈના સીધા

અને થોડા ઘણા પણ અંગત પરિચય શિવાય બરાખમાં ઘૂસવાનું ફાવશે નહિંજ એમ અમારી ખાતરી હતી. એટલે દેશી તેમજ ગોરા લશ્કર વિષે મળી શકે એટલી તમામ માહિતી મેળવીને અમે ઘર તરફ વળ્યા.

ભારે તાલ આવે !

મારા ઉત્સાહનો પાર ન્હોતો ! "હાં ?... ત્યારે કાશીમાંયે શીખ લશ્કરની છાવણી છે ખરી !" પંજાબના મારા અનુભવે એટલું શીખ્યો હતો, કે શીખોને ઉત્તેજિત કરવાનું કામ ભારે સ્હેલું છે. થોડા દિવસ વધારે આ શીખોનો મુકામ અહિં ટકી રહે, તો પંજાબથી તેમનીજ જાતિના કેટલાક, આગેવાનોને તેડાવી મંગાવી તેમના દ્વારા કાર્યસિદ્ધિનાં ઘણાંએક પગથિયાં ખુશીથી પાર પાડી શકાય. બસ ! તે દિવસે તો મારી મોટામાં મોટી આકાંક્ષા એજ થઇ પડી કે આ શીખ સૈન્ય હંજુ કેટલોક કાળ આજ સ્થળે ગાળી નાંખે તો ભારે તાલ આવે ! એવી આંકાક્ષા ઉપજે એ જરા સ્વાભાવિક હતું. કારણ એ અરસામા કોઇ પણ એક ટુકડીને એકી સ્થળે વધુ ટકવા ન દેવાની નીતિનો અમલ પૂર બ્હારમાં જારી હતો. આ ટુકડી પણ કંઈ કંઈ ગામનાં પાણી પી'આવેલી હતી, એટલે કયી પળે તે કયાં ગેબ થઈ જશે, એ વિષે જરાયે ભરોસો ન્હોતો !

એવે તો ૫ મી ડીસેમ્બર આવી પડી !

વખતસર હું તો સ્ટેશને જઈ પહોંચ્યો. ધમધમાટ પંજાબમેલે છાપરામાં પ્રવેશ કર્યો. પંજાબ મેલના એજીનને

જોઇ મારા મનમાં પણ કંઇ કંઈ તરંગો સ્ફુર્યાં. અમારી તૈયારીમાં ઈજીનદેવનો પાઠ પણ કંઈ નાનાસૂના મહત્વનો ન ગણાય! બભ્રુવાહને શેષનાગને બાણુ સાથે ચિઠ્ઠી મોકલી, કે મર્યા પડેલા અર્જુનને સજીવન કરવા અમૃત ઘડો મોકલી આપો! આ ઈજીન પણ જાણે એવું ચિઠ્ઠી વહી આણુનારૂં અને યુદ્ધ જગાવનારૂં બાણુ ન હોય! એમ હું વિચારી રહ્યો હતો! હમણાંજ બળવાના તણખા આ પ્રાંતમાંયે વેરાશે!

બહુ બહુ ખોળ કરી, પણ પૃથ્વીસિંહ ક્યાં!

એ રામ એના એ!

મારા ગુસ્સાનો પાર રહ્યો નહિ. અરે, રામ! પંજાબીઓ આમજ સ્વતંત્રતા લેશે કે! હવે શું કરવું!

એની તપાસમાં તે કેટલોક વખત ગાળવો! હું પહોંચ્યો દાદા પાસે.

"કેમ શચીન! શા સમાચાર!"

"આફતના! મેલ ખાલી!..."

"ના ના?! ચોકસ તપાસ કરી હતી?"

"મારા સમ! એ તરફનું ચલિયુંયે ફરક્યું નથી! કંઈ નવું ઇદંતૃતિયમ તો નહિ નીપજ્યું હોય ને?"

"જારે જા! કંઈ અડચણુ આવી હશે; એ તો આ નહિ ને બીજી ગાડીમાં આવશે! તપાસ કરજે."

પણ એ રામ એના એ!

બે દિવસ લાગલાગટ સ્ટેશને મેં તપાસ કર્યા કીધી પણ પરિણામે શૂન્યમ.

## (૫)

## રાસબિહારી

દાદાની સલાહ મુજબ હવે વધુ ઢીલ કરવી યોગ્ય ન ધારી હું તો બંગાળે ઉપડયો.

સાચું કહીએ તો તો દાદાજ સારા ઉત્તર ભારતની બળવાની તૈયારીના ખરેખરા આગેવાન, હોં! છતાં અમારા મંડળની ચાલતી આવેલી રૂઢિ અનુસાર અમારો કાર્યક્રમ અમારે બીજા એક બે જણને પણ બતાવવો પડતો. રાસબિહારી, પહેલાં તો બીજા ઘણાએકની પેઠે કેવળ અતિ સાધારણ અને ક્ષુદ્ર કાર્યવાહકજ હતા, પણ પોતાની અદ્ભુત કાર્યકુશળતા અને પ્રચંડ શક્તિને બળે બીજાઓના ધ્યાનમાં આવે તે પહેલાંજ એમણે કામનો મધળોજ બોજો પોતાને માથે ઉપાડી લીધો અને પોતાનું નૂર ચમકાવ્યું. અસ્તુ. પણ એ તો આપણે આડા ઉતર્યા—

કલકત્તાનું કામકાજ

એ વેળા અમારા મંડળનું પ્રચારકાર્ય પૂર્વ બંગાળના છેલ્લા સિમાડાઓ વટાવી પંજાબ તરફ પસારો કરવાની તૈયારીમાં હતું. અમારા મુખ્ય આગેવાનો તેમજ પૂર્વ બંગા-

ળના કેટલાક નેતાઓને પંજાબની ચાલૂ પરિસ્થિતિથી વાકેફ કરવા સારૂજ હુ બંગાળે આવ્યો હતો. પણ મને કલકત્તામાં તો કોઈની સાથે મુલાકાત ન થઈ. કેવળ યોગ્ય સ્થળે મેં એટલો સંદેશો પહોચાડી દીધો, કે જેમ બને તેમ જલદી અત્રેથી એકાદેક જણે કાશી આવી જવું જોઇએ. ત્યાર બાદ મથકના આગેવાનો પાસે જઈ પંજાબની સર્વ પરિસ્થિતિઓથી મેં તેમને સંપૂર્ણ રીતે પરિચિત કર્યા.

તેમના હૃદયમા તો ઉત્સાહ અને ઉમગની છોળ ઉડતી હતી, ઉભરાતી હતી! પણ મને તે ઉભરો એટલો બધો આવેશમય ભાસ્યો, કે તેના ચિરસ્થાયીપણા વિષે તો મારા મનમાં ભયજ પેઠો! વાતો કરતા કંઈ કંઈ રાતોની રાતો અમે વીતાડી.

ખરેજ જો બળવો જાગે, અને કંઇ ખાસ સંજોગોસર સામી છાતીએ જુદ્ધ કરવાનું માંડી વાળી પાછું હઠવું પડે તો કયા આશરો શોધવો, એ વેળા ખાધખોરાકી માટે શી શી જોગવાઈ કરવી, અને છૂટા છૂટા વિખરાઇ જવા છતાં એક સૂત્ર રૂપે કેવી રીતે સંકળાઈ રહેવું વિગેરે જુદા જુદા વિષયોની લાબી ચર્ચાઓ અત્રે આપવી હું દુરસ્ત નથી ધારતો તે વેળા પણ પરદેશથી કંઈ કંઇ શીખ ટોળાં પાછાં ફરતા–તે કલકત્તે ઉતરી, થોડા દિવસ ત્યા ગાળી પછી પંજાબ રવાના થતા આ શીખ ટોળાઓ સાથે ભળવા હળવાની અને તેમને આપણામા ભેળવવાની પેરવી કરવીજ જોઇએ એવી આગેવાનોને મેં ખાસ ભલામણ કરી. અને પછી એ

ચર્ચા પણ ચલાવી, કે જલદી પુષ્કળ બોમ્બગોળા તૈયાર કરવાની અને તેને માટે યોગ્ય વ્યવસ્થા યોજવાની ખાસ જરૂર છેજ.

## કુરબાનીની ચર્ચા

છેવટે જૂની પુરાણી છતાંયે હમ્મેશાની નવી આત્મત્યાગની ચર્ચા પણ જામીજ. કુરબાનીના યોગની એ મહાકથા જ્યારે મંડાતી ત્યારે તે પૂરીજ ન થતી! પંથ જૂદા હોય, આદર્શ પણ જૂદા હોય, પણ આ એક કથા તો સૈ કોઇને મોઢે નવે નવે પોશાકે પણ એકને એક દેહ ધારણ કરી નીકળતી. એકજ ભાવનાથી રંગાયેલા, એકજ રસ્તાના મુસાફરો છતાં અમારામાં માંહોમાંહે કઇ કંઇ વિચાર ભેદ હતા—કંઈ કંઇ તફાવત હતા. ગાનારો એકજ સૂર આલાપી રહ્યો છે. પણ તેની જુદા જુદા સાંભળનારાઓ પર કેવી ભાતભાતની અસર પડે છે! તેમાં એકતાયે છે—ભિન્નતા પણ છે. જે આદર્શથી પ્રેરાઇ અમે સ્વાતંત્ર્યવાદીઓ જગત અને ભેળું જીવન ગાળી રહ્યા હતા, તેના મોજાં એકજ સ્થળેથી નીકળવા છતાં જુદી જુદી જાતના ઘાટઘટમમાં ઉછાળા મારી રહ્યાં હતા. કેટકેટલી વેળા એવું બનતું કે અમારા એ તરંગો વચ્ચેનો તફાવત માંહો માંહે ખૂબ ચર્ચાતો, ચર્ચાતો ને એ ચર્ચા—ચૂંથણામા અખંડ રાત્રિ વહી જતી, છતા પરસ્પર વિચારો જેના તે, રહેતા. ને સ્હવાર પૂઠી જતી એટલે બહાર જવાનું થતું, તે વેળા સમજાતું કે રાત્રિ કરેલી માથાફોડને લીધે પગ અને આંખો કયો કફડાટ અને બળવો આરંભે છે! અમારા શકનો પાર

ન રહેતો. પ્હોર પૂરો ફાટે તે પહેલાંજ સૌ સૌને રસ્તે પડતા અને પછી પોતપોતાના કામમાં એવા તો ગૂંથાઈ જતા, કે આગલી રાતની ચર્ચા તો વિસારેજ પડતી અને કેટલાયે દિવસોના ગાળા પછી કદાચ ઉપડતી. એ પ્રમાણે હૈયામાં ઉમંગ અને કામ કરવાનો ઉત્સાહ અમારા જીવનને ચિત્રવિચિત્ર રંગે રંગતો.

## (૬)

## પલ્ટણવાળા સાથે પરિચય

કાશી આવ્યો તો દાદા પાસેથી ખબર મળી, કે કામ ખૂબ વેગે આગળ ધપતું જાય છે. તેમણે જણાવ્યું કે "આજે × × × બાગમા સાજે એક સિપાઇ આવનાર છે. વાત થઈ ચૂકેલી છે, ને તારે ત્યા જવાનું છે."

મને એમ પણ ખબર મળી કે પેલી શીખ પલ્ટણ તો બદલી થવાથી કાશી છોડીને ચાલી ગઇ છે, પણ તેને બદલે બીજી એક પલ્ટણ આવીને છાવણી નાખી પડી છે.

સાંજે હું બાગમાં ગયો.

જે ભાઈની સાથે હુ ત્યાં ગયેલો તેને મેં રસ્તે જતાં પૂછયું, "તમારો પરિચય એમની સાથે કેવી રીતે થવા પામ્યો ?"

સ્હેજ મ્હોં મલકાવીને તે બોલ્યો. "ઓ હો હો ! એમાં શું ? એ લોકોને ખરીદી કરવા સારૂ શહેરમાં બજાર આવવું પડેને ! એક દહાડો લાગ જોઈ તેમનામાંથી કેટલાક શહેરમાં આવતા હતા ત્યારે તેમની સાથે ભળ્યો, નહિ વાતની વાત કાઢી ને તેમની સાથે ચાલવા માંડયું. પછી કાઢી આ યુરોપની મહા લડાઈની ચર્ચા. પછી તો હિન્દુ મુસલમાન, હિન્દુએ ની હાલની મહા દુર્દશા, વિગેરે વિષે ખૂબખૂબ વાતો કરી."

એમ કહી તે સ્હેજ સગર્વ મુખાર્યો.

સિપાઇઓ પર અસર

પછી પાછું આગળ ચલાવતાં બોલ્યો. "પછી મેં તેમની સાથે થોડી અંગત વાત કરવી છે, કહીને તેમનાં નામઠામ જાણી લીધાં. ને તે દિવસે તો એમની વિદાય લીધી.

પણ બીજે દિવસે વળી પાછા ગંગામૈયામાં બોળીને પોતાનું શરીર પવિત્ર કરવા સારૂ તેઓ શહેરમાં આવ્યા. તે વેળા હું તેમની સાથેની વાતોમાં સ્હેજ ઉંડો ઉતર્યો. ચાલુ મહાયુદ્ધ વિષે થોડી ઘણી વાતચીત કર્યાબાદ મેં તેમને આપણા દેશની સ્થિતિ ને સ્વદેશ પ્રત્યેનો આપણો ધર્મ શો છે, તે વિષે થોડુંએક સમજાવ્યું."

મેં કહ્યું, "પરદેશીઓ કાજે તમે ખુશીથી જાન કુરબાન કરો છો, તો સ્વદેશની સ્વતંત્રતા માટે કેમ તમે તમારા સર્વસ્વની આહૂતિ ન આપો !

મારાં વચનો તેમનાં અંતરમાં ઠસતાં હોય, તેમના હૈયા પર સ્થાયી અસર પાડતા હોય એમ મને લાગ્યું.

–અને પોતાની પલટણમાના બીજા કેટલાક મહકર્મીઓ સાથે આ વિષયમા મસલત કરીને તેઓ આજે મને ફરી મળવા આવનાર છે "

એ થભ્યો, રૂમાલ વડે મ્હો લુછયું ને દૂરની દિશા તરફ જોવા લાગ્યો.

બરાખમાં ગયા.

દશબાર મિનિટ ભાગ્યેજ વીતી હશે, એટલામા તો કેટલોક બજારૂ સામાન હાથમા લઈને આવતી એક વ્યક્તિ દૂર નજરે પડી.

"જૂઓ, પેલુ કોઇ આવે.. ! એજ હોય એમ લાગે છે"

માથાથી તે પગ સુધી એણે ધોળો પહેરવેશ ધારણ કરેલો, જાણે હૃદયની નિખાલસ શુદ્ધતાના બહાર પર અજવાળા નીતરતાં હોયને ! હિન્દુની સ્વભાવસિદ્ધ નમ્રતા ને નરમાશ તેના ચ્હેરા પર ઉભરાઇ ઉઠતી હતી. એનામા ઉત્સાહ પૂરો હતો—ભાવનાનો વેગ એનો ઓછો નહિજ,—ને છતાં ક્ષણિક ઉત્તેજના કે ખોટા ઉભરાની લાગણી મે ન જોઈ. તેની સાથે અમે તુરતજ બરાખમા ગયા અને એના નાનકડા ખાટલા પર બેસી કઈકઈ વાતો કરી

અમે એના ખાટલા પર બેસી વાતો કરી રહ્યા હતા. એણે તો તુરત અમારા આદરસત્કાર માટે બજારમાથી મિઠાઈ મગાવવાની-પણ ગોઠવણ કરી !

મારા જીવનમા પહેલીજવાર ઇંગ્રેજના લશ્કરની બરાખમાં

હું આજે આવ્યો. જાણે એ સ્થળે શું શું હશે, એ વિષેની ઝાંખી ઝાંખી રહસ્ય–જીજ્ઞાસા અત્યાર સુધી મારા હૃદયમાં ઉગ્યા કરતી–ને આજે એજ બરાખમાં બેઠા બેઠા પણ કંઈ અવનવી, રહસ્યજાળ આસપાસ ગૂંથાયેલીજ છે એમ તો થયાંજ કરતું હતું—અહા, અમારાં સૌ સપનાં કેવાં આ બરાખોની સાથે સંકળાયેલાં છે!

લાંબી બરાખોમાં બે બાજુ ખાટલાઓની હારો પડેલી હતી. કેટલાકો ખાટલાપર પડ્યા પડ્યા પુસ્તકો વાંચતા હતા, કેટલાક ગપાટા હાંકતા હતા, કેટલાક આમથી તેમ આવજા કર્યા કરતા હતા.

વેશ ભજવ્યો.

પિછાનવાળા પેલા લશ્કરીઓ સાથે અમે બહુ સ્ફુર્તિભેર વાતો કરી રહ્યા હતા, છતાં મનમાં બ્હીક, આશ્ચર્ય, હરખના કંઇ કંઇ સેળભેળ ને ન સમજાય, ન કળાય એવા ભાવો તરવરી રહ્યા હતા.

અમારા મીજબાને મિઠાઇ મંગાવવા માટેનું જે ધાંધલ મચાવ્યું તે બાબતમાં પહેલવહેલાં તો અમે ખૂબ વાંધો દર્શાવ્યો. પણ એનો સાચા હૃદયનો આગ્રહ જોઇ પછી નમતું મૂક્યું.

બીજી બાજુ મિઠાઈ આવતાં બહુ ઢીલ થઇ. અમે મનમાં ને મનમાં ખૂબ ડરવા લાગ્યા, કે, જાણે અમલદારોની પાસે અમારો ભેદ ફોડી દેવા તો કોઇ ન ગયું હોય!

એટલામાં તો આસપાસના બધા સિપાઇઓ અમારી

નજીક આવી ટોળે વળ્યા ને અમારી સાથે વાતે ચઢ્યા. અમે "રજપૂત છીએ" એવી રીતે ઓળખાણ આપી હતી. કાશીમા ફક્ત રજપૂતોનેજ માટે એક નિશાળ અને કોલેજ છે, તેમા કે તેના છાત્રાલયમા રાજપૂત શિવાય કોઈ દાખલ કરતા નથી પહેલવહેલી જેની સાથે પિછાન થઈ હતી તે લશ્કરીની સલાહ મુજબ આ કોલેજના છાત્ર તરીકે અમે અમારી ઓળખાણ કરાવી

"તમારૂં નામ શું?" એકે પૂછ્યું.

અમે અદ્ધરજ ઠોક્યું, "મારૂ નામ અમરસિંહ."

"મારૂ જગતસિંહ."

દિલ્લાસિંહ.

ગભરાયા વિના નામો અડાવ્યા તો ખરા પણ વખતે પોગળ ફૂટી તો ન જાય એવી બ્હીક મનમા પેદા થયા વિના ન રહી. અમે પહેરવેશ તો અલબત્ત મૂળ બગાળી ન રાખતા બદલેલોજ હતો એકે પહેરેલી પાઘડી, ને બીજાએ ટોપી પહેરણ પણ હિન્દુસ્થાની ઢબછબના મને પાઘડી બ'રાબર ફાવતી નહિ, એટલે હુ ટોપીમા સજ્જ હતો

પેલા પરિચિત લશ્કરીએ અમને કહેલુ કે હુ એક હવાલદાર સાથે તમને મેળવી આપીશ.

તેણે કહેલુ, "મે એ હવાલદાર સાહેબ સાથે તમારા વિષે વાતચીત કરી છે અને તેણે તમારી વાતો પ્રત્યે પોતાની સમ્મતિ દર્શાવી છે"

આ હવાલદાર સાહેબ, હવે, પધાર્યા

નામ એનું દિલ્લાસિંહ.

એની વાતો કરવાની પદ્ધતિ મને જરા સંકુચિત લાગી. ને વધારે તો એ બેઠો પણ નહિ. થોડી વાર પછી "હમણાં આવ્યો" કહી ગયો તે ગયોજ.

હું ગભરાયો. પહેલેથીજ મને દિલ્લાસિંહ પર જરા અણુવિશ્વાસ ઉપજેલો, ને તેમાં વળી તે આવી રીતે ગેબ થઈ ગયો એટલે તો મારા મનમાં સજ્જડ ચિંતા ઉત્પન્ન થયા વિના નહિ રહી, અને મેં ખૂબ ભાર દઈને પેલા ભાઈને પૂછ્યું, "દિલ્લાસિંહ ખરેખર ભરોસાપાત્ર તો ખરાજ ને?"

"હાં, હા, તમારે ગભરાવા જેવું નથી." કહી તેણે દિલાસો આપ્યો.

શંકાશીલ હૃદય

પણ છતાં દિલ્લાસિંહ વિષેની મારી કલ્પના જલ્પનાઓ મેં તેમનાથી જરાયે છૂપાવી નહિ ને જ્યાંસુધી દિલ્લાસિંહ ન આવ્યો ત્યાં સુધી વારે વારે ગાળે ગાળે મેં પૂછયા કર્યું, "કેમ, હજુ કેમ નાવ્યા!" એ વેળા અમે બે જણા એક બીજા સામું જોઇ જરા આંખો લડાવતા ને મંદ હસતા.

એ તો ઠીક. આખરે તો મારું શંકાજાળું વિખરાયુંજ. ઘણા વખત સુધી અમારી આંખ તણાવ્યા બાદ છેવટે તેણે પોતાનું વદનકમળ અમને દેખાડ્યું ખરૂંજ, ને તે વેળા તો ઈશ્વરઉધરની સાધારણ વાતોમા આજ કયાં ને કયાં વીતી ગઈ, એટલે છેવટે કંઈક ખાનગી મસલત કરવા સારૂ દિલ્લાસિંહ અને પેલા ઓળખીતા સૈનિક અમારી સાથે બરાકની

બહાર આવ્યાં.

દિલ્લાસિંહની સાથે પછી પેટ ભરીને વાતો કરી. એટલે એણે કહ્યું:

"વારૂ ત્યારે, હું બીજાઓમાં એ વાત અને વિચારો ફેલાવવાનું માથે લઉં છું."

ત્યારબાદ એ તો ગયો.

એ ગયો, છતાં પેલા ભાઇ થોડીવાર અમારી સાથે ગોઠડી કરતા ઉભા. તેની આગળ ફરી અમે અમારૂં શંકાશીલ હૈયું ઠાલવ્યું. ફરી તેણે અમને બેધડક રહેવાને સમજણ આપી ત્યારે એક ઉંચી પાયરીનો હવાલદાર પણ છેવટે અમારામાં ભળ્યો છે, એમ જાણી અમને ખુબ આનંદ થયો.

## પાંખો પ્રસારી.

આ પ્રમાણે લશ્કરી બરાખોમાં અમારો પગપેંસારો ને અવરજવર થયો. બેએક મહિનાના અરસામાં અમે કંઈ નહિ તો બાર તેર વાર એ સ્થળની મુલાકાત લીધી. એમાંના ઘણાએ સૈનિકો અમારે ત્યાં આવેલા; અને અમે તેમને રસ ગુલ્લાં ને સન્દેશ ખવડાવવાનો લ્હાવો પણ કંઈ ઓછો નથી લીધો.

મને લાગે છે, કે સારા હિંદમાં એકે એવું તો શહેર નજ હોય, કે જેમાં બોમ્બમંડળોના ભણકારા પણ ન વાગ્યા હોય. ને હુંયે ખરેખરાજ એ ટોળીનો સભ્ય છું એનું પારખું બતાવવા મેં આ બધાયે લશ્કરી ભાઈઓને બોમ્બ, રિવોલ્વર, પિસ્તોલાદિ બતાવવામાં પાછી પાની કરી ન્હોતી.

ત્યારબાદ કેટલેક દિવસે પંજાબના લશ્કરીઓમાં કેવી રીતે બળવાનો આરંભ કરવામાં આવનાર છે તેની વિગતો મેં જણાવી. એમની આગળ આ વાત કરવાનું જોખમ કંઇ મારાથી અજાણ્યું ન્હોતું. સરકારને કાને એક સ્હેજ પણ અણસારો જાય, મ્હેજ પણ ભણકારા પડે તો સારૂં યે કાવતરૂં ચૂંથાઈ જાય—ધૂળધાણી થઇ જાય—એ વાત મારા ધ્યાન બહાર ન્હોતી. પણ કહ્યા વિના ચાલે તેવું નહોતું. ને જ્યારે મેં આ વાત કરી ત્યારે વધારામા એટલું પણ કહ્યું કે "જો તમને મારી હકીકત પર ભરોસો ન પડતો હોય, તો તમારામાથી એકાદને—વિશ્વાસપાત્રને થોડાએક દિવસ મારી સાથે પંજાબ મોકલો, એટલે, હું તમને અમારી સાથે ભળી ચૂકેલી ટુકડીઓ સાથે મુલાકાત કરાવી આપું" —ત્યારેજ એ લોકોનો મારા પર પૂરેપૂરો વિશ્વાસ બેઠો

આવી રીતે ત્રણ ચારેક જમાદાર અને કેટલાયે સિપાઇઓ સાથે અમારો સંબંધ બંધાયો.

<u>કટોકટીના પ્રસંગ</u>

ઘણું ખરૂ અમે સાંજે, અથવા તેથીયે મોડાજ છાવણી તરફ જતા. પણ એકાદ બે વાર દિવસે—ખરે બપોરે પણ જવાનું થયેલું. એવી રીતે એક વેળા અમે બે જણા બરાખની નજીકમાંજ ઝાડોની ઘટાઓ તળે વાટ જોતા ઉભા હતા અને એક સાથી છાવણીમાં એક બે સિપાઇઓને બોલાવવા ગયો. દશ મિનિટ થઈ, પન્દર થઈ, વીશ થઇ, પણ પેલાનો પત્તોજ ન મળે. જેમ જેમ વિલબ થતો ગયો,

તેમ તેમ અમારી ગભરામણ વધવા લાગી. કદાચ કંઇ આફત આવી હોય, સાથી પકડાયો હોય, તો અહિં ઉભા રહેવું પણ આપઘાતક થઇ પડે એમ લાગ્યું. ને છતાં સાથીને પણ એકલો તજી જવાનું હૃદયે માન્યું નહિ. અમને ગભરાટ થતો હતો છતાંએ તેથી અમારા બાહ્યસ્વરૂપ પર તેનાં ચિન્હો ન્હોતા—મારી તો શ્રદ્ધા છે કે તલભાર પણ મારા ચ્હેરા પર ગભરાટની ઝાંખપ કે કાલિમા નહિજ આવી હોય. ને એટલું તો ખરૂં, કે જેટજેટલી વાર છાવણી તરફ જતા, તેટલી બધી વેળા આ એક સાહસ છે ને કદાચ જીવતા ઘેર નયે અવાય, એવી લાગણી તો મનમાં રહેતીજ; ને ઘેર જતા ત્યારે જાણે ઇડરિયો ગઢ જીતાયો એમ લાગતુ; છતાંયે વળી પાછા જતા તો ખરાજ.

આજે તો વાટ જોઇ જોઇને થાક્યા પણ પેલાનો પત્તોજ ન મળે! થયું, કે જરૂર કંઇ અઘટિત ઘટના બની હશે. એમ પણ લાગ્યું, કે અમે, બંગાળી જુવાનિયા, આ પ્રમાણે શંકાસ્પદ વેશે છાવણીની પાસે ઝાડોની ઘટા તળે કંઈ ધુસપુસ કરતા, ઉભા હઇએ, ને કોઈ લશ્કરી અમલદાર આવી ચઢે, તો તે શું ધારે?

આવી આવી ઘોળાઘોળ મગજમાં ચાલી રહી હતી, ત્યાં તો પેલો સાથી બેએક સિપાઈ બન્ધુઓને લઇને આવતો દેખાયો. અમે "હા...શ" કરીને એકદમ ખેંચ્યો—જાણે મોટો પથરો હૈયા પરથી ખસી ગયો.

"ભારતનુ લશ્કર !"

આવા આવા કઈ કઈ હૃદયને ડહોલવનારા ને તનમનાટ ઉપજાવનારા કિસ્સાઓ બનતા એક વાર સ્હવારે આવેલા, ત્યારે સિપાઇઓ તાલીમ–કવાયદ કરતા હતા અમારીજ પિછાનના જમાદારો તેમને કરાવતા હતા, ત્યારે જાણે "બસ, આ ટુકડી તો આપણીજ," "જાણે સ્વરાજનુ–ભારત મૈયાનુ લશ્કર કૂચકદમ કરી રહ્યુ છે" એમ કલ્પી હૃદય થનગન થનગન નાચી રહેલુ તે વેળા તો એક બે ઇંગ્રેજ અમલ દારો પણ ત્યાથી ઘોડેસવાર થઇને પસાર થયલા—પણ તેમણે અમારા તરફ લેશમાત્ર ધ્યાન ન આપ્યુ—ન ઝૂકીને જોયુ સુદ્ધા

એક કિસ્સો મનમા ખાસ્સો રમી રહ્યો છે, તે મ્હી દઉ.

તે વેળા હુ પંજાબમા ફરી એક આટો મારી આવેલો હતો, ને બળવાની તૈયારીઓ બધી પાકી થવા આવી હતી એજ ઘટાદાર વૃક્ષો તળે ઇંગ્રેજના લશ્કરની છાવણીની નજીકમા તેનીજ સલ્તનતને ઉથલાવી નાખવાના ઘાટ બળવાખોરો ઘડી રહ્યા હતા હુ યે તેમા ખરોસ્તો ત્રણ ચારેક જમાદાર, બે ત્રણ નાયબ જમાદાર ને કેટલાક સિપાઇઓ યે હતા પાસે પાસે થઇને રેલપાટા ને મોટો ધોરી રસ્તો પસાર થતા રસ્તાને નાકે એક ઝાડ આડે, કોઈ આવતુ તો નથી તે જોવા, ને આવતુ દેખાય તો ઇશારતે સૂચવવા બે ચાર સિપાઇઓને ચોકીયાતની પર બેસાડેલા હતા

ડોકાં ઉડી જાત—!

તે દિવસે શી ગોઠડીઓ કરી હતી! બસ, તક પાસે આવી લાગી છે, ભારતની મુક્તિનો અવસર હવે દૂર નથી, એવી એવી લાગણીઓથી રંગાયેલા અમે કંઈ કંઇ વાતો કરી રહ્યા હતા.—વિષય તો એનો એજ ને! ૧૮૫૭ ના બળવા પછી આ દેશભરમાં તાણ્ડવ મચાવી મૂકનારો મહા-પ્રયોગ હવે જલદીજ આરંભવાનો છે, એ વિચારે સૌનાં રોમેરોમ ખડા થઈ રહ્યા હતા. સૈનિકો પોતાનાં હૈયાં ખોલી રહ્યા હતા.

—ને એ વેળા કદિ કોઇકે જઇને અમલદારોને આ મસલતને વિષે સ્હેજ પણ ઇશારો કર્યો હોત, તો—

—તો, સૌનાં ડોકાં, કોર્ટ માર્શલને ન્યાયાન્યાયે, ધડથી જુદાં થતાં વાર ન લાગત!

મેં તો ઘણીકવાર ના કહેલી, કે આવી રીતે વાતો કરવા બેસવુ, ને વળી દૂર ચોકીબાનો બેસાડવા, અને વળી શંકાની નજરે વચમાં વચમાં આમતેમ ડોકીયાં કરતાં જવું —એ બધું કદિક સત્યાનાશ વાળી નાંખશે. કારણ આવી રીતભાત સંશયનો કીડો ઉત્પન્ન કર્યા વિના રહેજ નહિ. આ દિવસે પણ મેં તો તેમને બેધડક ભાવે વર્તવા ને એવી ચોકીબાનીની પદ્ધતિ ટાળવા સમજાવેલું, પણ તેઓની સર-ળતા, અને કોઈ પણ જાતનું જોખમ આવે, તોયે પકડેલા પંથને વળગી રહેવાની વૃત્તિ જોઇ હું ખરેખર મુગ્ધ થયો.

એમની રીતભાત સંશય ઉત્પન્ન કરે એવી રહેતી, તે

ઉપરથી તો ઉલટી ખાતરી થતી, કે એમની અમારામાની શ્રદ્ધા, ને અમારા કાર્ય પ્રત્યેની વલણ અતિ શુદ્ધ ને સંપૂર્ણ છે.

ને આ દિવસે તો એમનો સ્વાભાવિક પૂરેપૂરો પ્રેમમય ભાવ જોઈ મને જરાયે સંશય રહ્યો નહિ. એ દિવસે મારી અચૂક જાણે શ્રદ્ધા બેઠી, કે ખરેજ સ્વતંત્રતાનો રૂડો સ્વપ્ન દિવસ નજીકમાંજ છે!

## પિંગળે

આ બાજુ જેમ અમે લશ્કરમાં પગપેંસારો કર્યો, તેમ બીજી બાજુ બંગાળમાં વળી જુદોજ રંગ જામી રહ્યો હતો. ત્યાં આગળ અમેરિકાથી પાછા ફરેલા એક મરાઠી નવજુવાને આ પ્રવૃત્તિમા બંગાળને પંજાબ સાથે ગાંઘી લેવા માટે જબરો પ્રયત્ન કર્યો આ દક્ષિણી યુવક તે પિંગળે. એનું આખું નામ તો હાલ કંઈ સાભરતું નથી. એનું ટોળુ જ્યારે પાતાળ (અમેરિકા)થી પાછું ફર્યું, ત્યારેજ તેમણે અંદર અંદર નક્કી કરેલું, કે એણે બંગાળા જઈ ત્યાના બળવાખોરો સાથે બળીહળી તેમની પૂરી ભાગ મેળવી પાછા પંજાબ આવવું.

કલકત્તે આવી, આગલી કેટલીક પિછાનો હતીજ, તે દ્વારા એ ભાઈએ વિપ્લવમંડળમાં પ્રવેશ મેળવ્યો, અને ઘણીક મુલાકાતો લીધી. આથી પંજાબની તૈયારીઓ વિષે કલકત્તાને તો જાણે પૂરી માહિતી મળી ગઈ.

વળી પિંગળેના કેટલા સાથીઓ સાથે અમારામાંના કેટલાકને ભાઈચારો હતોજ, એટલે એ રીતે પણ પિંગળે અ

માગમા પૂરો ભળ્યો. તે અમારા મંડળના સંસર્ગમાં આવ્યો કે તુરતજ તેને કાશી મોકલવામાં આવ્યો. પિંગળેએ કલકત્તામાં ઘણાકની પાસે બોમ્બની મદદ માંગી. એ વેળા સારા બંગાળમાં અમારૂં મંડળજ બોમ્બ બનાવનારૂં ને પૂરા પાડનારૂં એકલું મથક હતું. આ કારણે બોમ્બને લીધે અમારે પિંગળે સાથે જરા વધુ ગાઢો સંબંધ ઝામ્યો.

## અમૃતની કુપ્પી

બરાબર એજ, એજ સમયે મારા મનમાં પંજાબ માટે બરાબર ઘાટ ખાશે કે કેમ, એવી જાતનો ડર જાગ્રત થતો હતો. પૃથ્વીસિંહ પાચમી ડીસેમ્બરે આવવાનો હતો, તે તારીખ તો વીતી ગઈ ને છતાય ન આવ્યો, ને પંજાબની બીજી કઈ ખબર અંતર પણ નથી—હવે શું?—બરાબર એ કાળે પિંગળેજીનું ફૂટી નીકળવું ખરેખર અમૃતની કુપ્પી સમાન થઈ પડયું. મને હૈયે ટાઢક વળી.

પિંગળેની સામર્થ્યવાળી કાયા, તેનું ગોરૂં પ્રભાવશાળી વદનમંડળ, તો વદન પર તરવરી રહેલી અપૂર્વ બુદ્ધિની લસલસતી પ્રતિભા—એ બધાની મારા મન પર ઉંડી ઉંડી છાપ પડી. એને જોઇ—એની સાથે થોડી વાતોચીતો થયા બાદ મારા અંતરમા ખરેખરી શ્રદ્ધા જન્મી કે આ માણસ અમારા પંથને દીપાવશે–મંડળનું કામ કોઈ જબરદસ્ત અંશે આગળ ધપાવશે.—પરંતુ—

ધારે છે માનવી કાંઈ,
ઇચ્છા જગનાથની જુદી!

વોહી રંગ લગ ગયા

—ને ગીતા તો એને આખી મોઢેજ હતી એની સાથે જીંદગીના આદર્શો વિષેની ચર્ચા ઉપડતા, કોણ જાણે કેવી રીતે ગીતા વિષે વાત નીકળી, ત્યારેજ મેં એ તો જાણ્યું.

"તમને ગીતા મોઢે છે ને!"

એણે સ્હેજ મ્હોં મલકાવ્યું. "અરે, આ દેહે તો કંઈ અનુભવો લીધા છે. આ કાયા સાધુરૂપે દુનિયાનો ત્યાગ કરી સારૂં હિંદુસ્તાન પણ ઘૂમી ચૂકી છે."

"તમે દુનિયા તજેલી?"

"હા, અને એ કાળે આખી ગીતા પર મે મેળવાય તેટલો કાબૂ મેળવેલો છે. ને સારૂં હિન્દ ઘૂમ્યો તો ઘૂમ્યો, પણ અમેરિકાએ જઈ આવ્યો."

"ત્યા શું કરતા?"

"મિકેનિકલ ઇજનેરૂં ભણી કાઢ્યુ." તે જરા હસતાં બોલ્યો, "ને ત્યાંજ તો આ દરિયાઓનો ભેટો થયો, ને ત્યારથી વોહી રગ લગ ગયા!"

(૭)

## મારો સ્વભાવ

મારા સ્વભાવ વિષે અહિં વાંચકને થોડુ ઘણું કહ્યા વિના ચાલે તેમ નથી. મારા સંભારણાઓ હુ આ લખું

છું, તેમાં કેટલાકને હું એ સ્વભાવને લીધેજ પૂરતો ન્યાય કરી શકતો નથી. જે જે બનાવો, પ્રસંગો, ચર્ચાઓ, વિગેરે મારા સ્વભાવને અનુકૂળ, રૂચી જાય એવાં બને છે, તેની મારા ઉપર ઘણી ઉંડી છાપ પડે છે, અને તે ઘણા લાંબા કાળ સુધી યાદ રહે છે, પણ બીજા મહત્વના બનાવો યે જો એથી વિરૂદ્ધ પ્રકૃતિના હોય તો મારા સ્મૃતિપટ પરથી લપસી જાય છે—સરી જાય છે; કદાચ કોઇક યાદ રહે છે તો તે એવુંજ કે જેને વિષે મારે બહુ જોરથી વાંધો ઉઠાવવાનો હોય–વિરોધ દર્શાવવાનો હોય, ને તે યે તેટલા પૂરતુંજ.

આ કારણથી આંદામાન હતો ત્યારે, રામેન્દ્ર બાબુના વિચિત્ર પ્રસંગને લઇને મારા પર અસર થવા પામી ને મેં અનુભવવૃત્તાત એક નોટબુકમા લખી રાખવા માંડયો. લખીને અવારનવાર ઉપેનદાને બતાવતો. તેઓ વખાણુ કરે, ત્યારે હરખાતો. એ નોટબુક કેમ નાશ પામી તે વાત આગળ કાળાપાણીની કહાણી આરભીશ તેમા આવશે.

## પિંગળે પંજાબમાં

પિંગળે તો કાશી આવ્યો કે તરત એક બે દિવસમાંજ એને પંજાબ મોકલવાનું થયું. એનો ખાસ આગ્રહ હતો કે પંજાબ દળને અમારે પુષ્કળ પ્રમાણમાં બોમ્બ પૂરા પાડવા. અમે એને જવાબ આપેલો, કે, ભાઇ, અમને તો કંઇ વાંધો નથી. પણ એકેક બોમ્બ પાછળ ચૌદ ચૌદ રૂપિયાનો ખરચ છે; અમને નાણાંથેલીની મદદ મળે તો અમારાથી તેમ

કરવાનું બની શકે.

એ ઉપરાંત મેં એને કરતારસિંગ અને પૃથ્વીસિંહ વિષે પણ મારા અનુભવની વાતો કહીને સમજણ પાડી. એટલે પિંગળે નાણાંની ગોઠવણ કરવા તેમજ એ પંજાબીઓ વિષે પૂરતી ભાળ મેળવવા પંજાબ ગયો. કેટલાંકનાં શરનામાં એની પાસે હતાંજ, એટલે એને મેળાપ કરવાની મુશ્કેલી નહોતી.

એકાદ અઠવાડિયામાં તો એ પાછો ફર્યો. પિંગળે આવ્યો એટલે રાસુદાને પણ હવે પંજાબ જવામાં અડચણ જેવું નહોતું; છતાં તેઓ જાય તે પહેલાં એકવાર હુંજ પિંગળેની સાથે તે બાજુ ઉપડયો.

<u>મૂલાસિંહ</u>

ડીસેમ્બર મહિનો ચાલતો હતો. ટાઢ તો કહે કે મારૂં કામ. અમે હિન્દુસ્તાની પહેરવેશ પહેર્યો હતો. સ્હવારને પહોરે અમે અમૃતસર ઉતર્યા. મને પંજાબી બોલતાં નહોતું આવડતુ,-પિંગળેજી તેમાં ઉસ્તાદ હતા. અમે એક ગુરૂદ્વારાએ જઈ પહોંચ્યા. અહિં મૂલાસિંહ નામના એક પંજાબી આગેવાન સાથે પિંગળેએ મારી મુલાકાત કરાવી.

મૂલાસિંહ શેંઘાઈમાં પોલિસખાતામાં હતો. ત્યાં એ ખાતામાં હડતાળ પડાવવામાં એણે સરદારી લીધેલી.

વળી પિનાંગના પણ કેટલાક કામદારો સાથે મારે ઓળખાણ થઈ. ઉપરાંત, આ વેળા અત્રે ગામના સાધારણ શીખ વર્ગનો અવરજવર પણ મને ઘણો વધી ગયેલો માલમ

પડયો. મોટે ભાગે તેઓ મજૂર હતા, પણ ધન્ય છે શીખ સસ્કૃતિને !–તેમનામા સ્વદેશભાવના પૂર જોશથી ઉછળતી હતી. ને શરીર તો પ્રત્યેકના જાણે ગટારગચ્છના જેવા!

આ તકે મૂલાસિહને મેં એક મુખ્ય મધ્યસ્થ મથકની જરુરિયાત સમજાવી. તેણે એ કામ કરવાનુ માથે લીધું. પણ, અફસોસ, મૂલાસિહે આ કામ ન ઉપાડયું હોત તોજ ઠીક થાત!

કામ કયા?

પજાબમા જુદા જુદા જીલ્લાઓના કાર્યવાહકો કામકાજને અભાવે અને ખાવાપીવાની અગવડને લીધે અકળાઈ ગયા હતા અને તેમનામા અસતોષના બીજ રોપાઈ ચૂકયાં હતા એ બધાની જવાબદારી મોટે ભાગે આ મૂલાસિંહ પરજ હતી એ બધા વીરો ઠેઠ કયા કયાથી સ્રી પુત્રાદિ તેમજ ઘરબાર તજીને દેશને ખાતર આટલે દૂર આવેલા હતા તેઓ હાલ કઈ કમાતા નહોતા–તેમ કરવાની સગવડે નહોતી ને એવી હાલતમા પેટને ખાતર આગેવાનો આગળ વારંવાર તગાદાપૂર્વક ભીખ માગવી પડે તો કોઇનાથી સાખ્યું નજ જાય. બધા રહેતા'તા ગુરુદ્વારામા ને ખાતા'તા પાસેનાજ હોટલમા.

સેવકો અને પૈસો

મારે કહેવુ જોઇશે કે આપણા દેશમા દેશને માટે બહાર પડનાર સેવકો ઘણી વાર કેટલીક ક્ષુલ્લક બાબતોને લીધે મહાદુ ખ પામે છે ને આખરે કટાળીને દેશની સેવા

તજી દે છે ઘણી વાર મનમા લાગી જાય છે કે પૈસા બાબત સ્વતંત્ર થયા શિવાય આ કામમા માથુ મારવા જેવું નથી ને પછી પૈસાની પાછળ પડ્યા, કે દેશ વીસરાયોજ સમજી લેવો. દેશનુ કામ પૂરો આત્મા રેડીને ન કરાય, ત્યા સુધી કંઈ થઈ શકતુ નથી વળી કેટલીક વાર કામને અભાવે પણ ભેગા થયેલા મંડળ તૂટીફૂટીને મેદાન થઈ ગયા છે

આ કાળે પંજાબમા જે વિપરીત દશા હતી, તે એ કે કોઈ સારા યોગ્ય નેતાને અભાવે ઘણા કામદારોના મન ઉંચા થઈ ગયા હતા કામ નથી થતુ તેથી તો દેશની દશા બગડતી જાય છે—ને કામ કરવુ કયા, કેવી રીતે, કયુ, તે સમજાતુ નથી!

પંજાબી ટુકડીઓ

રાસબિહારી એકજ એવો આગેવાન હતો જે ઉત્સાહથી ઉછળતા કામ કરનારાઓને અને પ્રજાને લગામમા રાખી શકે મારાથી બને તેટલે અંશે આ બધો ગોટાળો મટાડવાનો પ્રયત્ન મે કીધો મૂલાસિંહે તો મને કહ્યું કે ઘણીક લશ્કરી ટુકડીઓએ બળવો શરૂ થતાજ દેશની હરોળમા ભરાઈ જવાનુ વચન આપી દીધુ છે જે ટુકડીઓમા હજુ અમારો સંદેશો પહોચ્યો નહોતો તેમની એક યાદિ કરીને, પંજાબવાસી જુદા જુદા કામદારોને મોકલી આપવાની મે વ્યવસ્થા કરી

મુકતેસરનો મેળો

મૂલાસિંહની સાથે મારી ઓળખાણ કરાવી દીધા પછી

પિંગલે પોતાના બીજા ઓળખીતા શીખ મિત્રોની ભાળમાં મુક્તેસરના મેળા તરફ ઉપડયો. આ મુક્તેસરના મેળાની આગલી પાછલી કહાણી સુણાવી દઉં નહિ ત્યાં સુધી મને ચેનજ નહિ પડે.

આનંદપૂરના કિલ્લામાં ગુરૂ ગોવિન્દસિંહ એક વાર પોતાના કુટુમ્બકબીલા સાથે લગભગ સાતેક મહિના સુધી પૂરાઈ રહ્યા હતા. આ ઘેરામાં બન્ને પક્ષને પુષ્કળ મુશ્કેલીમાં આવી જવું પડયું હતું. મુસલમાનો ગુરૂને કહેતા હતા કે તમે આનંદપૂર તજી ભાગી જાઓ. પણ ગુરૂને એ કબૂલ નહોતું. એક બે વાર નહિ, પણ ઘણીક વાર તેમણે આવું કહેણ મોકલ્યું છતાં એમણે કંઈ દાદ ન દીધી. ગુરૂજી તો જીદ લઈ બેઠા છે, એવું જોઈ બહાર ચાલ્યા જવાની લાલસાવાળા શીખોએ ગુરૂમાતા ગુજરીને સમજાવી પટાવીને બહાર જવા બાબતમાં સંમત કર્યાં. છતાં ગુરૂજી તો એકના બે ન થયા.

## નાફરમાની

ઘેરાને લીધે પડતી અનેક અગવડો અને ભૂખને દુઃખે કેટલાક શીખોની તો અધીરાઇનો પાર રહ્યો નહોતો. પેટાબાની ભંભેરણીને લીધે તેઓ ગુરૂના ફરમાનને પણ તોડવાને તૈયાર થઇ ગયા.

ત્યારે ગુરૂ બોલ્યાઃ—

"તમે અત્યાર સુધી મારા છાયા હેઠળ હતા. હવે ભૂખને દુઃખે તમે ભાગીને શઠ લોકોની જાળમાં કૂદી પડવા

તૈયાર થયા છો, પણ મને મારી જવાબદારીમાથી તમે છૂટા ન કરો, ત્યા સુધી ન જવાય "તમે જવાબદાર નથી" એવુ મને લખી આપીને ખુશીથી જ્યા જવુ હોય ત્યા જઈ પહોચો"

માત્ર ૪૦ માણુસો શિવાય બીજા બધાજ આ પ્રમાણે લખી આપીને ત્યાથી ચાલી ગયા આખરે તો ગુરૂ ગોવિન્દ સિંહને પણ એ મથક તજી નાસવુ અને ઠામઠામ ભટકવુ પડ્યુ પણ પેલા ૪૦ વીરોએ કોઈ પણ દિવસ ગુરૂજીનો સગ તજ્યો નહિ

"અમે શીખ નથી!"

એમ ફરતા ગુરૂજી મદ્રદેશ આવી લાગ્યા સૌથી પહેલા નાસીને છૂટા થયેલા પેલા શીખોમાના કેટલાક તેમને અહિં ફરી મળ્યા અને સલાહ આપવા લાગ્યા, કે શત્રુ સાથે ખેચી તાણુવામા સાર નથી, પણ તેની સાથે સલાહ કરી દેવી એજ ઠીક છે

ગુરૂ કહે, "તમારે સુલેહ કરવી હોય તો કરો તેમનામા જઈ ભળવુ હોય તો 'અમે શીખ નથી,' એવુ મને લખી આપી ખુશીથી ત્યા જાઓ

વળી ૪૦ શીખ એવા નીકળ્યા જેમણે આવું પણ લખી આપવાની ડાહાઈ કરી ગુરૂજીને તજીને તેઓ ગયા, પણ થોડા દહાડા વીત્યા કેડે તેમનુ હૃદય ડખવા લાગ્યુ, અને ખરેખરો પસ્તાવો થવા લાગ્યો

## અજબ કુરબાની

બીજી બાજુ એવું બન્યું, કે ગુરૂજી પર ખેદરાના તળાવ નામના સરોવરની પડોશમાં શત્રુએ સજડ હુમલો કર્યો. લડાઈની ધૂમ સખત મચી રહી. લડતાં લડતાં ગુરૂજીએ જોયું, કે બીજીજ એક ટુકડીએ શત્રુના ઉપર બીજી બાજુથી આવી હલ્લો કર્યો છે. એ ટુકડી કોણ? કોની? તે કંઈ ગુરૂજીને સમજાયું નહિ. મુસલ્માનો આ નવા હુમલાથી ગભરાઈ અકળાઇ ગયા. પણ થોડીવારમાં તેઓએ નવા હુમલાવાળાઓને જમીનદોસ્ત કરી નાંખ્યા. આવી રીતે પડવામાં પેલા ભાગી છૂટેલા અ–શીખ શીખોને પસ્તાવાને પંથે લાવનાર માઈભાગો નામની બાઈ પણ હતી. લડાઈ પત્યા બાદ ગુરૂ ગોવિન્દસિંહ, રણક્ષેત્રમાં પ્રાણની કુરબાની કરનાર મહાવીરો પાસે જઈ તેમને યથાશક્ય આશ્વાસન આપી સારવાર કરી રહ્યા હતા. એવામા હજુ થોડો થોડો પ્રાણ રહ્યો છે એવો એક શીખ–મહાસિંહ–તેમની નજરે પડ્યો. તેનું માથું ખોળામાં લઇ તેના પર સપ્રેમ હાથ ફેરવતાં ફેરવતાં ગુરૂજીએ 'તારી કંઈ છેલ્લી ઇચ્છા છે?' એવો સવાલ પૂછ્યો.

મહાસિંહની આંખોમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. તે બોલ્યો, "એકજ માત્ર વાછા રહી ગઇ—અમે શીખ નથી, એવા આપેલા અમારા પત્રો તમે ફાડી નહિ નાંખો?"

## કુરબાનીનું તીર્થ

ગુરૂજી બધો ઘાટ સમજી ગયા. પેલા ફેરારી શીખોએજ

લડાઈમા આવી ગુરુજીને ખાતર પોતાનુ લોહી રેડયુ હતુ ચાળીસે ચાળીસ જણાએ કુરબાની કરી હતી ગુરૂજીએ ત્યાજ, પેલા પત્ર ફાડી નાખ્યા ને ત્યા ઉભેલા પોતાના તમામ ચેલાઓને સબોધીને બોલ્યા,

"જે 'ખાલસા'મા આવા મહાપ્રાણ હજુ પડયા છે તેનો સહેજે નાશ નથી સભવતો એકાદ પણ ભક્ત જ્યા આત્મભોગ આપે છે તે સ્થળ પવિત્ર બની જાય છે આટલા બધા શહીદોએ અહિ કુરબાની કરી છે, એટલે હવે પછી આ સ્થળનુ નામ મુક્તસર રહેશે, અને આ તળાવમા જે કોઇ નહાશે તે મુક્ત થશે!"

એ પ્રમાણે મુકતસરના મેળાની મૂળ કથા અહિ શીખોનો ભારે મોટો મેળો ભરાય છે કઇ નહિ તોયે લાખ શીખો ભેળા મળે છે શીખોના પ્રત્યેક ઉત્સવપવના મૂળમા આવોજ કોઈ કોઈ પ્રેરક ઇતિહાસ રહેલો છે અને શીખ જાતિ તેનીજ પ્રેરણા પીને ઉછરે છે મને લાગે છે કે સારા ભારતની એ એક અજબજ શકિતવાળી પ્રજા છે

રાસુદા ક્યારે આવશે?

ઠીક આપણે પાછા આપણી વાત પર આવી જઇએ પિતાજી મુકતસરના મેળામાથી પાછા પધાર્યા, ત્યાર કરતારસિહ, અમરસિહ વિગેરે તો ગુરૂદ્વારામા આવી લાગ્યા હતા મને જોતા કરતારસિહનો મુખ તો મય નહિ એ કદમ પૂછયુ, "રાસુદા ક્યાં આવશે?"

મે કહ્યુ, "હવે તે આવશે ક્યાર આવશે શુ? તમારે

ત્યાં તેના રહેવા મૂકવાનો ચોક્કસ બન્દોબસ્ત થાય, કામકાજની પણ સુવ્યવસ્થા થાય ત્યારેસ્તો."

એટલું કહીને મેં એને મધ્યસ્થ મથકની ઉપયોગિતા અને જરૂર બરાબર સમજાવી. મૂલાસિંહે એની જવાબદારી માથે લીધી છે એમ પણ કહ્યું.

વળી મને દાદાએ પહેલેથીજ સૂચના આપેલી તેમ બે અમૃતસરમાં ને બે લાહોરમા એમ ચાર ઘર એમને રહેવાને માટે ભાડે લેવા જોઈએ એ વાત મેં તેને ગળે ઉતરી.

એ વ્યવસ્થા કરવાનું નક્કી કર્યું. અમૃતસરવાળું ઘર તો મેં જાતે જોઈને પસન્દ કર્યું. લાહોરમાં પસન્દગી કરવા બીજા એકને મોકલી આપ્યો.

પંજાબના સંજોગો વિષે કરતારસિંહની વાતો સાંભળીને મારૂં આશાભર્યું હૈયું ખીલી ઉઠ્યું. "હાં, હવે બેડો પાર!" એમ વિચારી મારૂં માથું જાણે આનન્દે ડોલ્યું.

વળી બીજી એક વાત. આજ વખતે અમેરિકાથી વળી શીખોની એક ટુકડી અમૃતસર આવી લાગી એમના કેટલાક આગેવાનો સાથે મારે વાત થઈ. એમાનો એક તો એટલો ઘરડો હતો કે જાણે તેના ગાત્રોયે ઝૂલી ગયાં હતા. મને સાભરે છે ત્યા સુધી એજ ઘરડા શીખે આન્દામાનમાં અદ્ભુત રીતે જીંદગી વીતાડી ૬૦ કે ૭૦ વરસની ઉમ્મરે પ્રાણ તજેલો. ઘરડો ઘરડો પણ આન્દામાનમા કેદીઓએ હડતાળ પુકારી, ત્યારે તેમની મંડળમા રહેવામા એ પાછો નહોતો હઠ્યો એણે પોતાની કમાણીમાથી ૫૦૦ રૂપિયા પણ અમા-

રા કામમા આપ્યા હતા.

<u>કરતારનુ કામ</u>

કરતારસિંહના વહિવટનો પાર નહોતો રોજ સાઇકલ પર ૪૦–૫૦ માઇલ ઘુમી ભટકી ગામડાઓમા એ પગપેસારો કરી રહ્યો હતો જેમ જેમ વહિવટ કરતો, તેમ તેમ એનો જુસ્સો વધતો એમ ફરી આવ્યા પછી જે લશ્કરી ટુકડીઓ હજુ બાકી રહી ગઈ હતી તે પર તેણે મોરચો માંડયો

સરકારને સહેજ સણસારો પડેલો એટલે ઘણાકના નામ પર વારંટ તો હતાજ, તેમ કરતારસિંહને પકડવા માટે પણ પોલિસને ફરમાન હતુ એક વાર એને પકડવા પોલિસે એક ગામ પર ઘેરો નાખ્યો એટલે કાર્યકુશળ કરતાર આસ પાસમાજ હતો તે સાઇકલ પર સ્વાર થઈ ત્યા આવી લાગ્યો પોલિસ કંઈ તેને ઓળખતી નહિ પોતાની અપ્રતિમ ચાલાકીથી કરતાર છટકી ગયો—નહિ તો એનુ આવીજ બન્યુ હોત

<u>દગાબાજો</u>

હવે ખરચપાણી એટલા તો વધી ગયા હતા, કે ફાળા તરીકે આવતી રકમોથી નીકળતુ નહોતુ અને ધાડા પાડવાની જરૂર પડવા માંડી છેક છેવટે જણાયુ કે મૂલાસિંહ ભરોસા પાત્ર માણસ નહોતો મંડળીના પૈસા ઓહીયા કરી જવાનુ નીચ કામ કરતા એ પકડાયો એક વાર તો પીધેલો—છાકટો થયેલો નજરે પડયો ને પોતની અંગત દુશ્મનાવટને

અગે એણે એક માણસને ત્યાં ચાહીચલાવી ધાડ પડાવી. આવા ભેવફા દ્રોહીઓ અમને યે નથી મળ્યા, એમ ન સમજવું. મોટી મોટી હિલચાલો ચાલે ત્યાં મનુષ્યસ્વભાવની ત્રુટીઓને લીધે એવા ઘઉંમાં કાંકરા નીકળે છે. ખુદ લેનિનને પણ ફરિયાદ કરવી પડી છે કે મારા બોલેશેવિકોમાં ૭૯ બદમાશ અને ૬૦ ગપેડા આવીને ભેળાયા હતા. શરત ચેટરજી બાણુને મોઢેજ મેં સાંભળ્યું છે કે દાસબાબુ કહે છે વકીલાત કરતાં કરતાં મને પળિયાં આવ્યાં ને સેંકડો ચોટ્ટા લુચ્ચા મારા હાથ તળે આવી ગયા. પણ આ અસહકારની હીલચાલમાં ભરાયેલા ચોટ્ટાઓ જેવા હરામી મેં મારા જન્મારામાં કદી ભાળ્યા નથી!

## પંજાબનું પુરૂષાતન

આ વેળા પંજાબીઓની સાથે અઠવાડિયું રહી મેં તેમની રહેણીકરણી બરાબર ભાળી. આટલી ઠંડીમાં પણ સ્હવારે વહેલા ઉઠીને નહાઈ ધોઈ તેઓ ગુરૂ ગ્રંથસાહેબનો પાઠ કરતા. પણ જમતા હોટલમાં, એટલે તે જાતની ચોકખાઈ ન મળે. આપસઆપસમાં બહુ બહુ વિવેકથી વર્તે; સરસ વિશેષણ શિવાય એકમેકને ન બોલાવે.

ભાઈ નિધાનસિંહ સાથે આ વેળા મુલાકાત થઈ. એમની ઉમ્મર પચાસેકની હશે. તેમાથી ૩૦—૩૨ વરસ દેશ બહાર કાઢેલા. ચીનમાં રહી ત્યાંથી એક ચીની સુન્દરીનું પોતાને પુછડુ વળગાડી દીધેલું. પણ એની ધર્મિષ્ઠતાનો પાર નહિ. સ્ટેશને જાય તો પ્લેટફોર્મ પર બેસીને યે કંઈ ધર્મગ્રંથ

વાંચતાજ હોય.—લોકોને દેખાડવા સારૂ નહિ, કારણ આં-દામાનમાં કોણ જોનારૂં હતું? એના મુખ પર જે નૂર વિલસતું તે કદિ નવજુવાનોના વદન પરે જણાયું નથી.

સામાન્ય રીતે ચારિત્ર્યની બાબતમાં પંજાબીઓ અને ખાસ કરી શીખો છેક-ઢીલાઢબ ને હલકી કોટિનાજ ગણાય છે. એક તો એમની રાજસીતામસી પ્રકૃતિ ને વળી સ્ત્રીઓની સંખ્યા પુરુષ વર્ગ કરતાં ઘણીજ ઓછી. પરદેશીઓની સાથે વારંવાર અથડામણમાં આવ્યા કરીને એ પ્રજાની સંસ્કૃતિ જાણે ચુંથાઇ ગઈ છે. પણ એ પ્રજા એવી છે, કે જેમ અવનતિમાં પડી જતાં તેને વાર ન લાગે, તેમ ચઢવા માંડે ત્યારે સપાટામાં ઉન્નતિ શિખરે પણ ચઢી જઈ શકે. એથીજ આવા પડેલા પડેલા શીખોએ પણ, "નાનકાના સાહેબ" આગળ આટલું શૂરાતન બતાવ્યું છે!

પંજાબનું શીલ

પંજાબમાં પુરુષ કરતાં સ્ત્રીની પ્રતિષ્ઠા વધારે કલંકિત ગણાતી હોવા છતાં સતીત્વના એવા તો વિરલ દૃષ્ટાંતો હમણાં પણ કોઇક વાર દેખા દે છે, કે એની કલ્પનાયે આ કલિયુગમાં કોઇને ન આવે. લાહોર ડી. એ. વી. કોલેજના પહેલાના પ્રો. પરમાનંદના પિતરાઈ ભાઈ બાળમુકુન્દ દિલ્હી કાવતર્ં કેસમાં પકડાયા હતા. એ બાળકૃષ્ણના પેઢીઓના પૂર્વજ મોતીદાસે શીખોના અભ્યુદયકાળે કરવતથી વહેરાઈ પ્રાણ ભૂક્યો હતો. આ બાળમુકુન્દજી પકડાયા તેને આગલે વરસેજ પરણ્યા હતા. તેમની સ્ત્રી રામરાખી—ઉમ્મર લાયક

યુવતિ–રૂપરૂપનો અંબાર, પતિ પકડાતાં તેના દુઃખનો પાર રહ્યો નહિ. બહુ સંયમપૂર્વક તે જીંદગી વીતાડવા લાગી. પતિને ફાંસીની સજા થયાનું સાંભળી તે તેમને મળવા ગઈ. અકળામણના આવેશમાં તે કશી વાતોયે ન કરી શકી. ઘેર આવી અધમૂઈ અવસ્થામાં દિવસ ગાળવા લાગી. એક દિવસ પોતાના ઓરડામાં બેઠાં બેઠાં તેને બહાર લોકોના રડવાનો ધીમો સાદ સંભળાયો. બહાર જોતાંજ તેને સમજાઈ ગયું, કે બસ, સ્વામી હવે આ લોક છોડી ગયા. નીરોગી સતીસાધ્વી, સ્વામીને ધ્યાને સમાધિ લગાવી બેઠી ને સ્વામીમય થઈ ગઇ—તેનો આત્મા સ્વામીના આત્માની શોધમાં ઉડી ગયો! ખોળીયું માત્ર પડી રહ્યું!

ક્યાં છે, કહો, દુનિયાભરમાં આવો રોમાંચ ખડા કરે તેવો આત્મિક પ્રેમ! કેવો એ સ્વામી, કેવી એ સ્ત્રી! પણ હાય, ભારત! એ તારાં નસીબમાં નહોતાં! એ તો સ્વર્ગનાં અધિષ્ઠાતા થવા ચાલ્યાં ગયાં!

## (૮)

## કાશી

પંજાબથી નવઉત્સાહભેર હું કાશી ફર્યો એટલે તુરત થયું, કે જાણે અંધેર અવ્યવસ્થામાંથી છૂટ્યો. કાશીની શી

મઝા ! એની પવિત્રતા મને ખૂબ ખેંચવા લાગી. એ કેમ બન્યું એ સમજાતું નથી. કાશીમાં બહુ રહ્યો પણ એવી લાગણી ફરી પાછી થઈ નથી. પણ આ વેળા તો કાશીનો પવન વાયો, કે તુરતજ જાણે દેહ શુદ્ધ થઈ જતો લાગ્યો. મનમાંથી ગ્લાનિ દૂર ભાગતી ભાસી કાવતરૂં ભાગી પડ્યા બાદ રાસુદા જ્યારે કાશી આવ્યા, ત્યારે તેને પણ કંઇક આવી લાગણી થયેલી ખરી.

## યતીન–દા

કાશીમાં પૂર્વ બંગાળાના એક આગેવાન જોડે વાતચીત થઇ. તે વેળા બીજા ઘણાક સાથીઓ પકડાઇને જેલ જઈ બેઠા હતા, તે બહુ સાલતુ હતુ. શ્રીયુત યતીન્દ્રનાથ મુખોપાધ્યાય કલકત્તાના આગેવાનોમાજ ગણાય વિપ્લવયુગમા એમનો ફાળો નાનોસૂનો ન સમજવો. તમામ દેશોના ઇતિહાસ સાક્ષી પૂરશે, કે જ્યારે રાષ્ટ્રની સ્વતંત્રતા કાજેના મોટા આંદોલન ઉભા થાય છે ત્યારે તે ઉભા કરનાર મૂળ વ્યક્તિઓનું ચારિત્ર્યબળ અખૂટ હોય છે, ને તેથીજ તેના પંથ કે મંડળનો પ્રભાવ ભારે પડી શકે છે. યતીન્દ્રબાબુ વિપ્લવ પંથના આત્મા સમા હતા, ને એમના ચારિત્ર્યબળ વડે એમણે કેટલાયે જુદા જુદા સંપ્રદાયો પર સત્તા જમાવી હતી

આવી બળવાની તૈયારીઓનું કામકાજ હંમેશા છાની છૂપી રીતે થતુ હોવાથી એવા મહાપ્રભાવશાળી વીરોની છાયા હેઠળ જુદા જુદા કેટલાયે મંડળો સ્થપાયા હશે તે બધાનો ઇતિહાસ મળી શકવો મુશ્કેલ છે. એ ઠીક કે નહિ,

તેયે મને તો હજી નથી સમજાતું. એવાં વિવિધ મંડળોને ભેગાં કરીને મોટું એકત્ર વિરાટ દળ બનાવવા સારૂ બહુ બહુ પ્રયત્ન થયેલો, પણ કોઈ તેવા લાયક અને પૂરવી પ્રતિભા-વાળા આગેવાનને અભાવે તે તો બન્યું નહિ—પોતપોતાની સ્વતંત્રતા ગુમાવવા કોઈ રાજી નહોતું. વળી આગેવાનોને પણ પોતાની સત્તા ટકાવી રાખવી હતી. કોઈ નૂતન આદર્શ-થી માણસ પ્રેરાઈ ઉઠે છે ત્યારે તે અદ્ભુત આપભોગ આપી દે છે, પણ છતાં નાની નાની બાબતોમા અહંતા અને સ્વાર્થ તેને સતાવ્યા વિના નથી રહેતા એવો મારો અનુભવ છે.

પણ યતીન્દ્રબાબુની આગેવાની હેઠળ બંગાળાના ઘણા ઘણા મંડળ ભેગા મળવાનું થઈ શક્યું હતુ. પોતે કંઈ એવા ભણેલા કે વિદ્વાન નહોતા, પરંતુ ઘણા ભણેલાઓને નમાવી શકતા. એમની સાહસિક વૃત્તિ, અને નિખાલસ ઉ-દારતા, સૌને એમના તરફ ખેંચતી. ને જ્યારે પંજાબ ને બંગાળ બન્નેના ચિત્રવિચિત્ર ભેજાંઓનો શંભુમેળો એકઠો થયો ત્યારે પણ પોતાનું વર્ચસ્વ એમણે ટકાવ્યુ, એ જેવી તેવી શક્તિની વાત નહોતી!

બે મંડળો

સાચું પૂછો તો બંગાળામા એ વેળા બિજ બળવા મં-ડળીઓ હતી. એકના પ્રમુખમા આપણા યતીન્દ્રબાબુ. બી-જીના બે ભાગ પાડી શકાય. એક બંગાળની બહાર કામ કરનારો અને બીજો તેના ભીતરમાંજ પાંખ પ્રસારનારો. તેમા આગલા વર્ગની ઝૂસરી રાસબિહારીને માથે હતી.

પાછલાના આગેવાન જેવું કોઈ નહોતું.

આવે વખતે આખા ઉત્તર હિન્દને એક સાંકળે ગૂથી લેવાના ઇરાદાથી યતીન્દ્રબાબુને કાશી બોલાવ્યા. પંજાબથી માંડી ઠેઠ આસામના સીમાડાઓ સુધી દેશ બદલવાને માટે પૂરતો તૈયાર થઇ ગયેલો હતો. ને પંજાબના સિપાઇઓની અધીરાઈનું તો પૂછશોજ માં. એમને કાબૂમાં રાખવા પડતા તેથી લાભ થયો કે નુકસાન તે તો ઇશ્વર જાણે, પણ અમે ન અટકાવ્યા હોત તો તેમણે કાચુંપાકું કામ ઠકૂણાવી દીધું હોત—પરિણામ શું આવત, તે કોને ખબર? બધે એક સામટો ટંકાર કરવા સારૂ અમે તેમને દાબી રાખતા.

## પુસ્તકનો વિષય

યતીન્દ્રબાબુ કાશી આવ્યા તે વિષે સરકારને કાચીપાકી કંઇ ખબર હતી કે નહિ તે મને માલુમ નથી. એ વાત કેમ છેડવી પડી તે કહું. હજુ સુધી આ લખ્યું તેમાં છૂપી તો મેં એકે વાત નથી બતાવી જે વાતો કાવતરૂં ફૂટી જતાં ને અદાલતે ચર્ચાતાં બહાર આવેલી અને પુરવાર થયેલી તેટલીજ માત્ર મે જણાવી છે. જે વાતો પૂરવાર કરવાને સરકાર પાસે કંઇ સાધન નથી તેવી વાતો સરકારને માલુમ છે, છતાં તે મેં જવા દીધી છે. જે વાતો પ્રગટ કરવાથી કોઇને કંઇ નુકસાન થવાનો સંભવ નથી, ને જે સરકારને પૂરેપૂરી માલમ હોવા છતાં, દેશવાસીઓને આખા ખ્યાલ રૂપે પણ અડધીઅધુરીજ માહીત છે તેવી વાતો મેં મોટે ભાગે આપી છે.—મારી અદના શક્તિ મુજબ.

રાઉલાટ અહેવાલ

કાવતરાંઓના ખટલા ઘણીકવાર તો જેલમાંજ ચાલ્યા હતા, તેથી આમવર્ગને તે વિષે ઝાઝી વાકેફગારી થવા પામેલી નહિ. કેમકે ગમે તેવી જાહેર પૂરવાર થયેલી બીનાં પણ પોલિસની ઇચ્છા ન હોય, તો મકદૂર શી કે બહાર આવી શકે, લોકોની આંખે અથડાઈ શકે ! મને એવી ખાસ ઈચ્છા થઈ છે કે સરકાર જાણે છે તે મારા દેશભાઈઓ પણ જાણે તો સારૂં. દેશના ઇતિહાસનું સાચું વિવરણ વાંચી પોતાની ખામી, ઉણપ, ને શક્તિ સમજાશે—શ્રદ્ધા અને ડહાપણ બેય વધશે. બળવો વિરાટ પાયા પર રચાયેલો—તે કેમ, કયાં, કેવી રીતે યોજાયલો એ ભલે સૌ જાણે, ને ચર્ચે. મારૂં આખું લખાણ વાંચશે તેઓ સમજશે કે એ કંઈ થોડા જુવાનિયા, ઉધમાતીઆઓએ જુવાનીના ઉત્સાહની છોળ વડે કરેલી ખોટી ધાધલ કે ધમાધમ નહોતી. તેમ રાઉલાટ કમિટીના અહેવાલમાં આપ્યા મુજબની એ અંધેરિયા પ્રવૃત્તિયે નહોતી. રાઉલાટ કમિટીમાં એક અમૂક મુદ્દો ધ્યાનમાં રાખીને બધું લખ્યું છે. તે મુદ્દો એ, કે એ વાંચીને લોકોમાં આત્મશ્રદ્ધાનું બળ સ્ફુરવું ન જોઈએ. વાતોને એવી રીતે રંગી છે કે બળવાખોરોની ટેકડી કરવાનુંજ વાંચનારને મન થાય. હિન્દીઓના હૃદયમાં જે વાંચી આશા ને શ્રદ્ધાના ફૂલ ખીલી ઉઠે એમ લાગે તે વાતને દાબીજ દેવાનો એમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. કેટકેટલું દુઃખ ભોગવી, અપાર સંકટ વેઠી, કેવાં કેવાં પરાક્રમ કરીને કેવાં

રત્નો ભેગા કરેલા, ને એ રત્નો પણ કેવી કસોટીમાથી પસાર થયેલા, એ કઇ રાઉન્ડટેબલ અહેવાલ વાચ્યે ન સમજાય દિલગીરી સાથે જણાવવુ પડે છે કે એ બધી આખી કથા કહેવાની તો મારી તત્પરતા નથી, પણ જેટલુ બને તેટલુ આપું છુ

સરકારને શિખામણ

ઘણાકને એમ લાગે છે, કે આ રીતે આવી બધી વાતોને બહાર પાડવી એ ઠીક નથી (જાણે બધુ હજુ છાનુમાનુ જ રહ્યુ હોયને, તેમ!) એમ થવાથી સરકારને પોતાનો જુલમ વધારવાની તક મળે છે આના જવાબમા મારે કહેવાનુ એટલુ જ કે જે બળવાની આગ એક વેળા કેવળ બગાળા માજ ધૂમાયા કરતી હતી, તેના તણખા આજ સોળ સત્તર વરસમા એજ જુલમ નીતિને પ્રતાપે ઠેઠ રાવળપિંડી ને પેશાવર પર્યંત જઈ વેરાયા છે અને જેઓ સરકારની આ જુલમનીતિને દૂર કરવા ઇચ્છે છે, તેમને મારૂ કહેવુ છે, કે ગયા દાયકાના એ બળવાના પ્રયાસોને હસી કાઢવામા કે તેમની અગત્ય ઓછી લેખવામા ફાયદો નથી પરતુ તેને બદલે સરકારના મગજમા એટલુ ઠસાવવાની જરૂર છે, કે દેશની સાચી અભિલાષાઓને દાબી દેવાના પ્રયત્નો કરવાથી અથવા કાયદેસરની ચળવળોની ગતિ અટકાવવાથી આવી છૂપી ચળવળો અવશ્ય પેદા થશે, થશે ને થશેજ ને એમ પણ ન ધારવુ, કે ખુલ્લી કાયદેસરની ચળવળ કરતા છૂપી ચળવળો કોઇ રીતે ઓછી જોરાવર કે સાધન સામગ્રીવાળી હશે

વિલાયતમાં ખુલ્લી ચળવળને પૂરતું સ્થાન છે, અને હરેક માણસ તેમા છૂટથી ભાગ લઇ શકે છે. એજ કારણે યૂરોપના ફ્રાન્સ રૂશિયા આદિ દેશો કરતા તેમા છૂપી ચળવળોનું પ્રમાણ ઘણુ અલ્પ છે. જુલમનીતિથી અસ્ત પામતી જતી પ્રજાને જેર કરી શકાય, પરતુ ઉન્નતિને પથે ધપતી જાતિના આત્મસાક્ષાત્કારના યત્નોને દાબી શકાય નહિ. એ વાત દેશજનો તેમજ સરકાર બનેએ પોતાના મગજમા ઠસાવવાની છે.

યતીન બાબુની યોજના

આજે યતીન્દ્રબાબુ હયાત નથી, એટલે તેમને વિષે લખતાં હવે સંકોચ થતો નથી. એ વેળા એક સામટું આખુ ઉત્તર હિન્દ એકજ દિશામા કામ કરી રહ્યુ હતું તે ઘણાકને, ખૂદ કેટલાક બગાળી બળવાખોરોનેયે ખબર ન્હોતુ.

યતીન્દ્રબાબુનો ખાસ આગ્રહ એવો હતો, કે બળવ ની તારીખને પાછળ હઠાવવી, મોડુ કરવું. તે દરમ્યાન પોતે બંગાળે જઇને એએક મહિના કમ્મર કસી કામ કરે ને પૈસા પણ ભેગા કરે. તેમનો એવો ખાસ મત હતો, કે પૈસાના પૂરતા સ્હાયા વિના આ બાજી ખેલવી ઠીક નથી. પણ "પૂરતાપણા"નો તેમનો ખ્યાલ કંઈ અજબ ભારે હતો— તેટલા કદિ મળે નહિ, ને કામ થાય નહિ !—એટલે છેવટે તો એટલી બધી આશા ન રાખવાનું યતીન્દ્રબાબુએ પણ કબૂલેલું.

પંજાબી સિપાઇઓની અધીરાઈ

પણ તેઓ પંજાબની સ્થિતિ બરાબર સમજી ન શકયા.

પંજાબી સિપાઇઓ હવે છેક અધીરા ને આકળા બન્યા હતા. તેમ બનવાનું કારણ એ હતું, કે તેમને પશ્ચિમના રણમેદાન પર રેસાવાને ક્યારે ધકેલી દેવામાં આવશે તેની જરાયે ચોકસ માહિતી નહોતી. હિન્દમાં ને હિન્દમાં તો લશ્કરી ટુકડીઓની એકથી બીજે ને બીજેથી ત્રીજે ઠેકાણે અદલી બદલી થયાંજ કરતી હતી. એટલે જો અણી ચૂકયા, ને કોઇક દક્ષિણને મથકે જઈ પડયા, તો બધી મહેનત છૂટી પડશે, એમ તેમને લાગતું હતું.

આ રીતે પંજાબના લશ્કરી ગુસ્સાને દાબી રાખવાનું કામ મુશ્કેલ થઇ પડયું હતું, વળી એ સિપાઇઓને બીજે કશે મોકલી દેવાય તો અમારૂં કામ કથળી જાય એ બ્હીક અમને પણ ભારે હતી આ બધા કારણોને લીધે યતીન્દ્ર-બાબુના આગ્રહને માન આપી ન શકાયું. ખુદ મારે માટે પૂછો તો હું પણ આ સોનેરી તક જવા દેવાની તરફેણમાં નહોતો. એટલે એક બાજુ સિપાઇઓને શાન્ત રાખવા પ્રયત્ન કરતો, છતા બીજી બાજુથી આખો બળવો સામટો જેમ બને તેમ સત્વર પ્રજ્વળી ઉઠે તેમ કરવાને માટે પણ તનતોડ મહેનત કરી રહ્યો હતો. ચોવટથી સમજાવ્યું, એટલે યતીન્દ્ર-બાબુ પણ મારા મતનાજ થયા.

## પરદેશી મદદની સંતલસ

મારો હમ્મેશનો એવો ખ્યાલ ખરો, કે અભણ આમ-વર્ગને ઉશ્કેરી તેને કૂદાવવો એ રમત જેવું કામ છે. જો કે તેમ કૂદાવવાથી કંઇ અમારૂં કારજ સરી જાય કે મઢ સર

થાય, એવી ભ્રમણા મને નહોતી. તે તરફ મેં લક્ષ પણ નહિ આપેલું. મને થતું કે દેશનો ભણેલો નવજુવાન વર્ગ જો બરાબર સંગઠિત થઈ જાય, ને પછી દેશી સિપાઈઓને વટલાવી લેવાય, તો બળવાનો ધડાકો પૂર જોશથી ફૂટી શકે. પણ સાથે સાથે કોઈ બીજી પરદેશી પ્રજા સાથે સંતલસ ન રાખી હોય, તો બધું કેવળ નકામું !

સરંજામની ગોઠવણ.

સૌથી મોટી ભૂલજ એ. ઘણી વાર માંહોમાંહુંયે અમારે ચર્ચવું પડેલું કે આ ચળવળની સાથે સાથે જો મોટા પ્રમાણુમાં લશ્કરી સરંજામ હથિયાર ઓજાર વિગેરે બહારથી ટાંકણુસર આવી લાગે એવો બન્દોબસ્ત થાય તો ઠીક; છતાં આગેવાનો બધાજ એ બાબત પ્રત્યે બેદરકાર દીસતા હતા. તેઓ કહેતા, કે હજુ એનો વખત આવ્યો નથી. પણ આગ લાગે ત્યારે તે કૂવો ખોદાતો હશે? જ્યારે એનો સમય આવ્યો, ત્યારે પછી તક મળે શાની, ને જોગ બેસે શાનો! આખો દેશ ટટાર ન થયેલો એ ખરૂં, છતાં બંગાળ ને પંજાબના જુવાનવર્ગનો જે આ જમાવ થયો હતો તે બહુ વ્યાપક ને મોટા પાયા પર હતો. તેમાં બંગાળની તૈયારી તો અપ્રતિમજ હતી, એમ કહેવું પડશે. ગમે એટલી માથાફૂટ વડે ન થાત, તેવી જમાવટ પરસ્પરના ઉત્સાહ અને સહકારને લીધે થઈ ગઈ હતી. એટલે ખરેખરી સંઘશક્તિ બંગાળમાંજ એકઠી થઈ હતી—પંજાબમાં તો મોટે ભાગે પરદેશથી પાછા ફરેલા શીખોનીજ એમાં સામેલગીરી હતી.

દેશના આમવર્ગ સાથે તેમનો બહુ ઓછો પરિચય (આ નજરે) હતો ને આમવર્ગ પણ તેમના પ્રત્યે બેદરકાર હતો. બંગાળાની પ્રજાને છેક તેવું સરટીફીકેટ ન આપી દેવાય.

કોઇ પણ મંડળના માણસો જેટલા ભાવનાશાળી ને ચારિત્ર્યશીલ તેટલું તે મંડળનું સામર્થ્ય વધારે. તે જોતાં બંગાળનો જોટો કયાથીજ મળે? ને તેમાં એજ પ્રાંતના જુદા જુદા આદર્શોનાં દ્વંદ્વ આથડેલાં પણ તરેહવાર રીતોએ.

બંગાળ વિષે લખવા બેસીશ ત્યારે એ ચર્ચા આગળ ચલાવીશ. હાલ તો માત્ર બંગાળની બહારની ચળવળ વિષે લખવા બેઠો છું. બહારનુ પ્રકરણ એક સાદું બળવા પ્રકરણ છે. બંગાળનું પ્રકરણ સારા ભારતવર્ષની રાષ્ટ્રીય જાગૃતિ સાથે અનેક પ્રકારે સંકળાયલું છે, ને વિશાળ ચર્ચા માગે એવું છે.

બંગાળ—પંજાબની હરિફાઇ.

બંગાળીઓને બીજા પ્રાંતોની પેઠે લશ્કરી ટુકડીઓમાં સિપાઇગીરીની સગવડ મળતી હોત તો અત્યાર સુધીમાં શુંનું શું થઇ ગયું હોત. છતા આ વેળા પંજાબમાં જે વેગથી કામ ચાલતું હતું તે જોતાં અમને બંગાળ પાછળ પડી જશે એમ ખૂબ લાગતુ. પાછલા ઇતિહાસમા બંગાળને માથે એટલી કાળી ટીલીઓ સાંભરતાંજ મને ભારે દુઃખ થતું ને ઘણીવાર ત્યાં દોડી જઈ કામ કરવાને મન ઉશ્કેરાતું. આથી યતીન્દ્રબાબુ બંગાળે પાછા ફર્યા ત્યારે મારી ઉત્સુકતા દાબતાં દાદાને પણ ભારે મુશ્કેલી પડી.

દાદાએ મને સમજાવતા કહ્યું.—"હું પોતે પંજાબ જ-

નાર છું. અને તારે બંગાળ-પંજાબ એની વચ્ચેના મધ્ય પ્રદેશમાં રહી બન્ને પ્રાંતની જ્વાલા સચેત રાખવાની છે."

લાચારીથી મારે કાશીમાંજ મારૂં થાનક રાખવું પડ્યું.

## ધાડાનો આરંભ

બંગાળમાં હવે લૂટફાટ અને ધાડાનો આરંભ થયો. પુષ્કળ પૈસો હાથ લાગ્યો, રોડા કમ્પનીની ૫૦ પિસ્તોલો ને પચાસ હજાર કારતુસોની ચોરી કરવામાં આવી. યતીન્દ્રબાબુ કમ્મર કસીને તેમજ ખાઇપીને કામે મંડ્યા. તેને લીધે ત્યાં અદ્ભુત જોમની રેલ આવી ને ધમધોકાર કામ ચાલ્યું. એમણે પોતાની શક્તિ બતાવી—તે વડે સૌ કોઇ આશ્ચર્ય પામ્યા.

બીજી બાજુ રાસબિહારી પંજાબ રવાના થયા. તેમને પકડવાને ૭૫૦૦ રૂપિયાનું ઈનામ જાહેર થયું હતું. તે છુટા હોવા કારણે સરકાર પર મહેણાં ને ઠપકાનો વરસાદ વરસ્યો જતો હતો. સરકાર ખૂબ ભાંજઘડ ને ખટપટ પણ કરીજ રહી હતી.

## સરખામણી

એક બાજુ મહા દુર્દાન્ત વિકરાળ બ્રિટીશ સિંહની સારા દેશને વ્યવસ્થિત સાંકળો વડે જકડી રહેલી રાજશક્તિ—ને બીજી બાજુ અમારૂં ગરીબડું બળવા મંડળ !- એવું ગરીબ, કે (ધન્ય છે એ મહાવીરને) રાસબિહારીએ પકડાઈ જઇને અમારા હાથમાં ૭૫૦૦ની રકમ મૂકવાની પણ માંગણી કરેલી !—જેને ગમે એટલો પ્રેમ છતાં દેશના લોકો કદિ મદદ ન કરી શકતા, (ને આગેવાનોને તો ઓળખતાજ નહિ)

તેમનો સમસ્ત ભરોસો કેવળ પોતાની અમાપ દૃઢતા ને આત્મશ્રદ્ધા પર હતો! બધી દિશામાંથી તેમના પર મારો હતો.

છતાં માત્ર આત્મરક્ષા કરીનેજ તેઓ શાંત ન રહેલા; સરકારને પજવવાને અને હેરાન કરવાને તેમણે કંઇ કંઈ તરકીબો લડાવી. રાસબિહારીને સરકાર પકડી ન શકી એનું મુખ્ય કારણ અમારા મંડળની ચાલાકી; અને પાકી વ્યવસ્થા. એવી વ્યવસ્થા ન હોત તો "જાસૂસી ચક્કર" માં સપડાઈ જવાનુંજ રાસબિહારીને ભાગે આવત. પણ તેમનું નસીબ સારૂં ને હોંશિયારી પણ ભારે. કેટકેટલી વાર તેઓ કેવા જરાજરામાં પકડાતા છટકી નાઠેલા, તેની વાતો સાંભળીએ તો રૂંવેરૂંવા ખડા થઇ જાય ઇશ્વરની કૃપાજ એ, બીજું શું!

માત્ર એમનીજ નહિ પણ બીજા કેટલાયે નવજુવાનોના છૂપા વાસની અને જાસુસોને હાથતાળી આપ્યાની કથાઓ લખાશે ત્યારે ભારતના ઇતિહાસમાં એક નવુંજ પાનું ખુલશે. દાદાની કેટલીક વાતો હું બીજા ખંડમાં કહેવાનો છું.

## ગાડીમાં ભય

ઠીક. રાસબિહારી રાતની ગાડીમાં દિલ્હી થઇને પંજાબ રવાના થયા. એ વેળાથી અમે કોઇને કોઈ ચોકીઆત તરીકે એમની સંગાથે રહેતાજ. દિલ્હી સુધી કંઈ બનવા પામ્યું નહિ. પણ ગાડીએ એ સ્ટેશન છોડયું કે તુરત એમને પોતાનાજ ડબ્બામાં પોતાની પિછાનનો એક દારોગો (ડીટિક્ટિવ ખાતાનો) બેઠેલો જણાયો. હવે એમના મનની સ્થિતિ

કલ્પી લેજો.ન પણ ભાગ્યબળે ને પોતાની કાનઢાંકણી ટોપીની મદદથી દાદા છટકી જવા પામ્યા. બીજે સ્ટેશને બીજા ડબ્બામાં જઈ બેઠા. શાન્ત ચિતે સઘળું જાણીબુઝીને, દાદા આ ઉકળતા તવામાં આનન્દે ઝંપલાવતા હતા.

અમૃતસર પહોંચ્યા.

લશ્કરી માહિતી

આ બાજુ જોડીઆ પ્રાંતો, બિહાર તેમજ બંગાળની જુદી જુદી લશ્કરી છાવણીઓમા અમારા લોકોનો પગરવ ચાલુ હતો. થોડા દિવસ રહીને કરતારસિંહ ને બીજો એક, પંજાબની ખબરો લઈને કાશી આવી લાગ્યા. તે વેળા સારા ઉત્તર હિન્દની તમામ લશ્કરી છાવણીઓની માહિતી અમારી પાસે આવી એકત્ર થઈ હતી.

અમે જાણતા હતા, કે ગોરૂં લશ્કર બહુ જૂજ હતું. જે હતું તેયે કાચા, નવલોહિયા દુધમલ બાળક જેવા જુવાનોનું. તેમને જોઇ હાથ અજમાવવાનો અવસર ક્યારે આવે એવી ચેળ પણ અમને ખૂબ થતી બે ત્રણ મોટી છાવણીઓ અને કાબુલના સીમાડા શિવાયને એકે સ્થળે ૩૦૦ થી વધુ ગોરા નહોતા. ને એ મોટા થાનકોએ પણ બહુ તો હજાર પન્દર-સોની ટુકડીઓ હતી

નાની નાની છાવણીઓમા જે હથિયાર ઓજારનો સરંજામ હતો તેના વડે કંઈ નહિ તો વરસેક સુધી તો સરકારને ખુશીથી હંફાવી શકાય એવુ હતુ. ને માલમસાલાની બધી પૂરેપૂરી વિગતો તો અમારી પાસે ખરીજ, પણ દેશી સિ

પાઇઓનું મગજ ખૂબ ચકડોળે ચઢેલું હતું. પ્રત્યેક પળે વિલાયત, લડાઈમાં જવાની ફરજ પડશે તે ચિંતા તેમના મગજને ઘેરી રહેતી. અમારા જુવાન બાળવાખોરો તેમની પાસે જતા ત્યાં તેમની સરભરા કરી તેમની વાતો ખૂબ રસ લઈ લઈને તેઓ સાંભળતા. એકવાર એક યુવકની પાસે ખૂબ ઉંચા દરજ્જાના જમાદારો સિવાય સઘળાનું ટોળું વળેલું, ને તેની સાથે તડાકા મારતું હતું. છેવટે તેમણે કહ્યું, "અમે શરૂઆતમાં તો બહુ આગળ નહિ પડીએ. પણ દારૂગોળો બીજાના હાથમાં ન જાય એ વિષે સાવચેત રહીશું. ખરેખરૂં કામ ચાલશે એટલે ચાહોમ ઝૂકાવીશું."

છાવણીમાં આવજા

હું જાતે પણ કાશીની છાવણીમાં ઘણીકવાર પાછો ગયો હતો. દિલ્લાસિંહ શિવાયના બીજા બધા ત્યાં મજાના માણસ હતા ને દેશને ખાતર આગમાં કૂદી પડવા તૈયાર હતા. દિલ્લાસિંહ એકવાર કહે· "બાબુજી, દેશમાં સ્વરાજ થાય, તો મને એકાદી જાગીર મળશે ખરી કે નહિ?"

એકવાર હું ગિનકોટન લઇને તેમની પાસે ગયો. ને અમારી કરામતો દેખાડી. એનાથી કેવું ઝપ દઇને સઘળું બળી જાય ને રાખોડી સિવાય કશું રહે નહિ એ સમજાવ્યું. જોઇને બધા ચકિત થયા. એ રીતે જુદે જુદે પ્રકારે દિલ્લાસિંહ અને તેના લાગતાવળગતાઓને અમારા સંપ્રદાયમાં વટલાવવાનો હું યત્ન કરતો.

પાછળથી પણ એ ટુકડીના કેટલાઓ સાથે મારે મુલાકાત

થઈ છે. તેઓ મળે કે તરત માથું નમાવે ને પ્રેમથી વાતો કરે. એક ડોસો તો એક વેળા કહે, "બાબુજી, મારી સાથેવાળા બધાઓ મરણ પામ્યા. હુંજ એકલો બચ્યો છું. મોતને કાંઠે આવ્યો; પણ તેનો મને ડર નથી. તમે મારા ગુરૂ છો, કેમકે તમેજ મારૂં મન સંસારમાંથી વાળી ઈશ્વરમાં લગાડયું છે."

ઘણી ટુકડીઓ અમારી સાથે થોડું હળ્યા ભળ્યા બાદ બદલી થવાથી બીજે જતી—અને એમ અમારા તંતુખા દૂર ને દૂર વિખેરાઇ પડતા.

આમ વર્ગ

ઉપરાંત હવે ગામના સામાન્ય પ્રજાવર્ગમાંએ મેં પગપેસારો કરવા માંડયો હતો. જોડાયા પ્રાંતોના ઘણા ગામડાઓમાં માત્ર રજપુતોનો વાસો છે. તેમનામાથી સરકાર પણ લશ્કરમાં ભરતી કરે છે. પણ આ આમવર્ગ ને બંગાળના આમવર્ગમાં ભારે તફાવત છે. એક તો તેઓ શરીરે બળવાન છે. બીજું ભૂતકાળનું ગૌરવ હજુ પણ તેઓ સગર્વ સંભારે છે. અભણ ખરા, પણ રાજદ્વારી સંસ્કારો એમના ઉંડા. બંગાળ કરતાં ધર્મ પર પ્રીતિ ને શ્રદ્ધા ઘણી વધારે. જો હોંશિયાર આગેવાન મળે તો એ લોકો અસંભવિતને પણ સંભવિત કરી બતાવે.

એમનામાં પણ મારી આવજા શરૂ થઇ હતી ને તેમના તરફથી જે પડઘો પડતો હતો તેથે આશાભર્યો હતો.

પંજાબમાં દાદા સિપાઈઓની સાથે વાતચીત મુલાકાતનો પ્રસંગ પાડતા હતા. તેઓ જ્યાં રહેતા ત્યાં તો ઠેકાણે

મળતાજ નહિ. પણ મુલાકાતીઓ માટે એક ખાસ ઘર રાખેલું હતું. લાહોરના બે સિપાઈઓની વાત ખાસ યાદ રાખવા જેવી છે તે જણાવી દઉં.

યાદગાર કિસ્સો

એકનું નામ લછમનસિંગ. બીજો મુસલમાન હતો, તેનું નામ ભૂલી ગયો છું. બને જમાદાર હતા. સિપાઈઓ પર લછમનનો ખુબ દોર હતો. એની ટુકડીના એક સિપાઈ સાથે આંદામાનમાં મારો ભેટો થયો હતો તે કહે કે, લછમનસિંહજી ઘણા વખતથી ટુકડીમા પોતાનુંજ એક મંડળ ઉભું કરી રહ્યા હતા. બધા અવારનવાર એક ઠેકાણે ભેગા મળે અને શીખ ધર્મગ્રંથો વાંચે તથા જુદી જુદી ચર્ચાઓ કરે. ગોરા અમલદારોએ વાત જાણી ત્યારે તેમણે તે બંધ કરવા હુકમ કર્યો. વળી બંધ થાય, વળી ચાલે, એમ અવારનવાર લાગલાગટ કેટલાંએ વરસો સુધી ચાલ્યું. ટુકડીમા ચારિત્ર્ય શાળી અને ધર્મિષ્ઠ મર્દ તરીકે લછમનનુ માન બહુ સારૂ હતું. લછમનને ફાસીનો હુકમ થયો, ત્યારે પેલા બીજા મુસલમાનને જીવતદાનની લાલચ આપી કેટલીક છુપી વાતો ફોડી દેવાને ખુબ સમજાવવામા આવ્યો.

"એ કાફરની સાથે તુ ફાસી જશે!"

એ મુસ્લીમ ભાઈએ જે જવાબ દીધો તે આજના સૌ હિન્દુ મુસલમાને વિચારવા જેવો છે અંતરમાં ઠસાવવા જેવો છે "યા અલ્લાહ! કાફર!!! જો લછમનસિંહ સાથે મને ફાસી ચઢાવે તો તો જન્નત મારે માટે ખુલ્લુજ છે!"

બન્ને હસતે વદને ફાંસી ચઢ્યા.

### ગોઠવણ

જેમ જેમ બળવાનો દિવસ પાસે આવતો ગયો તેમ તેમ અમારા મનમાં ઉલ્કાપાત થવા માંડયો, "શું થશે! આટલું પ્રચંડ કામ પાર પડશે!"

ખરે, અમે કશું કરવામાં બાકી રાખ્યું નહોતું. અમારી શક્તિને પૈએ પૈ ખરચી નાંખી હતી. છતાં આવી કંપારી છુટતી. દાદાને પણ પંજાબ જતાં પહેલાં કેટલી વાર એવા ઉદ્દગાર કાઢતા સાંભળ્યા હતા, તો બીજાનું શું ગજુ!

અમારી ગોઠવણ એવી હતી કે એકે દિવસે આખા ઉત્તર હિન્દમાં ઓચિંતા જ્યાં જ્યાં છાવણીઓ હતી ત્યાંના ગોરા સિપાઇઓ પર તૂટી પડવું ને જેઓ કબજે થાય તેને કેદ કરવા. કામ રાત્રે શરૂ કરવું ને તુરતજ તાર તોડી, ગોરા અમલદારો વિ. ને કબજે કરી, ખજાનો લૂટી, જેલનાં પંખીને ઉરાડી મેલવા અને પછી શહેરની રખેવાળી એક જણને સોંપી બધાએ એકઠા થઇ પંજાબમાં જવું. અમે એવા ખોટા ફુલણજી નહોતા, કે સામી લડાઈએ ઈંગ્રેજ સાથે જીતવાની અમે આશા રાખીએ. પણ એટલી શ્રદ્ધા કંઇક હતીજ, કે અમારૂં કામ શરૂ થતાંજ આખા દેશમાં એ ચેપ ફેલાશે અને એવી તો અંધાધુંધી ચાલુ થશે કે જો વરસેક સુધી અમે સરકારને હફાવી શકીએ તો પરદેશી રાષ્ટ્રો અને ઇંગ્રેજ સરકારના શત્રુઓની મદદથી દેશ જરૂર સ્વતંત્ર બની જવા પામે. આમ બનવું અશક્ય નહોતું લાગતું.

## તારીખ ઠરી

એક દિવસ પંજાબથી કોઈ એક ખબર લાવ્યું કે ૨૧ મી ફેબ્રુ. ની તારીખ શરૂઆત માટે ઠરી છે.

તે દિવસે વાર રવિ હતો. રાત્રે કામ શરૂ કરવાનુ હતુ. ખબર સાભળતા આખા શરીરમા જાણે વિજળીના ધક્કાથી થાય એવો ઝણઝણાટ શરૂ થયો. નહોતો એ આનદ, નહોતી એ બ્હીક!—એના સમિશ્રણ રૂપી એ ભાવનુ મારાથી વર્ણન નહિ થઇ શકે.

માત્ર એક અઠવાડિયાની ઢીલ હતી તમામ મથકોએ ખબર અપાઈ ગઈ હતી

બધી તૈયારીઓ ધમધોકાર ચાલી રહી હતી એ ગાળામાં અમારામાના ઘણાકને તો જરૂર ખૂબ બ્હીક અને શંકા પીડતાં હતાં, હું યે અચૂક શ્રદ્ધા તો નહોતો રાખી શકતો કે ખરેખર બળવો હાર પડશેજ.

## બ્હીક

સેંકડો વરસની દીન હીન ગુલામી દશાને પ્રભાવે આત્મ શ્રદ્ધા તો એવી ઉડી ગઈ હતી કે સ્વતંત્રતા શી ચીજ છે એની કલ્પના કરી શકાતી, તેને માટે તનતોડ પ્રયત્નો કરાતા, છતા ઇચ્છાના અટલ દુર્ગને તોડીને પણ મનમા બ્હીક પેસી જતી કે વખતે બળવો શરૂજ નહિ થાય! સારી જીન્દગીનો દુખિયારો, એકાએક સુખનો સુરજ ઉગે છતા જેમ માની શકતો નથી—બધેથી તળાયલા, બધાથી હીણાયલા ને પ્રેમના આશ્વાસનને અભાવે બળીજળી રહેલાને કોઇ અચાનક મ્હા-

લસોયું સ્વજન મળી આવે ને તેની આંખો કહ્યું ન કરે—
—માનવાની ના પાડે, તેમ—બરાબર તેજ પ્રમાણે હિન્દનો
ભાગ્યોદય અમારાં હૈયાં બરાબર કલ્પી નહોતાં શકતાં.

## તૈયારી

કામ તો ધમધોકાર ચાલ્યું. બંગાળાના નવજુવાનો માટે
અડધી પાટલુનો શિવાઇ ગઈ. પંજાબમાં જંગી રાષ્ટ્રીય
વાવટો પણ તૈયાર થયો. એ વાવટામાં શીખોએ પોતાનું
ખાસ નિશાન મૂકવાનો આગ્રહ કર્યાથી હિન્દુ, મુસ્લીમ,
શીખ અને બીજી બધી જાતો માટે મળી ચાર રંગનો તૈયાર
કર્યો. સ્થળે સ્થળે ક્યા ક્યાં કેટલી મોટરો, લોરીઓ વગેરે
હતી તેની યાદીઓ તૈયાર થઇ.

આખાય ઉત્તરના બળવાખોરો પંજાબ સામે મીટ માંડી
દહાડા ગણવા લાગ્યા. ક્યારે સંકેતની સિસોટી વાગે ને
કૂચકદમ શરૂ થાય—ચિતામા બળતું લગાડાય. શ્રી શ્રી પ્રભુ
જગબન્ધુ બોલેલા, કે બાર વરસ તપ કરીને ગુફાથી હું
પાછો ફરીશ ત્યારે હિન્દની સ્વતંત્રતાનો યુગ આરંભાશે,
એમ નક્કી સાંભળ્યુ હતુ. તેઓ પણ ૧૯૧૫ ના ફેબ્રુઆ-
રીમાં બહાર આવ્યા. તેમને અમારી તૈયારીઓ વિષે ગંધ
પણ નહોતી, એ ખરૂં, તેઓ બહાર આવી હજુ કંઇક વાર
છે, એવો ઇશારો કરી ફરી પાછા તપ કરવા લાગ્યા.

## ધુળધાણી

ઇશ્વર શું ધારે છે કે ઇચ્છે છે તે કંઈ કળાતું નથી.

હજાર વરસ થયાં હિન્દની બધી મર્દાનગી જાણે ધૂળ મળી છે.—પંજાબનું પ્રચંડ કાવતરૂં—આવું મોટું એ નિષ્ફળ નીવડ્યું! કળિ પ્રફુલ્લિત થઇને ખીલી ફૂલ થાય તે પહેલાંજ તે ચૂંટાઇ ગઈ ને તેનું બલિદાન લેવાયું—દેવાયું. એ કહાણી હવે સાંભળો.

પંજાબના છૂપી પોલીસ ખાતાના એક મુસ્લીમ ડેપ્યુટી સુપ્રી૦ એ કૃપાલસિંહ નામના એક શીખને પોતાના જાસુસરૂપે બળવા મંડળીમાં દાખલ કરી દીધો. કૃપાલનો દૂરનો કોઈ એક સગો (ભાઇ જેવો) લશ્કરમાં હતો, તે બળવામાં જોડાયલો. ઘણું કરી તેનીજ મદદથી એ "ઢડા" અમારામાં ધૂસી જવા પામ્યો. થોડાજ દિવસમાં એની શકમરી ચાલચલગત પર ઘણાને વહેમ ગયો. ને પછી એના પર આંખ રાખવાનું ઠર્યા બાદ બેજ દિવસમાં માલમ પડ્યું કે એ રોજ નિયમિત રીતે પોલીસના વડાને ત્યાં જાય છે. હવે આ બાજુ બળવાને માત્ર થોડા દિવસનીજ ઢીલ રહેલી છે. એ અવસ્થામાં જો એનું ખૂન કરીએ, તો એકદમ એવું મોટું ધાંધલ ઉભું થાય, કે અમારૂં બધું કર્યુંકરાવ્યું ધૂળ મળે. એટલે એ વાત છોડી દેવી પડી. પૂર્વ બંગાળમાં હોત, તો તો એનો ઘડોલાડવો થઈજ જાત.

<u>તારીખ બદલી</u>

એ તો ઠીક. પણ ધીમે ધીમે જાણવામાં આવ્યું કે પોલિસખાતાને ચોકસ ઠરાવેલી તારીખ પણ માલમ પડી છે.—કૃપાલસિંહ દ્વારા. એટલે એમ ઠર્યું કે કૃપાલને હવે

ઘરની બહાર નીકળવાજ દેવો નહિ અને બળવાની તારીખ ફેરવી ૨૧ ને બદલે ૧૯ મી કરવામા આવી.

પણ હાય નસીબ! આ નવી તારીખની ખબર જે માણસ છાવણીમાં પહોચાડવા ગયો તે જ્યારે ખબર આપી દાદા પાસે આવી લાગ્યો ત્યારે કૃપાલ ત્યાં બેઠો હતો. પેલાને કૃપાલ વિષે ખબર નહિ, એટલે તે બિચારો નિર્દોષ ભાવે બોલી ગયો કે તા. ૨૧ ને બદલે ૧૯ ઠરાવ્યા બાબત ચોકસ ખબર આપી આવ્યો છું!!!

તે દિવસે ૧૯ મી ફેબ્રુ. હતી. બપોરે પેટપૂજા કરવાને બધા ઠામ ઠામ વિખરાઈ ગયા હતા. ત્યારે કૃપાલ પણ ઉઠી બહાર જવા ઉભો થયો. જે તેની પાસે બેઠો હતો તેણે ચટ દઈને તેનો હાથ પકડયો ને બીજી ખેચતાણ ન કરતા તેની સાથે ને સાથે રહ્યો. કૃપાલ ઘર બહાર નીકળ્યો કે તુરતજ જાસુસ ખાતાનો એક ચર સાઇકલ પર ત્યાં આવી લાગ્યો. કૃપાલે તેને તારીખ બદલાયાની વાત કહી દીધી.

ઘરપકડ

બસ ખલાસ! ફૂટયુ નસીબ તારૂં, ભારત!

બે ચાર કલાકમાજ ધરપકડો શરૂ થઇ. જે ઘરમાં કૃપાલ હતો ત્યાથી ૭–૮ પકડાયા, તેમા આગેવાનો સુદ્ધાં હતા. દાદાનું રહેઠાણુ તો એક બે ખાસ મળતિયા શિવાય કોઇની જાણમા નહતુ, કારણ તેઓ સઘળાની મુલાકાત બીજેજ સ્થળે લેતા.

આ બાજુ દારૂગોળાની લગામ દેશી સિપાઇઓના હા-

થમાંથી ફૂટ થઇને ગોરા લશ્કરીઓને સોંપી દેવામાં આવી. બધા ગોરા વોલંટિયરોને લડાઇને માટે તૈયાર રહેવા સૂચવાયું. છાવણી ચોકસ ગોઠવાઇ. લડાઇના વ્યૂહશાસ્ત્રમાં જેને પિકેટ કહે છે, (સાવચેત—સાવધાન રહેવા વિષે) તેનો ડંકો વાગી ગયો. અંગ્રેજ સિપાઇઓ રાઇટ લેફ્ટ કરતા સારા શહેરમાં ધામધૂમથી ઘૂમવા લાગ્યા. લાહોર, દિલ્હી, ફિરોઝપૂર —અધેજ, એ પ્રમાણે સમજવું.

સાધારણ જનસમૂહમાં ઘણાને એમ લાગ્યું કે આ બધું યૂરોપમાં ચાલતી મહા લડાઇને અંગેજ હશે. પણ દેશી સિપાઇઓ જેઓ અમારી સાથે ખરડાયેલા હતા તેઓ સમજી ગયા, કે સત્યાનાશ!

વળી બળવાની તારીખ આગળ આણવાથી ગામના બધા લોક બધે ભેળા થવાનું બન્યું નહિ માત્ર કરતારસિંહ ૭૦ ૮૦ માણસને લઈને ફિરોઝપુરની છાવણીમા ઠર્યા મુજબ જઈ,રજુ થયો, તો ત્યાં ઉપર મુજબની સ્થિતિ હતી. લાહોરમાયે એમજ હતું, તેની એ બાપડાને શી ખબર?

કરતાર

બરાબમા આટલી સ્થિતિ ફેરવાયેલી છતા પણ કરતાર દેશી સૈન્યના જમાદારને જઈ મળ્યો.

તે કહે— "ભાઇ, હમણાં કંઇ નહિ બને, થોડા દિવસ વાટ જુઓ તો કઈ ભળે. હમણાં તો વગર મોતે માર્યા જઇશું."

કરતારસિંહ સમજી ગયો કે ખલાસ. એની ચતુર

બુદ્ધિએ તુરત કળી લીધું–એ ચાર દિવસ પછી શું બનવાને નિર્માણ થયું છે તે. છતાં તેણે ઘણી માથાફોડ કરી. "ભાઈ, જો આજે કંઈ નહિ બને, તો ભવિષ્યમાં તો કશુંજ નથી થવાનું !!"

જવાબમાં ડોકું ધુણાવી તેણે પેલા ગોરા પિકેટો પ્રત્યે આંગળી કરી. "હમણાં જો કંઈ કરવા જશો, તો ફાંફાં ફોગટ છે. જાણી બુઝીને કોઈ અજગરના ડાચામાં પગ નહિ ખોસે !"

પણ હાય!

એ દિવસે આવા વિશ્વાસઘાતના જખમને અવગણીને પણ એ બળવો ઠારોઠાર જામત—જો હિન્દીઓ પાસે પૂરતા પ્રમાણમાં લશ્કરી સરંજામ હોત તો, અથવા પહેલેથીજ ભણેલા અને હોશિયાર લોકો બળવાની દીક્ષા લીધા બાદ ઇંગ્રેજના લશ્કરમા સિપાઇઓ તરીકે જઈ ઘૂસ્યા હોત, તો પણ,

હાહાકાર

પણ, લાચાર !

હતાશ દિલે કરતાર પાછો ફર્યો. લાહોર ગયો. ઠામ ઠામ ધરપકડો ચાલી રહેલી હતી. જેઓ પકડાય છે તેમાંના કેટલાક નબળાઈ અને સ્વાર્થવૃત્તિથી બીજા પાંચને પકડાવે છે. ને કેટલેક ઠેકાણે તો આખા ગામના ગામ ઇંગ્રેજ સૈનિકો ઘેરી લે છે ને જે આવ્યા તેને ઘુમ પકડે છે. દેશી સિપાઈઓમાં હાહાકાર વર્તી રહો છે. રાવલપિંડીની એક પલટણને વિખેરી નંખાઇ. લાહોરમા જડતી, જપ્તી અને

પોલિસ તપાસોની ધમાચકડી મચી રહ્યો. શીખ નજરે પડયો ને સ્હેજ વહેમ પડયો, કે ફટ દઈને પકડયો ને ઘોંચ્યો થાણામાં! કોક કોક ઠામે ગોળીબાર પણ ચાલે છે!

બહુ જૂજ સમયમા આમ સંજોગો બદલાઇ ગયા. મંડળમા પણ એક બીજાનો વિશ્વાસ કરવો કપરો થઇ પડયો. કરતારસિંહ બહુ ચપળ હતો. લાહોર જઈ તે રાસબિહારીને રહેઠાણે પહોંચ્યો. તે સ્થાન સૌથી અજાણ્યું ને ઘણુંજ સુરક્ષિત હતું.

રાસબિહારી પાસે

દાદા નિરાશ હૃદયે નિર્જીવ પ્રાણી પેઠે ઢીલા થઇને એક ખાટલા પર પડ્યા હતા. કરતાર જઇ શાન્તભાવે પાસેના બીજા એક ખાટ પર એવીજ રીતે જઈ ઢળી પડયો.

બન્ને મુંગા બેઠા. બન્નેના અંતર જળી જતા હતાં. મારે શરીરે જાણે કોઈ તલવારના જખમ ન કરી રહ્યુ હોય, તેમા મીઠું ન ભરી રહ્યું હોય એવી વેદના થતી હતી. આવા ભારે ઘા ખમવા તે આઝાનાં નસીબમા નથી લખેલું હોતું!

હાય! તેમની સર્વ આશાએ વેરણ–એરણ થઇ ગઈ હતી. તેમની વિરાટ મહાયોજના પળવારમા બેહાન–બેહાન થઈ ગઈ હતી!

આવા શિક્ષિત ને પ્રગતિમાન માણસ પર આટલી અસર થાય, તો પછી અભણ સિપાઇઓનું તો પૂછવુંજ શું! તેમને લાગ્યું કે મહાયુદ્ધના આવા સરસ ટાંકણે પણ આવો બળવો આ લેકો ન નિભાવી શકયા! તક ગઈ,......ગઇજ!

પુનશ્ચ હરિ ૐ

ને છતા—આવો વાર સહ્યા બાદ પણ ફરી કમ્મર કસી તેઓ કામે વળગ્યા. તેમનુ હૃદયબળ, તેમની આશા, અખૂટ હતા. અંધકારથી છવાયેલા જીવનપથ પર ફરી તેમણે યાત્રા શરૂ કરી. માનસિક આઘાત જબરો હતો. છતા તેમના ઉત્સાહને તે કેવળ કચડી ન શકયો.

ખરેજ! એટલુ હૃદયબળ કોઇકનુંજ હો!

વીરજ વીરની કદર કરી શકે છે. એ બળવા સંપ્રદાય તરફ ઇગ્રેજો જે નજરે નિહાળે છે તે નજરે હિન્દીઓ કયારે જોઈ શકશે? સદાસર્વદા તેના તરફ હિન્દીઓ તો બેદરકારજ રહ્યા છે. એમની એ બેદરકારી ઉત્સાહભર્યા અમારા નવ-જુવાનોની કમ્મર ખચકાવી નાખતી, તેમના ટાટીયાનું જોર ચૂંથી નાખતી! જેઓની પાસેથી તો સહાનુભૂતિની આશા, તેજ કેવળ તિરસ્કાર કરે, એટલે પછી ગમે એવું સબળુ હૃદય પણ નિરાશાની રેલમા ડૂબી જાય છે.

ને અમારો પ્રાણ તો કઈ કઇ સ્વપ્ના નીરખી રહ્યો હતો. તેને કોઈની પરવા નહોતી કોઇના પર શ્રદ્ધા નહોતી.

આ ચળવળ ભલે નિષ્ફળ નીવડી—પણ પરિણામ પરથી ચળવળોનાં માપ નથી અંકાતા—નથી આંકવાના! એની પાછળ કેવા મોટા આદર્શો રહેલા હતા, અને એ આદર્શોને સિદ્ધ કરવાને કેવા કેવા વિરલ ત્યાગભોગ અપાયા હતા એ સૌ કોઈએ લક્ષમા રાખવુ ઘટે.

—००—



કેરીના ભજીયાંનું એક ચિત્ર


કિંમત ત્રણ આના

ઉંદરડા, ખીસકોલી, સસલા કબુતરની દુનિયાની અત્યંત રમુજી ને બોધક વાર્તા એક ખાઉધરા કબુતરની કેવી ફજેતી થાય છે તેનું એમાં બહુ રસભર્યું વર્ણન છે જરૂર તમારા બાળકોને વચાવો. કિ. માત્ર આના ત્રણ આવા પુષ્કળ ચિત્રો ...ગાંડીવ.

# પંજાબનું પ્રચંડ કાવતરૂં

અથવા

બ્રિટીશ સલ્તનત

સામે

## ખુલ્લા બળવાની તૈયારી

ખંડ બીજો

# બાળસાહિત્યનો ગાંડીવ ટંકાર

| | | | |
|---|---|---|---|
| ૧ ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦-૫-૦ | ૧૫ ધૂપસળી | ૦-૪-૦ |
| ૨ બકુલ | ૦-૬-૦ | ૧૬ બાળવિહાર (૨) | ૦-૬-૦ |
| ૩ બીરબલનો બન્ધુ | ૦-૮-૦ | ૧૭ મોતીના દાણા | ૦-૫-૦ |
| ૪ મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦-૮-૦ | ૧૮ એક હતો કૂતરો— | ૦-૪-૦ |
| ૫ નીલમ | ૦-૬-૦ | ૧૯ ફેરીના ભજીયાં | ૦-૩-૦ |
| ૬ ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦-૪-૦ | ૨૦ નવનીત | ૦-૩-૦ |
| ૭ બાળવિહાર (૧) | ૦ ૧૨ ૦ | ૨૧ મેઘધનુષ | ૦-૪-૦ |
| ૮ જય બજરંગ | ૦-૬-૦ | ૨૨ મિયાઉં | ૦-૧-૦ |
| ૯ વાઘોનું વન | ૦-૪-૦ | ૨૩ હાથી ધમધમ ચાલે | ૦-૧-૦ |
| ૧૦ જાદુઇ હાર | ૦-૪-૦ | ૨૪ બાળડાયરી | ૦-૩-૦ |
| ૧૧ બરફીપુરી | ૦-૪-૦ | ૨૫ ચાપગાની ચતુરાઇ | ૦-૪-૦ |
| ૧૨ સોનાકુમારી | ૦-૪-૦ | ૨૬ ગધેડાનું રાજ | ૦-૧-૦ |
| ૧૩ તોફાની ટીપુડો | ૦-૬-૦ | ૨૭ રમકડાંની દુકાન | ૦-૧-૦ |
| ૧૪ ન્યુંબર | ૦-૩-૦ | ૨૮ જાદુઇ જમરૂખ | ૦-૧-૦ |

સ્ત્રીઓના હૃદયનું અમૃત જેમાં ટપકે છે એવા
સુંદર, હૃદયસ્પર્શી નાનકડાં લોકગીતો

## ખાંયણાં

સંપાદક ઇશ્વરલાલ વીમાવાળા

લોકસાહિત્યના મેઘધારી મેઘાણીજીએ લખેલા વિસ્તૃત પરિચય
સાથે બે ત્રણ સુંદર ચિત્રો છતાં કિંમત ૦-૫-૦ પોસ્ટેજ ૦-૧-૦

સાહિત્ય લખે છે ગાંડીવની સૌ ચોપડી
આમાં આ પહેલું સ્થાન મેળવે છે

ગાં ડી વ

## (૧)

## વાંચકના કાનમાં—

આપણામાંથી કેટલાયે વિચાર્યું હશે,—આપણું હિન્દીવાનોનું સારૂં જીવનજ બન્દીવાન જેવું છે— મુક્ત નથી, તો આપણી જીવનયાત્રાની મિનિટ મિનિટ, આપણા ધર્મ કર્મ ને સમાજવહેવારમાં આપણા ભણતર ને રળતરમાં, રે, આપણા રાષ્ટ્રીય જીવનનેયે પ્રત્યેક પગથિયે આપણે મુક્તિના ખેલ ખેલીયે છીએ કે ગુલામીના, એ વિચારવાની ગત આપણમાંના કેટલાને હશે? મુક્તિનો—સ્વતંત્રતાનો મીઠો સ્વાદ આપણે ચાખ્યો નથી, એ વસ્તુ મુક્તિ મેળવવા ઇચ્છનાર ગુલામના હૃદયમાં સોંસરી ને સચોટ પેસવી જોઇએ—તેને વિષેની વાસના તેના અંતરમાં ઉભરાઈ ઉઠે એટલું તો સૌ પહેલું થવુંજ જોઇએ તો એવી રીતે મુક્તિના સ્વાદ ચાખવાની વ્યાકુળતા જેને રોમેરોમ પ્રકટેલી, પ્રજાના જીવનમાં ચેતન રેડવાનો પ્રયત્ન કરતાં જેમણે પોતાનો જાન

પણ કુરબાન કર્યો, ભારતનાં સઘળાં બંધનોને બસ તોડી ફેડી મેદાન કરવામાં જેને પોતાના જીવનની સાર્થકતા લાગેલી—એવાજ—એવાજ ભારતના કેટલાક બળવાખોરોની પ્રજાને પિછાન કરાવવા સારૂ મારો આ લેખ લખાય છે.

ગયા મહાયુદ્ધ વેળા સારા ઉત્તર હિન્દમાં એક સામટી બળવો ઉઠાવવાની જે જબરદસ્ત બાજી રચાઇ હતી તેનો ખ્યાલ આપવાનો મેં પહેલા ખંડમા પ્રયાસ કર્યો છે. આ બીજા ભાગમા હું હવે આગળ ચાલીશ. પંજાબની બાજી ધુળ મળ્યા બાદ ફરી કાવતરૂં કેમ રચાયું ને વળી વિશ્વાસ ઘાતના રાહુએ તેનો ગ્રાસ કેમ કર્યો, અમારે છાનાછૂપા કેવું ભટકવુ પડયું—એ બધી રહસ્યમય કહાણી હું હવેજ સંભળાવીશ. આ ભાગમાં વળી લાહોર, કાશી, કલકત્તા ને આંદામાનની જેલોની કથનીઓ પણ વિગતવાર જણાવીશ. જુદા જુદા પ્રાંતવાસીઓના પરાક્રમો વર્ણવવા ઉપરાંત જેલની આબોહવાએ અમારા જીવનમા કેવુ ઝેર રેડયું તેનો ખ્યાલ પણ આપવા ધારૂ છું. આ ફાની દુનિયાની આસપાસજ બીજી કેવી અતિ વિચિત્ર ને બ્રહ્માની રચેલી આ આલમથી જુદી જાતની સૃષ્ટિ છે તેનો—મરણની પેલી પારની બાજુનો પણ મને જે કઇ ઝાંખો ને દર્દભર્યો આભાસમય અનુભવ થયો છે, તે પે, વાંચક! તારી જાણ મટે હું પ્રગટ કરવા ધારૂં છું.

નવો દાવ

પંજાબની બાજી ધુળ મળી, પણ તેથી કંઇ હિન્દુસ્તા-

નમાં કાવતરાં રચાતાં અટકયાં નહિ. એક પછી એક બળવાખોરોનાં પાસા ઉંધા પડ્યા, એક એક કરતાં કેટલાયે હસતે ચ્હેરે ફાંસીને લાકડે ચઢ્યા, ને જેલમાં પુરાઈ કેટલાયે આ જીવનમાંજ નરકથીયે વધારે ઉંડી વેદના સહન કરવા લાગ્યા, અને કેટલાંયે ઘર સ્મશાનવત વેરાન, રે, ખેદાન મેદાન થઇ ગયાં: કેટલાની માતાઓ ગાંડી થઇ ગઈ, કેટલાયના બાપ સરકારી નોકરી જવાથી આખા કુટુમ્બને લઇ ભીખ માંગવા લાગ્યા—ભીખના ટુકડા ચાવવા લાગ્યા—તેમની દુનિયામાં હાહાકાર વર્તી ગયો—પણ, પણ બળવાખોરો અટલ, અડગ, અચળ રહ્યા—કહો, એ કેમ બન્યું હશે?

હિન્દના ઇતિહાસ પ્રતિ નજર કરો—ખાસ કરી તેના સ્વતંત્રતાના પ્રયાસોની નવી રચાતી જતી તવારીખ પ્રતિ. તમને માલમ પડશે કે કોઇ કોઈ વિશિષ્ટ ને શક્તિશાળી આગેવાનની નિગેબાની હેઠળ ભારતે કંઈ અદભુત કૂચ કરી છે—કોઇ અજબ ચમત્કારિક ને ગરવી પ્રગતિ દાખવી છે અસંભવિતનેયે સંભવિત કરી બતાવી જગતને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધું છે. પણ હાય, દુર્ભાગ્ય તારૂં ભારત! જ્યારે જ્યાં નેતા નથી હોતો, ત્યારે ત્યાં તું પાછું કુંભકરણની ઉંઘમાં પડે છે—એવું ઘોરે છે, એવું પડે છે, કે જાણે એ ભારત પેલાંથી બીજું તો નહિને, એવો બુદ્ધિભ્રમ પેદા થાય!

રણજીતસિંહની પછી શીખ કોમને આગેવાન ન મળ્યો. એ કોમ જેમની તેમ આળસમાં અથડાય છે.

રાણા રાજસિંહના મૃત્યુ પછી રાજપૂતાના.

છત્રસાલ પાછળ બુન્દેલખંડનો પણ એજ ઘાટ.

આનું કારણ છે. ભારતવર્ષના પુણ્યબળે, અહિં ક્ષણ જીવી પુરૂષોનો જન્મ થતો હોવા છતા તેનો જીવનપ્રવાહ તો ટકી રહ્યો છે પણ તેમા હજુ પ્રાણપ્રતિષ્ઠા થવા નથી પામી, એટલે એક પછી એક ઉપરાઉપરી મહાપુરૂષો જન્મ પામવાનું બનતું નથી.

પણ આ નવી ચળવળની ખાસ મહત્તા એમાં છે કે તે કોઇ પણ અમુક માણસ પર નિર્ભર નથી. દેશમા આદર ને લોકપ્રિયતા પામેલા નાયકોનુ વહેણુ એક દિશામા છે—આધાર સહાય કે સંપત્તિ વિનાનો, યુવક સપ્રદાય અનેક આફતોમા થઇને–અપાર સકટો સહીને પણ બીજીજ અને કદાચ નિષિદ્ધ દિશામાજ વહી રહ્યો હતો. અપાર બુદ્ધિશાળી લોકમાન્યે જેલમાંથી બહાર આવ્યા બાદ પોતાના આગલા વિચારોમા આદર્શભ્રમ જોઈ તેમને ફેરવ્યા હતા અને છેવટે તો, દેશ તજી જમની ચાલ્યા જવાનો પણ વિચાર જાહેર કર્યો હતો. વિચારક બિપિન પાલ વિલાયતથી પાછા ફર્યા બાદ હિન્દમા સપૂર્ણ સ્વતત્રતા શકય છેજ નહિ એ વિચારો ફેલાવવામા પોતાની બધી શકિત ખરચવા લાગ્યા. ઋષિ અરવિન્દ તો રાજદ્વારી ક્ષેત્રમાથી ખસી જવાની અચ્છી તક સાધી ભગવાનની લીલાનુ રહસ્ય ખોળવા કામે લાગી ગયા. અને પૂર્ણ યોગનો આદર્શ, ગૃહસ્થ ધર્મ અને સન્યાસીધર્મની એકાકારતા, જગત મિથ્યા નથી પણ ઇશ્વરનું એ સારૂ લીલાક્ષેત્ર છે વિગેરે ભાવનાઓ એમણે ફેલાવવા

માંડી.' ચાલો, હવે કોઈ રહ્યું '—કોઈજ નહિ. આ આંગળીને વેઢ ગણાય એટલા આગેવાનો સૌ પૂર્વે પૂર્ણ સ્વતંત્રતાના આશક હતા–તે આદર્શ નજર સન્મુખ રાખતા. તેને લીધે સમાજમા જે પ્રાણજાગૃતિ આવી તે જાગૃતિના તરંગો હજુ પણ કેટલાક અંતરાત્માને ડોલાવે છે. ઉપર ગણાવ્યું તેમ બે જણે જૂના આદર્શ તજી દીધા—ત્રીજાએ મૌન ધારણ કર્યું. હિન્દના રાજદ્વારી ક્ષેત્રમાં દિશાદર્શક કોઈ રહ્યુ નહિ. ને પ્રાણ તો જાગી ઉઠેલો. એટલે નવજુવાન વર્ગ તો પોતાના મત પર મક્કમ રહ્યો. તેમણે પોતાની પ્રવૃત્તિ આરંભતા કંઈ નાયકોની સંમતિ કે સલાહ લીધી નહોતી તેમ તેમની મદદની આશા રાખી નહોતી. આગેવાનો જે આદર્શો ફેલાવતા તે સાધવાનો તેમનો પ્રયત્નજ નહોતો; એ આગેવાનો એવા, કે એક બે અપવાદો શિવાયના તો જે ઠીક લાગતુ હોય તે બહાર બોલે નહિ, ને ઘણી વાર જે બોલે તે આચરણમા મૂકે નહિ,—મતલબ કે જે આદર્શ પોતે રજૂ કરે છે તેને સાધવાને જેટલી હદ સુધી કામ કરવુ જોઇએ તેટલી હદ પર્યંત આગળ ધપતા નથી.

પણ જુવાન વર્ગને આવો મત નહિ આપી શકાય. દેશના આગેવાનો કદાચ પોતાના ગજા પ્રમાણે દેશનો ઉન્નતિ-ક્રમ ઘડતા હશે. પણ જુવાન વર્ગ તો પોતાના ગજાનો પોતાની શક્તિનો લેશ માત્ર વિચાર કર્યો નથી—તેને તો બસ લાગી જવુ જોઇએ–"આ આપણો ધર્મ"–એટલે થઈ ચૂકયુ.,તેઓ તેમા ઝંપલાવવાનાજ.

આમ હોવાથી જુવાન વર્ગમાંથી બળવાખોરો નીપજી આવ્યા. અને એ કારણેજ એમણે કોઈ પણ નેતા કે આગેવાનની નિષેધાનીની અથવા સફળતા નિષ્ફળતા રૂપી પરિણામની પરવા રાખી નહિ. જે ચારિત્ર્યબળ જીવનના બધા સંગ્રામોમાં પણ આદર્શવાદીને અટલ ટકાવી રાખે છે, તેવું અવિચળ ચારિત્ર્યબળ કોઈક કોઈક મહાપુરૂષોને બાદ કરતાં આ બળવાખોરોમાંજ દેખાયું છે—સમાજના બીજા કોઈએ અંગમૂતોમાં નહિ; અને એ હતું તેથીજ અપાર આફતોમાં તેઓ ટકી રહ્યા, ને ગભરાયા વિના ઝૂઝી શક્યા.

એથીજ પંજાબનો પ્રયત્ન ધૂળ મળવા છતાં યે બળવાનો અગ્નિ હોલવાયો નહિ. નીચ વિશ્વાસઘાતકતાને કળે પંજાબમાં બસો ધરપકડો થવા પામી. જાણે પંજાબમાં તો બળવાનું વૃક્ષ મૂળમાંથી છેદાઈ ગયું. જેઓ શિરને સાટે સઘળી રમત રમી રહ્યા હતા તે કેદી બન્યા,—જીવતા મૂઆ. તેમની રમત બળતી ઝાળ સાથે હતી, એ સાબીત થઈ ચૂક્યું. આજના અમારા સાથી કાલે પોલિસના બંદી થઈ રહ્યા. બીજા કેટલા આજના શ્રદ્ધાળુઓ કાલે શ્રદ્ધા ખોઇ ક્ષુદ્ર સ્વાર્થોમાં રચીપચીને દુન્યવી બન્યા. બધાં મથકો ઉઘાડા પડી ગયા. લાહોરમાં ચકલે ચકલે ને શેરીએ શેરીએ જપ્તી ને પકડાપકડીની બૂમો પડવા માંડી. કોઇક સ્થળે બોમ્બ, કોઇક સ્થળે રિવોલ્વર, તો બીજે ક્યાંક કારતુસો મળી આવ્યાં.

રાસબિહારીનો જ્યાં મુકામ હતો, તે સ્થાન બે ચાર ખાસ પોતીકાં માણસો સિવાય કોઈ જાણતું ન હતું. એટલે

તેમને બહુ ભય ન હતો, પણ વખત સતત્ બદલાયા કરે છે. ઈશ્વરની ઈચ્છા કળાતી નથી. ફરી પાછી બળવા માટે નવેસરથી તૈયારીઓ થવા માંડી. ત્રણ શીખોને લાહોરની બહાર મોકલી આપવાનું ઠર્યું. એ કિસ્સો હવે સાંભળો.

ટાંગો ભાડે કરીને આ ત્રણ શીખ બંધુઓ ઉપડ્યા. એક ઠેકાણે રસ્તાના વાંક આગળ પોલિસે ટાંગો અટકાવ્યો—જોયું તો અંદર શીખો છે. તે વેળા શીખ માત્ર સરકારનો શત્રુ લેખાતો ને તેની જડતી લેવાતી.

હવાલદારે કહ્યું: "તમારે થાણે આવવું પડશે."

"કેમ વારૂ?"

"તમારૂં નામઠામ લખાવો. પૂરતી ખાતરી આપશો એટલે જવા દઈશું.

શીખો જરા ગભરાયા. તેમની પાસે રિવોલ્વર હતી. વળી તેઓ પોલિસને કંઈ ખાતરીદાયક ઉત્તર આપી શકે તેમ હતુંજ નહિ. થાણે જવું—એ તો નાહક ખટપટ, છેવટે જેલજ મળવાની. યા અલ્લા! જે બને તે ખરૂં! ભાગ્યનો પાસો નાંખ્યો. રિવોલ્વરના બાર થયા ને પોલિસમાંના કેટલાક ઘાયલ થઈ પડ્યા. એક નાઠો. બીજાને રસ્તે ચાલનારા કોઈ જાડા મુસલમાને પકડી રાખ્યો. ત્રીજો પોલિસે કબજે કર્યો. આમ ફેજ થયો.

મુસલમાને જેને પકડેલો એનું નામ જગતસિંહ. એ વિશાળકાય મહાવીર કદિ ભૂલાવાનો નથી. પોલિસને નસીહત આપી ભાગી જઈ શાન્ત સ્વસ્થ ચિત્તે અને નિરાંતભાવે

તે એક જાહેર નળમાંથી પાણી પી મ્હોં લુછતો હતો ત્યાં તો પાછળથી કૂદકો મારી પેલા મુસલમાને તેને એવો તો જકડયો, કે તેનાથી આમ, કે તેમ, જરા ચસાયું નહિ ને પડી ગયો.

છેવટે એને ફાંસી મળી.

આમ ને આમ રાસબિહારીના જમણા હાથ જેવા કેટલાયે વિશ્વાસુ લોકોની દુર્દશા થઈ પડી. હવે લાહોરમાં તેનેયે કોનો આશરો ! તેની મદદમાં ફક્ત કેટલાક દુધમલ બાળકો જેવા શીખ જુવાનિયાઓ હવે બાકી હતા—બાકી બધું યે ભાંગી પડયું હતું !

અપાર સમુદ્રમાં જાણે સુકાન વિનાની હોડી આમતેમ વહી રહે તેવી એની સ્થિતિ હતી. જે પોલિસ સિપાઈ મૂઆ કે ઘાયલ થયા તે યે હિંદવાસી હતા, જે પકડાયા ને ફાંસીએ ચઢ્યા કે જેલમાં સડવા ગયા તે પણ હિંદવાસી હતા અને આ બંનેમાં મહોમાંહે કશોયે દ્વેષ કે વેરભાવ નહોતો.

કંઇક પહેલાં મુસલમાનોમાયે બળવાની બાજીઓ રચાવા માંડી હતી. આગળ આ મુસ્લીમ જાગૃતિ વિષે લંબાણ વિવેચન કરવું પડવાનું છે તેથી અહિં એટલુંજ જણાવવાથી ચાલી રહેશે કે તુર્કી ઇટાલીયન યુદ્ધથી હિંદના મુસલમાનોમા એક નવીજ જાતના ચેતનનો સંચાર થયો હતો. પરંતુ જે વેળાની વાત હુ અહિં રજુ કરૂં છું તેજ વખતે મુસ્લીમ મંડળ સાથે અમારા મંડળનું જોડાણ થયું હતું. એમની સાથે મસલત કરી રાસબિહારીએ નક્કી

કર્યું કે પહેલાં કાબુલ જઇને આશરો લેવો અને ત્યાં ઠરી ઠામ થઇને ત્યાંથીજ હિંદની બળવાખોરીને બરાબર ગોઠવવી; એક મૌલવી પાસે કલમા પઢવાનું તેઓ શીખી ગયા, જેથી કાબુલ શુદ્ધ મુસલમાન તરીકે ખુશીથી ચાલ્યા જવાય. થોડાક શીખ આગેવાનો પણ રાસબિહારીની સાથે જવાના હતા. બધુંયે નક્કી થઈ ગયું હતું અને મુસાફરી કરવાની બધી તૈયારી થઈ હતી એટલામાં તો એક દિવસ બપોરે બે વાગે રાસબિહારી અચાનક બોલી ઉઠયા: ના ભાઈ, કાબુલ અત્યારે નથી જવું. મને થયાં કરે છે કે આ વેળા કાબુલની દિશામાં જવાથી જરૂર કંઇક આફત આવી પડશે ને વળી બીજી બાજુ લાહોરમાં તો એક ઘડી પણ વધારે રહેવાય એવું છેજ નહિ, કેમકે અહિં પણ ઢીલ થઈ ગઈ તો નક્કી ફસાઇ પડવાના છીયે.

રાસબિહારી હૃદયમાં જે ઉર્મિ આવી પડે તેનાથી વિરૂદ્ધ કદિ ન વર્તે. એટલે એજ વખતે નક્કી કરી નાંખ્યું કે રાતની ગાડીમાં કાશી તરફ રવાના થઈ જવું. કાશીના બે જુવાન એ વેળા એમની સંગાથે હતા. એકનું નામ વિનાયકરાવ કાપલે. એ મરાઠો હતો, પણ ઘણા દિવસ કાશીમાં વસેલો. બીજા જુવાનનું નામ આપણે 'ગંગારામ' રાખીશું તો ચાલશે. (એ ઘણા દિવસ સુધી નાસભાગમાં રહેલો) રાસબિહારી અને વિનાયકરાવ રાતના આઠ વાગ્યાની ગાડી પર રવાના થયા. એમ ઠર્યું હતું કે ગંગારામે થોડાક શીખ નેતાઓને સાથે લઇને બેએક દિવસ પછી કાશી આવવું.

કરતારસિંહ, હરનામસિંહ અને બીજા થોડાક શીખ આગેવાનોએ કાબુલ જવું નકકી કર્યું.

રાસબિહારી જે મકાનમાં રહેતા એ મકાન સૌથી સલામત હતું કેમક એની ભાળ ઘણા માણસોને નહોતી ને વળી પોતે જે મકાનોમાં જુદા જુદા લોકોની સાથે મુલાકાત મેળાપ કરતા તે સૌ મકાનો સાથે આ ગાળામાં કશો સંપર્ક ન રખાવો જોઇએ એવી રાસબિહારીની ખાસ ભલામણ હતી. એમ છતા ગંગારામે રાસબિહારીને સ્ટેશન પર પહોંચાડી પાછા ફરતી વેળા એ જુના મકાનમા ડોકીઉં કરેલુ—એવી ઇચ્છાથી કે કંઈ વાધોવચકો ન પડે તેમ હોય તો પોતાના ઘણાક કપડાં ત્યા પડેલા તે ત્યાથી લઇ જવા પરન્તુ પોલીસે પહેલેથીજ આ બધા મકાનોની ચોમેર પોતાના માણસો ફરતા રાખેલા હતા. ગગારામે એ મકાનની પાસે જઈ ડોકીઉં કરવાનો પ્રયાસ કરતાજ પોલીસે તેને ગીરફતાર કર્યો.

પકડાયા પછી થોડાક દિવસમા ગંગારામે પોલીસ પાસે ઘણીક વાતો કબુલ કરી દીધી એના એ ખુલાસાથી જે ઘરમાં છેલ્લી વાર રાસબિહારીએ આશરો લીધેલો તેની ભાળ પણ પોલીસને મળી ગઈ તેની જડતી લેતાં પોલીસને એમના હાથના લખેલા બે કાગળ પણ મળી ગયા. આ પહેલા જેમણે ખુલાસા આપેલા તેમની પાસેથી પોલીસને એટલી વાત તો મળી ગયેલી કે રાસબિહારી ફરી પંજાબ ગયા હતા અને લાહોરમા પણ રહેલા ગગારામને પકડ્યા પછી તો તેમણે એ વાત પણ જાણી લીધી હતી કે ભય-

કર ધરપકડના ગાળામાં પણ રાસબિહારી લાહોરમાંજ હતા. પોલીસને એ પણ જણાયું કે રાસબિહારી કાશીથી આવ્યા હતા તે પાછા કાશી ચાલ્યા ગયા હતા.

મોતાના જડબામાંથી પણ આ પ્રમાણે રાસબિહારી ઘણીકવાર બચ્યા હતા. બહુજ આગળની વાત છે. એક બીજીજ વેળા રાસબિહારી લાહોરમાંજ આવેલા. તે વેળા સુધી એઓ દહેરાદુનમાંજ નોકરી કરતા હતા ને થોડા દહાડાની રજા લીધી હતી, તેમાં દિલ્હી થઇ લાહોર તરફના મંડળનું કામકાજ જોવા માટે આવેલા. આ બાજુ દિલ્હીમાં જડતીઓ લેવાનું ને ધરપકડોનુ કામ શરૂ થઈ ગયુ. રાસબિહારીને એ વિષે કશી ખબર નહોતી. દિલ્હીની જડતીઓને પરિણામે પોલીસને દીનાનાથ નામના લાહોરી જુવાનનું સરનામું મળ્યું ને એક માણસના ઘરમાથી રાસબિહારીની ટ્રંક અને કપડાલતા વગેરે પણ મળી ગયું. પરંતુ લાહોરમાં રાસબિહારી પોતે નક્કી કઇ જગાએ છે તેની ગધ સરખી પોલીસને કાને જઇ શકી નહિ. પણ દિનાનાથનું ઠેકાણું મળી ગયું હતું એટલે તેને પકડી લીધો. તોયે રાસબિહારી લાહોરમાંજ હતા. દીનાનાથ જે દિવસે પકડાયો તેને બીજે દિવસે સાંજે ડી. એ. વી. કોલેજ બોરડીંગના એક વિદ્યાર્થીએ રાસબિહારીની પાસે જઇ તેને દીનાનાથના પકડાવાની ખબર આપી. ત્યાં સુધી એમને એ ભાળ નહોતી મળી. સૌની સલાહથી ઠર્યું કે એજ રાત્રે રાસબિહારીએ લાહોર તજી દેવું. તે દિલ્હી ઉપડી ગયા. આ પ્રમાણે સલાહ મસ-

લત કરવામા મોડી રાત વીતી ગયાથી પેલો વિદ્યાર્થી ઓર ડીંગમા પાછો ન ફર્યો ને ત્યાજ થઇ રહ્યો સ્હવારે તો પોલીસે મકાનને ઘેરો ઘાલ્યો અને એ ત્રણેક જુવાનિયાઓ પકડાયા પણ રાસબિહારી તો છટકીજ ગયા દીનાનાથ પક ડાયો તે પછી બીજે દિવસે રાત્રે તેણે પોતાની બધી વાત કબુલી લીધી એણે જો આગલે દહાડે કબુલાત આપી દીધી હોત તો રાસબિહારી પણ પોલીસના પંજામા આવી ગયા હોત

બીજી બાજુ દિલ્હી આવી રાસબિહારી અમીરચંદના મકાન તરફ જવાનાજ હતા ત્યા તો રસ્તામા થાણા પાસે એમણે અમીરચંદના મકાનવાળા નોકરને ક્યાંક જતો દીઠો. મનમા સહેજ શક પેઠો ને તેથી નોકરને બોલાવીને પૂછ્યુ અમીરચંદ કયા છે ? નોકરે શેઠના મિત્રને પિછાન્યા અને તરત ગભરાટમા બોલી ઉઠયો બાબુજી, અમારા મકાને ન જશો શેઠને પોલીસ પકડી ગઇ છે ને હુ તેમને માટે પોલીસ થાણા પર ખાણુ લઈ જાઉં છુ !

રાસબિહારી પાસે કલકત્તા જવાય એટલી ટિકીટ લેવા નાજ પૈસા હતા ફરીથી સ્ટેશને જઈ એકદમ ચન્દ્રનગર ચાલ્યા ગયા એ દિવસથી રાસબિહારીનો અજ્ઞાતવાસ શરૂ થાય છે તે દિવસથી 'આ પકડાયો તે પકડાયો' થવાથી તેઓ ક્યાના ક્યા ફર્યા કરતા તે જણાતુ નહિ આ પ્રમાણે વાર-વાર વિપત્તિમા પડવા છતા તેમાથી છટકી છટકી તેઓ વળી પાછા કઇને કઈ આફતમા પડયાજ કરતા

(૨)

## કાશી વિભાગની કહાણી (૧)

કાશીમાં બેઠાં બેઠાં અમને પંજાબની દુર્દશાની કશીજ ખબર પડી નહતી. તો યે ઘણા દિવસ સુધી પંજાબની કશી ખબર ન મળવાથી અમે ફિકર કરવા લાગ્યા. રાસ બિહારી પહેલવહેલા પંજાબ ગયા ત્યારે કહી ગયા હતા કે તુરતજ હું પંજાબથી શીખ કાર્યકરોને મોકલી આપીશ. કેમકે શીખોની પલટણુમા કરવાનું પ્રચારકાર્ય શીખને જ હાથે થાય તો ખૂબ ફળદાયી નીવડશે. પંજાબથી જ્યારે કરતારસિંહ એક વાર કાશી આવેલા ત્યારે એમણે પણ કહેલું કે રાસુદા સત્વર કેટલાક શીખો અહિ મોકલવા ઇચ્છે છે. ત્યાં સુધી કાનપુર લખનૌ ફૈજાબાદ (અયોધ્યા) વગેરે શહેરોમા અમારા માણસો ગયા નહોતા. બળવો નક્કી ગરૂ ક્યારે થશે એ બાતમી લઈ એક માણસ અમારી પાસે આવેલો, એટલુંજ. તે પછી પંજાબના કશા સમાચાર મળ્યા નહોતા. પંજાબથી થોડા માણસો સીધા ફૈજાબાદ આવેલા ખરાં, અને કાનપુર તથા લખનૌમા પણ જુદે જુદે વખતે પંજાબથીજ માણસ મોકલાયલા. બીજી બાજુ અમે લોકો કાશીની લશ્કરી છાવણીમાં આવવા જવા લાગ્યા. ૨૧ મી

ફેબ્રુવારી ૧૯૧૫ ને રવિવારે બળવો શરૂ કરવાની વાત હતી ને અમે ઠેઠ શનિવારની રાત સુધી તો કાશીની છાવણીમાં આવજા ચાલુ રાખેલી. બીજી બાજુ પંજાબમાં બળવાની તારીખ ૨૧ મીથી ફેરવીને ૧૯ મી કરી દેવામાં આવેલી તેની અમને કશી ખબર ના મળે. શનિવારે રાત્રે પણ કાશીની પલટણના હવાલદાર નાયબ હવાલદાર વગેરેએ અમને હુકે આપેલી કે બળવો શરૂ થતાજ તેઓ નક્કી બળવામંડળને પોતાનો સાથ દેશે.

પરન્તુ એ વેળા કેટલાક વિચારે અમે માનસિક ઘડમથલ અનુભવી રહેલા. અમે વિચારતા હતા કે અમે તો ઇગ્રેજોની સામે બળવાનો ઝુંડો ઉડાવવા નીકળ્યા છીયે તો જ્યારે બળવો ખરેખર શરૂ થઇ જશે ત્યારે અમારા કુટુંબકબીલાને ક્યાં ને કેવી સ્થિતિમાં રાખીશું? બળવો શરૂ થતાજ બળવામંડળને દિલ્હી લઇ જઇ ત્યાંના બીજા મંડળ સાથે ભેળવી દેવું પડશે. એ દશામાં જો ઇગ્રેજ લશ્કર કાશી પરજ હુમલો કરે તો અમારા કુટુંબકબીલાનું શું થાય? આ વિચારે મારા મનમાં જે તે અકળામણ નહોતી થઇ!

બળવો ખરેખર શરૂ થયા પછી પલટણના સિપાઇઓ અને શહેરના મવાલી ગુંડાઓને કાબુમાં રાખવાનું કામ કેવું મુશ્કેલ ને વિપરીત હતું એ અમે ભૂલ્યા નહોતા. બળવાના ગાળામાં સેંકડો હજારો કુટુંબોનું ભલુંબુરૂં થાય એની જવાબદારી પણ અમારા લોકોના માથા પરજ હતી એ વાત કદી અમારા ધ્યાન બહાર ગઇ નથી. પણ બળવો

કરવાનોજ હતો એટલે પછી એ કોયડાઓ ગમે તેવા મુશ્કેલ હોય તોયે શું? અમારે કોઇ પણ રીતે તેનું સમાધાન કરી લેવાનું હતુંજ.

એક બીજો વિચાર પણ અમને અકળાવતો હતો. અમે એ વિચારતા હતા કે જો બીજા સ્થાનોમાં બળવો શરૂ થઇ જાય અને અમારે ત્યાં ન થાય તો પોલીસની કૃપાદૃષ્ટિમાં અત્યાર પૂર્વેજ સપડાઇ ગયેલા એવા અમે—કેવી ભારે વિપદમાં આવી પડીશું; અને બીજે સ્થળે બળવો શરૂ થયો કે નહિ તેની ખબર પણ કેમ પડે? એ દશામા બીજા કેન્દ્રોની વાત પાકે પાયે જાણ્યા શિવાય કાશીની પલ્ટણને ખડી કરી દેવાનું ઠીક થઇ પડશે કે કેમ એ બહુ વિચારવા છતાંયે અમે નક્કી નહોતા કરી શક્યા. અમે જાણતા હતા કે કાશીમાં અમારૂં મંડળ ઠીક જોરાવર હતું ને તેથી કાશીની ઇંગ્રેજ છાવણી પર હુમલો કરી શકાય તેમ હતું. એ દશામાં દેશી પલટણને પણ કોઈ એકાદ પક્ષ લેવો તો પડેજ અને તેમાં તેઓ અમારી બાજુજ લેશે એવી અમારી ખાતરી હતી. એ રીતે અમે જાણતા હતા કે ધારીએ તો કાશીમાંયે બળવાનું મંડાણ કરી શકાય તેમ છે. પરંતુ બીજા સ્થળોની બાતમી જાણ્યા વિના—ખાસ કરીને પંજાબની માહિતી મળ્યા શિવાય કશું કરવાની હિંમત નહોતી થતી. કદાચ અમારી પાસે પૂરતા હથિયાર ઓજાર હોત તો વળી સહેજસાજ હિંમત થાત. પણ એમ નહોતું. આવા બધા સંજોગોને લઇને અમે નક્કી કરેલું કે રેલ્વે સ્ટેશન તથા તાર ઓફીસ

આગળ તપાસ રાખ્યા કરવી કે પન્નાબથી આવતા તારો સંબંધે કંઈ ભાગફોડ થઇ છે ? કેમકે બળવો શરૂ કરતાં પહેલાં ચોતરફ તાર કાપી નાંખવાની સંતલસ તો કરેલીજ હતી. સ્ટેશન પર આગગાડીઓની આવજામાં પણ ગોટાળો થશે એવી અમને આશા હતી.

અમે નક્કી કર્યું હતુ કે આવી રીતે બીજા સ્થેળોની માહિતી મળ્યા પછી જ કાશીની ઇગ્રેજી ટુકડીઓ પર હુમલો કરવો અને રાતને વખતે મોટા મોટા ઇગ્રેજ આગેવાનોને જેલમા નાખી જેલના કેદીઓને છૂટા કરી દેવા. અમે ધાર્યું હતું કે આવી રીતે અમારી મદદથી છૂટેલા કેદીઓ અમને જરૂર સાથ દેશે. અત્યાર સુધી અમે જેલ તરફ ગયા નહોતા એટલે ત્યાની અવસ્થા શી છે તે બિલ્કુલ જાણતા નહતા. પછીથી અમને માલમ પડયું કે એ અમારી ગણતરી કેવી ખોટી ને વગર સમજની હતી એ અમે તેમ પણ અમારી મતલબ એ હતી કે રાત્રે દારૂગોળો અને ખજાનો હાથ કરી થોડા માણસને અલાહાબાદ તથા દાનાપુર બળવાના સમાચાર સાથે મોકલી દેવા અને સ્હવારે જાહેર સભામાં પ્રજાને બોલાવી શહેરના માલદાર વર્ગ પાસે ધનની મદદ લઇ શહેરના જુવાનોને વોલંટીયર બનવાની વિનંતિ કરવી. એ વેળા કાશીમા અમારા બંગાળી લોકોની કેટલીક પ્રગટ મંડળીઓ—સમિતિઓ હતી. કાશીમાં જેટલા ભલા છોકરાઓ હતા તે બધા એના સભ્ય હતા. આવી મંડળીઓના સભ્યોની સંખ્યા કમમા કમ ૨૫૦ હતી. એટલુજ નહિ પણ એ

સર્વે લખવાવાંચવામાં સ્વભાવચારિત્ર્યમાં તેમજ શારીરિક સામર્થ્યમાં કાશીની બંગાળી વસ્તીના એક ગૌરવ સમા હતા. એ કારણથી કાશીની ભણેલી ગણેલી વસ્તી એમના તરફ ઘણો ભાવ રાખતી. કોલેજોના પ્રોફેસરો, શાળામાં માસ્તરો મોટા મોટા વૈદ ડાકટરો, મ્યુ. કમિશનર—બધા બંગાળી હતા અને એમનો કોઇ ને કોઈ સગો આવી સમિતિમા મેમ્બર ખરોજ. જુદા જુદા તહેવારો અને મેળાઓમાં કાશીમાં આજ સમિતિઓના સભ્યો જાત્રાળુઓના આવવા જવાની અને તેમના ભોજન સ્નાનાદિની વ્યવસ્થા એવી સરસ રાખતા કે સૌ અજાયબીજ પામે આ સમિતિઓ દ્વારા ખાનદાન કુળની વિધવાઓને તેમની મુશ્કેલીઓમાં સહાય કરવામા આવતી,' ને ચેપી રોગોના સમયમા પણ ઘેરેઘેર ફરી સભ્યો માદાઓની સારી પેઠે માવજત કરતા. કાશીના ગરીબ નિશાળીયાઓને ભણવા ગણવા માટે આજ સમિતિઓના સભ્યો નિશાળો ખોલી ચલાવતા. એ પ્રમાણે આ સમિતિઓનુ વજન બહુ પડતુ. તેથી અમે નકકી કર્યું હતુ કે બળવાના ગાળામા કાશીમાં શાંતિ અને વ્યવસ્થા રાખવાનો ભાર આજ કમિટીઓના સભ્યો પર નાખવો. એ કમીટીઓના સભ્યો અમારી ગુપ્ત મંડળીમાં કોઇપણ પ્રકારે સામેલ નહોતા, એમ છતાં તેમનામાં સ્વદેશ ભક્તિ કે સંગઠન શક્તિ ઓછી નહતી. આ પ્રમાણે જાહેર રીતે સાહિત્ય ને ઇતિહાસની ચર્ચા કરનારા અને નિત્ય નિયમિત વ્યાયામના અભ્યાસી એવા આ જુવાનો

શહેરમાં શાંતિ જાળવવાનો ભાર ઉઠાવવા માટે સૌથી વધારે લાયક હતા. અમને આશા હતી કે બળવો શરૂ થતાંજ આમાંથી તથા શહેરના બીજા હિંદુસ્થાની યુવકોમાંથી જોઇએ તેટલા સ્વેચ્છા સેવકો મળી રહેશે, તેઓ બળવામાં ખંતથી મદદ કરશે. વળી કાશીની સ્થાનિક વ્યવસ્થા માટે કાશીમાંજ રહી જાય એવા પણ ઘણાક મળી રહેશે. એ વેળા કલ્પનાની આંખોથી માનસસૃષ્ટિમાં હાથમાં ગોળીભરી પિસ્તોલ ને કમ્મરે ઝૂલતા કૃપાણવાળા સ્વયંસેવકોને કાશીની શેરીમાં ભટકતા અમે નીરખતા ત્યારે છાતી ગર્વથી ગજ ગજ ફુલતી. અમે નક્કી કરેલું કે અમારા સંઘના સાથીદારો (બળવાના)ના કુટુંબ કબીલાઓને કાશીમા કોઈ એકજ ઠેકાણે રહેવાનો બન્દોબસ્ત કરી રાખવો અને અમારા આ સ્વયંસેવકો જેમ કાશી સમસ્તની શાંતિ જાળવે તેમજ અમારા કુટુંબ કબીલાની તરફ પણ ધ્યાન રાખે એવું કરવું.

એટલું પણ જાણતા હતા કે બળવો શરૂ થયા કેડે સિપાઇઓ જ્યારે જાણશે કે હથિયાર ઓજાર બધા તેમનીજ પાસે છે અને તેમની મદદ શિવાય દેશ કેવળ નિરાધાર છે ત્યારે તેઓ કુદરતી સ્વભાવ અનુસાર સ્વચ્છંદી બની જવા શિવાય ન રહે. પરન્તુ બીજી બાજુ અમે એ પણ વિચારી જોયું કે એકવાર બળવામાં સાથ દીધા પછી જ્યાં સુધી કંઈ ફેંસલો નહિ થાય ત્યાં સુધી એ સિપાઇઓ શાંત પણ નહિ રહી શકે અને તેથી પોતાના સ્વારથ ખાતર સુદ્ધાં એમને બળવો સફળ કરવા તરફ ધ્યાન આપવું પડશે અને

એ દૃષ્ટિથી તેમને દેશના સુશિક્ષિત અને દૃઢ વિપ્લવનેતા-ઓને તાબે રહેવાનું ગમશે પણ ખરૂં જ. એ ઉપરાંત દારૂ ગોળો હાથમાં આવી જતાંજ જેમ બને તેમ જલદી અમે અમારા આદમીઓને હથિયારબધ્ધ કરી નાખીએજ એટલે અમે પણ છેક બીનહથિયાર નહિ રહીએ

યુદ્ધનીતિથી અમે બિલ્કુલ અજાણ્યા હતા. એ દિશામા જેટલી કેળવણીની ગોઠવણ કરવી જોઇએ તેટલી અમે કરી શકયા નહતા કેમકે જર્મન યુદ્ધ આટલુ જલદી સળગી ઉઠશે એવો અમને ખ્યાલ નહતો. રાસબિહારી પંજાબ ગયા પછી મેં ને મારા મિત્ર વિનાયકરાવ કાપલેએ ઇંગ્રેજી જ્ઞાનકોશ (સાઇકલો પીડીયા) માંથી ' સ્ટ્રેટેજી અને વોરફેર '—યુદ્ધનીતિને લગતા લેખો વાંચવાનો આરંભ કર્યો અને એના પહેલા પણ છાપા ચો-પાનિયામા આવતા એ વિષયના લેખો પણ અમે વાચતા રહેતા. એ પ્રમાણે બધી ચોપડીઓ વાચી નાખીએ તો પણ હોશિયાર સેનાપતિ તો નહિજ થવાય એમ અમે જાણતા હતા. જ્ઞાનકોશમાં પણ એમ લખેલુ હતુ કે યુદ્ધના ક્ષેત્રમાજ સેનાપતિ તો તૈયાર થાય છે અને વળી ઇતિહાસમાં પણ એના દૃષ્ટાંત દીઠાં હતાં. આજકાલના જમાનામાં પણ એવા દાખલાઓનો અભાવ નથી. રૂશિયાની આસમાની સુલતાનીનો ઇતિહાસ જેવાથી પણ એ વાતના પ્રમાણ મળે છે. ભલે, આ તો અમે જે કર્યું તે લખી નાંખું છું. એમાંથી અમારી નાદાનીનો પરિચય પ્રજાને થતો હોય તો એ નાદાનીથી હુ શરમાતો નથી.

સ્ટેશન અને તાર ઓફીસની ખબર જાણવાને માટે ૨૧ ફેબ્રુ૦ રવિવારને દિવસે હું સાઇકલ પર ચઢીને કાશી કેન્ટોનમેન્ટના સ્ટેશને આવ્યો ને તપાસ કરી તો જણાયું કે ટ્રેન યા તાર એમાથી કશાનો ગોટાળો થયો નહતો, ને બધું નિયમિત ચાલુ હતું. એ સ્ટેશન પર એજ દિવસે સાંજે એ પલટણનો એક હવાલદાર આવે એવી ગોઠવણ હતી. એની વાટ જોતાં જોતાં પ્લેટફોર્મ પર ફરતાં ફરતાં મન થયું કે લાવ છાપુ તો વાંચું. પાયોનિયર ખરીદીને જોયું તો ખલાસ! લાહોરમાં ધરપકડ શરૂ થઈ ગઈ છે. ગોરી પલટણ શહેરમાં ચોકી ને કૂચ કરી રહી છે. અંતે લઢાઈ જાહેર ન થઈ હોય તેમ સાવધ થઈ ડેરા તંબુ નાંખી પડી છે. હું સમજી ગયો કે બધું ઉથલપાથલ થઈ ગયું છે. તરત શહેરમાં પાછો ફર્યો. હવે મનમાં સંદેહ ન રહ્યો કે આ વેળાની ગોઠવણ પણ પડી ભાંગી છે પરન્તુ બરાબર એજ દિવસે સિંગાપુરમાં બળવો શરૂ થયો. સિંગાપુર સાથે અમારે સીધો કશોજ સંબંધ ન હતો એ ઇતિહાસ બીજા એક પ્રકરણમાં બતાવવામાં આવશે. જો સિંગાપોર હિંદુસ્તાનમાંજ આવેલું હોત, તો તો આખા હિંદુસ્તાનમાંજ કંઇક ભયંકર ફેરફાર થઇ ગયો હોત એમાં શંકા નથી.

જે વેળા સેંકડો પલટણો રોજ પરદેશના યુદ્ધક્ષેત્રમાં મોકલાતી હોય તે વેળા બળવો શરૂ થાય તો મોટી સંખ્યાની દેશી પલટણ અમારી તરફેણમાં ફરી બેસે એવી અમારી ગણતરી નિર્મૂળ કે જૂઠી ન હતી બધીજ પલટણોએ કંઈ અમને

આશાભરી હુંફ આપી નહોતી એક તરફ એક શીખ પલ-ટણના સિપાઇઓએ અમારા મંડળમાના એક જુવાનને મોટે બળવાની તારીખ પાસે આવ્યાની વાત સાંભળી અને તરત જ ઉત્સાહ અને ચીવટથી રાતોરાત મુખીઓને બોલાવી એક ખાનગી સભા ભરી ઠરાવ નક્કી કરી દીધો કે શરૂઆત ન કરવી, પણ સાચેસાચો બળવો શરૂ થતા તો જરૂર જોડાઈને સાથ દેવો તેજ વેળા બીજી બાજુ એક સ્થળની મુસલ્માન પલટણે તો સાફ સાફ સંભળાવી દીધું, કે તમે તે અમને કંઇ છ મહિનાના કીકા બીકા સમજો છો! ઇંગ્રેજો સાથે લડાઇ માંડવી એ કંઇ રમત ગમત છે? તમારા પક્ષમા કોઈ નવાબ કે કોઈ રાજા મહારાજા છે?—તેમ ન હોય તો પછી તમને નાણાંની મદદ કોણ દેશે? એ ઉપરાંત બળવો શરુ થતાજ વાયરલેસથી બીનતારી સંદેશાઓ ચોમેર મોકલાશે ને થોડાજ દિવસમા ચારૂ બાજુથી લશ્કરો આવીને તમારા ઉપર હલ્લો લાવશે તે વેળા કંઈ તમારાથી ટકી શકાવાનુ છે? તમારા હાથમા હથિયાર ઓજાર કેટલા છે? તમે લડાયક તાલીમ કેટલીક લીધી છે? એ બધી વાતોનો વિચાર કરી જોયો છે? અમે નથી ગડુ કે નથી બાળક, આવી વાતો ફરી અમારી આગળ કહેવા ન આવશો હા, ખરેખરો બળવો થશેજ તો તો અમે પણ દેશી ભાઈઓની વિરૂદ્ધ નહિ જઈશુ, પરંતુ જોજોને, કંઇ વળવાનુ નથી!

એ વેળા શીખ લોકોમા જેવો ઉત્સાહ ને જેવી ખંત જોયા તેવા ફક્ત પંજાબના મુસલમાનો અને પઠાણોમાંજ

કેટલેક અંશે દીઠાં છે. હિન્દની ઘણીક જાતિઓની સાથે સમાગમમાં આવ્યાથી એટલું હું જોઇ શક્યો છું કે શીખોના જેવી મજબૂત, શક્તિવાન અને ભાવનાશાળી બીજી કોઈ કોમ નથી. શીખ લોકોમાં થોડા સમયમાં જે કુદરતી ઉત્સાહ ને જાગૃતિ આવી જાય છે તે ઉત્સાહ ને જાગૃતિ બીજી કોઈ જાતિ નથી બતાવી શકતી.

રાસબિહારી બળવો તૂટી પડતાં પંજાબ તજી કાશી તરફ જતા હતા ત્યારે ગાડીમાં એક શીખ સિપાઇ સાથે એને વાતચીત થઈ. સાદી સીધી વાતોમાંથી વિષય હિન્દની ચાલુ અવસ્થા વિષે નીકળ્યો. તે વાતવાતમાં તો પેલો શીખ એવો આવેશમાં આવી પડયો કે ગાડીમાં બીજા લોકો બેઠેલા છે એ ખ્યાલ એને રહ્યો નહિ અને રાસબિહારી તથા એના સાથીઓ ગભરાયા પણ ખરા કે આ કંઇક વાતનું વતેસર કરી મૂકશે. પેલો તો એમ બોલી પણ પડયો કે "હું દેશને ખાતર મારો જાન પણ આપી દઇશ." જેમ તેમ કરી મહા મુશીબતે એની સાથેની આવી વાતચીત બંધ થઈ શકી.

એ વાતમાં ઘણા લોકો બંગાળીઓને માથે વાંક ઢોળે છે. બંગાળીઓ પણ ખરેખર ભાવનાવશ જાતિ છે પરંતુ શીખ લોકો લાગણીના આવેશમાં જેવું ન કરવા જેવું કરી બેસે છે તેવું તો હિન્દની કોઇપણ જાત ન કરે. કહેવું અને કરવું એ બે વચ્ચે શીખો કંઇ ભેદજ નથી જોઈ શકતા. એટલેજ મારૂં સમજવું છે કે કોઈ યોગ્ય આગેવાન મળેથી શીખો ન કરી શકે એવું કોઈજ કામ નથી. શીખ સમાજ

માં આજે માત્ર એકજ વાતની ઉણપ દેખાય છે ને તે ઉણપ કાઢી નાંખવા માટે શીખ પ્રજા ખૂબ જાગ્રત થઇ ગઈ છે એટલે થોડા વખત પછી એ ઉણપ પણ રહેવાની નથી. દુનિયા ઝપાટાબેર જે પ્રગતિ કરી રહી છે તે પ્રગતિના જ્ઞાન માટે—દુનિયાની દોડમાં સાથોસાથ રહેવા માટે જે કેળવણી મળવી જોઇએ તે કેળવણી હજુ શીખોમાં પ્રચાર પામી નથી, એજ એ ઉણપ. તેને દૂર કરવા માટે નાના નાના શીખ જમીનદારો પણ હવે પુષ્કળ આર્થિક મદદ દેવા લાગ્યા છે. બીજી કોઈ કોમમાં એવું દષ્ટાંત નહિ જડે. આટલું છતાં શીખોમાં હજુ જરા સાંકડાપણાની વૃત્તિ ખરી; તેથી એ પ્રજા પોતાને માટે જેટલું કરી શકે છે તેટલું તો શું, તેથી સોમે ભાગે પણ બીજી કોમને માટે નથી કરી શકતી. શીખ પ્રજામાંથી ઘણાક માને છે કે જો અમે જોઇતી શકિત ફરી પ્રાપ્ત કરી લઇએ તો વળી પાછા હિંદમાં અમારૂં સામ્રાજ્ય ખડું કરી શકીયે. ગમે તેમ, તેઓ પાછું સામ્રાજ્ય ખડું કરી શકે કે નહિ એ જુદી વાત છે, પણ એટલું તો નકકી છે કે ભવિષ્યમાં જો એ પ્રજામાં કેળવણીનો પ્રચાર નહિ થાય તો હિન્દના લલાટમાં અપાર દુઃખ લખાયાં છે એમાં કશો સંદેહ નથી.

ખેર, એ વાત જવા દો. પાછો મૂળ વિષય પર આવું. પંજાબની કફોડી હાલતની ખબર કાશીમા અમને કેવી રીતે માલમ પડી એ મેં જણાવ્યું. પાયોનિયરમા એ માઠા સમાચાર વાંચી મને ભારે ઘા લાગ્યો. મને લાગવા માંડયું કે હાય! અમ ભારતવાસીઓની કોઈ ઇચ્છા પાર નહિ પડે

કે શું ! આપણે જે ઘાટ ગોઠવીયે તે કહિયે. પાર નહિ પડે અને ઇશ્વરને તો જે કહેછે તે. બરાબર કંઈજ બતાવશે ! કોણ જાણે, ભાગ્યવિધાતાની શી બાજી છે ?.

હિન્દવાસીનું જીવન એ કેવળ બીજાઓને માટેનું રમકડું છે. જાણે એને પોતાને તો પોતાની કંઈજ ઇચ્છા કે મમતા નથી; ને કદાચ કંઈ હોય તો તે પાર પાડવાની નથી એનામાં શક્તિ હિંદીઓના બધા પ્રયત્નોનું પરિણામ જાણે મીંડુજ આવવાનું ! હિંદનો ઇતિહાસજ આખો જાણે નિષ્ફળતા ને નિરાશાના થર પર રચાયો છે !, ને હિંદના બળવાના પ્રયત્નોનો ઇતિહાસ પણ એક લેખે નિષ્ફળતાનુંજ દાસ્તાન છે.

(૩)

## કાશી વિભાગની કહાણી (૨)

રેલ્વે સ્ટેશનથી સુરતે હેમે હું ઘેર આવ્યો. ઘેર કેટલાય સાથીઓ મારી વાટ જોઈને બેઠેલા. મહોલ્લે મહોલ્લે કોઈ કોઈ જુવાનોનાં જુથો પણ અમારા હુકમની વાટ જોઈ રહ્યા હતા એમને બળવાની વાત માલમ નહોતી, પરન્તુ એટલું તો માલમ હતું કે કંઈક એવું મોટું તોફાન ગાજવાનું છે જેમા જાનને જોખમે પણ અમારે કામ કરવું પડવાનું છે.

સાથીઓએ બધું સાંભળ્યું. બળવો હાલ તો અટકી ગયો એમ સમજ્યા. ને એમ છતાં બે ચાર દિવસ તો કંઇ કંઇ ઉત્કંઠા ને આતુરતા રહી. વળી જે થયું હતું તે છેક જ અચાનક હતું કે ઓચિંતુ હતું એમ ન કહી શકાય, કેમકે આવી આફતની કુશંકાઓ દિલમાં જોરથી ઉઠી પણ હતી ને તેથી પાયોનિયરવાળી ખબર વાંચી જાણે સૌ મુંગા મુંગા પણ બોલી ઉઠ્યા કે "નહોતા કહેતા! એટલું બધું વહેલું તે કંઇ ભારતમાતાનું નસીબ ઉઘડી જવાનું હતું!"

બે ત્રણ દિવસમાં તો લાહોરમાં પેલી ટાંગાવાળી ઘટના બનેલી તેની વાત છાપામાં વાંચી ને કેટલાક તો અમારામાંથી વિચારમાં પડ્યા કે. એમ નાસનારાવાળામાં રાસબિહારી તો નહિ હોય! કોઇ કોઇકે કહ્યું કે ના, રાસબિહારી તો નક્કી ત્યાં નહિ હોય, કેમકે એનું તો નસીબ ભારે ઉજળું છે ને તે એનું રક્ષણ સદાય કર્યાંજ કરે છે ને તેથી આવી આફતમાં એ તો નજ આવી પડે એ શિવાય છાપામાં સાફ ને ચોકખુ લખેલુ હતું કે ટાંગામાના મુસાફરો શીખજ હતા.

એમ ને એમ રાસબિહારીનું શું થયું હશે તે ધારવાં વિચારતા અમારા દિવસ જવા લાગ્યા. જેમ તેમ દિવસ-ને કલાક ને મિનિટો ગણતા અને રાસબિહારી સલામત કાશી આવી પહોંચે એવુ ઝંખતા અમે દિવસો કાઢ્યા. પંજાબની માઠી હાલતની અસર કાશીના મંડળને પણ ન પહોંચે એ ડરથી અમે કેટલાક કાર્યકર્તાઓ ઘર પર તો બિલકુલજ નહોતા રહેતા. માત્ર વચ્ચે વચ્ચે આવી ડોકીઉં કરી ભાળ લઇ

જતા કે પોલીસની ધામધુમ વધે છે કે ઘટે છે. એ વેળા પણ ઘર પર પોલીસનો પહેરો સારી પેઠે હતો. એની આં-ખોમાં ધુળ નાંખીને અમારે બધું કામ કરવું પડતું. કાશીમાં અમે એ પ્રમાણે વખત ગાળવા લાગ્યા.

બીજી બાજુ પંજાબથી કરતારસિંહ અને હરનામસિંહ કાબુલ તરફ રવાના થયા. રસ્તામાં કોણ જાણે એમને શું ઉગી આવ્યું તે વળી પાછા સિપાઇઓમાં બળવાનો પ્રચાર કરવાના ઇરાદાથી છાવણીમાં ઘુમી ગયા. એજ વેળા ઠામઠામ સિપાઇઓની ધરપકડો કરવાનું શરૂ થઈ ચૂક્યું હતુ. એ કારણથી કુદરતી રીતે એ લોકોમાં ગભરામણની વૃત્તિ રહે-તીજ હતી. એ સંજોગોમાં એમની વચ્ચે આવો ઉપદેશ કરવા જવાનુ કરતારસિંહ અને હરનામસિંહને માટે ડહાપણ ભરેલું ન હતું. પરિણામે સિપાઇઓએજ કરતારસિંહ તથા હરનામસિંહને પકડાવી દીધા. તેમને લાહોર આણ્યા. જંજી-રોમાં જકડાયલા કરતારસિંહના વદન પર વીરત્વનુ એવું નૂર ઝળકતું કે એને જોઈને ગમે તેવા દુશ્મન પણ એના પર ફિદા થઈ જતા. ભાઈ પરમાનંદજીએ પોતાની "આપ વીતી" મા એ દૃશ્યનું ભારે મર્મભેદક ભાષામાં વર્ણન કર્યું છે. ઉંચા દરજ્જાના ઇંગ્રેજ અમલદારો પણ વીરને છાજતું માન આપવાનુ નથી ચૂકતા. પાછલા બળવાઓની કહાણીઓ પર નજર નાખીએ એટલે એટલું તો લાગેજ છે કે ઇંગ્રેજ અ-ધિકારીઓ ઘણીવાર દુશ્મન બળવાખોરોના શૂરાતન તથા બીજા સદ્‌ગુણો પર ફિદા થતા.

એવામાં અચાનક એક દિવસ સાંભળ્યું કે રાસુદા કાશી આવી ગયા. એમની સાથે મુલાકાત થતાંજ પંજાબની હકીકત બધી સમજાઇ ગઇ. એક તો પંજાબની ખબર બંગાળામાં પહોંચાડવાની ખાસ જરૂર હતી અને બીજું તો મારે કાશીમાં હવે લાંબો કાળ રહેવું સલામત પણ નહોતું તેથી દાદાએ એકદમ મને કાશીમાંથી ચાલ્યા જવા ફરમાવ્યું. અમારો એવો નિયમ હતો કે કોઇ પણ સ્થળે ધરપકડ શરૂ થતાંજ અમારી પહેલાંની ગોઠવણો બધીયે ઉલટપાલટ કરી દેતા કેમકે માણસના હૃદયનો ભરોસો શો?—માણસ પોતે પોતાને પણ પૂરો પિછાની નથી શકતો એ અમે જાણતા ને તેથી કોઇક પણ પકડાયું કે તુરતજ અમે સાવધ થઇ જતા.

એ વેળા કાશીમા પોલિસોની પ્રેમદૃષ્ટિ (!) એટલી બધી ગહન થવા લાગી હતી કે કોઇ પણ નવો બંગાળી પોલીસની નજર ચૂકાવીને કાશીમાં નહોતો આવી શકતો. બંગાળી વસતીવાળા દરેક મહોલ્લામાં પોલીસ ઘેરેઘેર જઈ ભાળ કાઢતી હતી કે કોઇક નવો બગાળી આવ્યો તો નથી? ચન્દ્રનગર અને બંગાળામાં રાસબિહારીને પિછાનવાવાળા છૂપી પોલિસનાં જેટલાં માણસો હતાં એ બધાયને કાશીના જુદા જુદા સ્ટેશન પર ચોકીયાતો તરીકે બેસાડી દેવામાં આવ્યા હતા. ચોવીસે કલાક ખડો ને ખડો પહેરો રહેતો. એ ઉપરાંત કાશીમાં જે લોકો પોલિસની નજરમાં બેસી ગયલા હતા તેમના પર રાખી શકાય તેટલો કડક પહેરો રાખવામાં પોલિસ

જરાય ન્યૂનતા નહોતી રાખતી. કોઈ પણ બંગાળી કાશીમાં આવતાંજ એનું નામઠામ પધોધાપો પોલિસ લખી લેતી અને પછી એને ઘેર જઇ બરાબર તપાસ કરી જોતી કે એ વિગતો સાચી છે કે નહિ. એવી રીતે પોલિસ કાશીમાં રાસબિહારીને માટે ટાપીને બેઠી હતી અને એ ભયંકર અવસ્થામાં પણ રાસબિહારી સહીસલામત કાશીમાં આવી પહોંચેલા.

અમે કેટલાક તો પહેલેથીજ સાવધ હતા એટલે કે બહુજ થોડો વખત ઘેર ગાળતા. ને જ્યાં આખો વખત ગાળતા તે સ્થળ માત્ર મંડળના આદમીઓ સિવાય કોઇને માલમ નહોતું. વળી રાસુદા જાતે ઘેરેઘેર જઇ રાતના અમારી ભાળ કાઢતા. કેમકે એમને કાશીમાં કોઈ ઝાઝું ઓળખતું નહતું. કાશીમાં અમારૂં મંડળ સારૂં જામેલું હતુ એટલે રાસબિહારી આવા સંજોગોમાં પણ કાશીમાં એક મહિનાથી વધારે અનાયાસે રહી શક્યા હતા. રાસબિહારીને પકડવા માટે બ્રિટીશ સરકારે કમ્મર કસી ને કાશીના મંડળને બચાવી લેવા રાસબિહારીએ કમ્મર કસી. કાશીના જુવાનિયાઓ ગુપચૂપ ઘેર બેઠા ને રાસબિહારી ઘેરેઘેર જઇ પૂછપરછ કરવા લાગ્યા. કોને કઇ રીતે કાશીની બહાર મોકલાવી આપવો એનો ઘાટ પ્રત્યેક જુવાનને ઘેર જઇને રાસબિહારી રોજ ચોક્કસ ઘડતા. સૌથી પહેલો હું કાશી તજી ગયો. પછી એક બીજા મિત્રે બહારનો રસ્તો લીધો. એવી રીતે ધીમે ધીમે ઘણા માણસો કાશીમાંથી ખસી બંગાળામાં

આવી ગયા. તે એજ પ્રાંતના રહેવાસી હતા. તેઓ પોતાના શહેરો છોડી બીજે બીજે સ્થળે રહેવા ચાલ્યા ગયા; દાખલા તરીકે કાશીવાળા લખનૌ ગયા ને લખનૌવાળા કાશી આવ્યા.

હું બંગાળે આવ્યા પછી થોડાજ દિવસમાં, મારાવાળા કાશીના મકાનની જડતી લેવાઈ અને થોડાજ દિવસ પછી કાશીના એક બીજા જુવાનિયાના મકાનની પણ જડતી લેવાઈ. એ જુવાન એ વેળા કાશીમાંજ હતો. પણ પોતાને ઘેર રહેતો નહોતો. બપોરે ત્રણ વાગે પોલીસે મકાનને ઘેરી લીધું પણ બીજા દહાડાની સવાર સુધીમાં કંઈ ન વળવાથી નિરાશ થઈને ચોકી ઉઠાવી લીધી. પેલા જુવાનને રાસબિહારી દ્વારા ખબર મળી કે પોતાના મકાનની જડતી લેવાઈ. થોડા દિવસ કેડે વિનાયકરાવ કાપલેના ઘરની પણ જડતી લેવાઈ. વિનાયક એ વેળા ગંગાસ્નાન કરીને પાછો આવતો હતો. એ રહેતો ભાડાને મકાને, પણ જમતો પોતાનેજ મકાને. મકાનની પાસે આવતાંજ વિનાયકે સાંભળ્યું કે ઘણાક ગોરાઓ પોતાને મકાને પોતાની વાટ જોઈ રહ્યા છે. ખબર સાંભળતાં જ વિનાયક ગેબ થઇ ગયો; ને પોલીસને એનો કશોયે પત્તો ના મળ્યો. એજ વેળા રાસબિહારી પણ કાશીમાજ રહ્યા.

જે વેળા સરકારપક્ષનો સાક્ષી વિભૂતિ ખાસ અદાલત (સ્પેશીયલ ટ્રીબ્યુનલ) માં આ બધી વાતોનું વિવેચન કરી રહ્યો હતો, તે વેળા અદાલતના જજ પણ આપો ફાડી વિભૂતિની સામે તાકી રહ્યા અને થોડા વખત સુધી નોંધ પણ કરવાનું વીસરી ગયા. સરકારી વકીલ ને અમારા વકીલ

બારીસ્ટરો વગેરે પણ એવાજ અચંબા અને આશ્ચર્યથી મુંગામંતર જેવા બની જઈ રાસબિહારીના અદ્ભુત કામોની કહાણી સાંભળવામાં એકતાર થઈ ગયા. માત્ર વચમાં વચમાં કોઈક કોઈક અમારા તરફ જોઇને ધીમે સાદે બોલી ઉઠતા· હેં ! એટલી બધી રાસબિહારીની હિંમત !

અમે પણ એ વેળા આનંદ ને ગર્વથી ગદ્ગદ્ થઈ જતા. એકવાર વિભૂતિના વદન તરફ જોઈ એ શું વિચારી રહ્યો છે એ સમજવા મેં પ્રયત્ન કરેલો. ને તે વેળા વિભૂતિ અમારા આનંદ ને ગર્વમા ભાગ નથી લેતો એ વિચારે ખૂબ દુઃખ થયેલુ. આવી રીતે સરકારના પક્ષને ખબરો આપ્યા પછી પાછળથી એ હરખાતો કે નહિ એ વાત અત્યારે યાદ નથી આવતી.

આવી રીતે કાશીના ઘણાક જુવાનો બગાળામા આવી ભેગા થયા. જેમને પંજાબ સાથે કંઈ સંબંધ થયો નહોતો અર્થાત્ જેમના નામઠામ પંજાબમા કોઈ નહોતું જાણતુ એ કાશીમાજ રહ્યા. એવા જુવાનોની સંખ્યા પણ ઓછી નહોતી અને એથીજ આવા ભયંકર સંજોગોમાં પણ રાસબિહારી કાશીમાં સલામત રહી શકયા. જે જુવાનોને કોઈ બળવાખોર રૂપે નહોતું ઓળખતું, જેના પર કોઈ જાતનો શક નહોતો એવાની સખ્યા જેમ બળવા મડળમા વધારે હોય તેમ એ મંડળ વધારે બળવાન અને કાર્યકુશળ નીવડે છે

કાશીમાં અમે લોકો આ પ્રમાણે સાવધ થઈ ગયા પ-

રંતુ પંજાબના નેતાઓમાંથી લગભગ બધાજ એકએક કરતાં પકડાઈ ગયા. ડા૦ મથુરાસિંહ વગેરે બે ત્રણ માણસોજ કાબુલ ભાગી જવામાં સફળ થયા. પિંગલે તો તે વેળા પણ પકડાયો નહોતો. પંજાબની ધમાલ પછી એ પણ કાશી તરફજ આવેલો. રસ્તામાં એ પણ કરતારસિંહની પેઠે મિરતની છાવણીમાં બળવો ફેલાવવા ઘુસ્યો. પરિણામે છાવણીના એક મુસલમાન દફેદાર સાથે એને વાતચીત થઈ. એ દફેદારે ભારે ઉત્સાહ બતાવ્યો ને પોતે પિંગળેની સાથે ઠેઠ કાશી આવ્યો. પણ રાસબિહારીએ પિંગલેને એવા કામમાં હાથ નાંખતા ભાર દઈને અટકાવ્યો. એમણે કહ્યું કે હવે સિપાઈઓમાં જવાની જરૂર નથી, આમ છતાં પિંગળે નાસીપાસ ન થયો. આખરે દાદાને એ કામમાં સંમતિ દેવી પડી. પિંગલેને બહુ સારા, ઉંચામાંના દશ બોમ્બ આપીને મોકલ્યો. એ બનાવટ બોમ્બ એટલા ભારે હતા કે એમાનો એક પણ કોઈ જગાએ પડે તો ત્યાં કોઈ વસ્તુનું નામ નિશાન પણ રહેવા ન પામે. બરાખો પર પડે તો એકી સાથે કેટલીય બરાખો રાખોડી થઈ જાય. રાઉલાટકમિટીના રિપોર્ટમાં આ બોમ્બના સંબંધમાં લખ્યું છે કે 'અડધી રેજીમેંટને ઉડાવી દે એટલા કડક એ હતા.' પણ આખરે રાસબિહારીનો શક વાજબી નીવડયો. પેલા દફેદારે પિંગલેને પોતાની છાવણીમાં લઈ જઈ બોમ્બો સમેત પકડાવી દીધો. મિરતના સિપાઈઓએ પણ એ પછી ફાંસીને માંચડે પોતાનું જીવન સમર્પણ કર્યું.

જે વેળા પિંગળે મિરત ગયા હતા તે વેળા દાદાએ મને બંગાળમાં કહેવડાવ્યું કે તારે સીધા દિલ્હી જઈ ત્યાંના બધા મોટા મોટા ઈંગ્રેજ અમલદારોના બંગલા વગેરે બરાબર જોઈ તપાસી લેવા. એ વેળા દિલ્હીમાં એકાદ મોટું તોફાન જગાડવાની તજવીજ ચાલતી હતી. દાદાની સાથે થોડીક મસલત કર્યા શિવાય દિલ્હી ચાલ્યા જવાનું મને ઠીક ન લાગ્યું. પણ પોલીસ એ વેળા મારી સજડ ભાળમાં હતી. કાશી જવું મારે માટે જોખમકારક હતું. છતાંય હું તો કાશી આવ્યો. હું હંમેશનો બેપરવા સ્વભાવનો તો ખરોજ. ગાશ પર પણ આફત આવી શકે છે એવી કલ્પના પણ હું ન રાખું. એવી મારી ઉછાંછળી નીડરતાથીજ આખરે હું પકડાઈ ગયો. દાદા નીડર હતા પણ ઉછાંછળા જરાય નહિ.

રાતે મુગલસરાયે સ્ટેશન પર એક જાસુસની સાથે મારો ભેટો થઈ ગયો. એ વેળા મારી સાથે મારા માશી હતાં તેથી ભાગી છૂટાય એવું તો કંઈ જતુંજ નહિ. બંગાળાનો એક જુવાન પણ મારી સાથે હતો ને તેની પાસે કેટલાક બોમ્બ પણ હતા. એ જુવાનને તો મેં ચેતાવી દીધેલો હતો કે મારી સાથે એકજ ડબ્બામાં ન ચઢે તેમ સ્ટેશન પર પણ મારાથી દૂર ને દૂરજ રહે ગમે તેમ પણ સ્ટેશન પર તો કશી ધમાલ ન થઈ. માશીને કહી રાખ્યું હતું કે કદાચ જો હું પકડાઈ જાઉં તો અમુક સરનામું પૂછતાં પૂછતાં ઘેર પહોંચી જવું.

કાશીની ગાડી પ્લેટફોર્મ પર આવતાંજ પેલો જાસુસ

મારાવાળા ડબ્બામાંજ ચઢયો ને કોણુ જાણે કેમ પેલો જાસૂસ પણુ એજ ડબ્બામાં આવી પડયો. પેલા જાસુસ સાથે તો મારે પિછાન હતી એટલે એણે મને પૂછયું કે તમારી સાથે આ બાઇ કોણુ છે! મને મ.શીની સાથે નિરાંતે ઘર તરફ જતો જોઇ જાસુસને પણુ જરા દિલાસો મળ્યો ને એણે મનમાં મનસૂબો કર્યો કે કંઈ દોડધામ કરવા જેવું નથી. ઉપરાંત પાછળથી માલમ પડયું કે એને કાશીના ગુપ્તચર વિભાગના મુખી યતીન્દ્ર મુખોપાધ્યાય સાથે પણુ સંબંધ હતો. એટલે કંઈ પણુ ખાનગી બાતમી મળી જાય તો તે એ યતીન્દ્ર શિવાય બીજા કોઇને ન કહે. અંદરની ગોઠવણુ આવીજ રહી હશે તેથીજ મને લાગે છે કે એ મુસાફરીમાં હું બચી ગયો.

સ્હવારે મળસકે ઘેર આવી પહોંચ્યો અને ઘેર જુજબાજ વખત ગાળી પાછો બહાર ફરવા નીસર્યો. મારી આ બધી દોડધામ જોઈ ઘરનાં માણુસો ભારે દુઃખી થયાં. ઘરમાં તો મેં સૌને ખુલ્લેખુલ્લું કહી દીધું કે ક્યારે હું પકડાઈ જઈશ તેનો કંઈ ભરોસો નથી. મારી બ્હેન પોતાના બંને કોમળ કર વડે મારા હાથ દબાવી ખૂબ કરગરતી કહેવા લાગી. શચી, તું કેમ ડરે છે! તને કંઇ નથી થવાનું, હું નક્કી કહું છું; પણુ તું ઘરમાંજ રહે.

પરંતુ મેં કોઇનું કહેવું ન સાંભળ્યું. એ વેળા પ્હો ફાટવાને સ્હેજજ વાર હશે ચાર સાડા ચાર વાગ્યા હશે. ઘેરથી નીકળી રાસબિહારીને મકાને જઈ રહ્યો. બીજે દિવસે

સ્હવારે કાશીથી ચાલ્યો ગયો ને તેજ સ્હવારે મારા ઘરની જડતી પણ લેવાઇ. મારા ઘરની સામેજ એક જાસુસ રહેતો હતો. બધાય જાસુસોએ મારા ઘેર આવવાના સમાચાર સાંભળ્યા હતા, પરંતુ જડતી લેવા છતાં ઘરમાં મારી હાજરી ન દેખાયાથી તેમના અચબાનો પાર ન રહ્યો ને કેટલાક તો એમજ સમજ્યા કે હું હમણાંજ નાઠો હઇશ ને તેવી સમજથી સડક પર દોડધામ પણ તેમણે કરી. પછી કલકત્તે જઇને મેં સાંભળ્યું કે "પોલિસ મને પકડવા આવી ત્યારે હું પોલિસની સામે ને સામેજ છાપરે છાપરે કુદતો નાઠો ને ગેબ થઇ ગયો ને તેઓ સૌને નજરે દેખાવા છતા તેઓ કંઇજ કરી ન શકયા."

પછી રાજપુતાનાના એક જુવાનની સાથે દિલ્હી આવ્યો. ને એક અમારામાનાજ જુવાનિયાને ત્યા મુકામ કર્યો. દિલ્હીમા જે કરવાનુ હતુ તે કરી લીધુ. એમ ઠરેલુ કે દિલ્હીમાં પિંગળેની સાથે ભેટો થશે એ વેળા હોમ મેમ્બર સર રેજીનાલ્ડ ક્રેડોક સાહેબ દિલ્હીમા નહોતા ને વળી બીજા પણ એક બે કારણોને લઇને એ વેળા દિલ્હીમા કશું કરવામાં ન આવ્યું.

એક દહાડો દિલ્હીમાં સાઇકલ પર બેસી ફરતો હતો. સાંજ પડી ગઇ હતી. રસ્તામાં ઠામઠામ લખેલું હતુ કે સાજે સાડા છ વાગે દિવા કરવા જોઇયે. મારી સાઇકલની બત્તી જરા બગડી ગયેલી હતી. હું સાઇકલ પર રોફભેર જતો હતો ને એક ગલી વળ્યો ત્યાં તો અચાનક એક બેઠ

સવાર સામેથીજ ઘોડો દપટાવતો આવતો મળ્યો, મને દેખતાંજ મારી તરફ હાથ કરીને એણે ઈશારો કર્યોઃ ઠેરો. હું તરત સાઇકલ પરથી નીચે ઉતર્યો. ઘોડેસવારે પાસે આવી પૂછ્યુંઃ બત્તી કેમ નથી સળગાવી ? ત્યારે મને માલમ પડ્યું કે બત્તી હોલવાઈ ગઇ છે. મેં કહ્યુંઃ બત્તી હમણાંજ બુઝાઇ ગઈ છે. હાથ લગાવી જુઓ. હજી ગરમ છે.”

'બત્તી સળગાવ' કહી ઇંગ્રેજે તો ઘોડો દોડાવી મૂક્યો. પણ હું કેટલી વાર સુધી તે ગર્વશાળી ઇંગ્રેજ સવારની તરફ ટગર ટગર જોઇ રહ્યો ને કહેવા લાગ્યોઃ હાયરે ! આવો દિવસ અમારે પણ ક્યારે આવશે ! ક્યારે અમેય આમ ઘોડે ચઢી ઉંચે માથે છાતી ફુલાવીને ફરીશું ?

× × ×

મિરતમાં પિંગલેને સફળતા મળે યા ન મળે. દિલ્હીમાં તો મારે કેટલુંક કામ કરવાનું હતું. એટલામાં છાપામાંજ વાંચ્યું કે મિરતની છાવણીમાં પિંગળે પકડાઈ ગયા. એજ વેળા હું પણ સજ્જડ બિમારીમાં પટકાઇ પડ્યો. લાચારીથી મારે દિલ્હીમાંથી જવું પડ્યું. એ બિમારીમાં હું લાગલાગટ ૧૪ દિવસ ખાટલે પડી રહ્યો. બીજે અઠવાડીયે તો ન્યુમોનિયાની નિશાનીઓ પણ જણાતી હતી. એ વેળા જે જુવાનો એ મારી માવજત કરી હતી તેઓની મ્હેનત મને જીંદગી સુધી વીસરાવાની નથી. મારામાં ઉઠવા બેસવાની પણ તાકાત નહોતી. ને એજ જુવાનિયાઓ મારૂં મેલું પણ સાફ કરતા.

પેલી તરફ પંજાબમાં લાહોર કાવતરાં કેસની સુનાવણી

શરૂ થઈ. લાહોરના કેસને લગતી અનેક વિગતો જાણવા લાયક છે. પરંતુ મારે એ વિષે કંઇ ઝાઝું જણાવવાનું નથી.

પરંતુ એ પ્રસંગમાં એટલી બાબત ધ્યાનમાં લેવા લાયક છે કે સો પકડાયા તેમાંથી ૧૦ જણાએ તો પોતાનો ધર્મ તોડયો અને બીજા ઘણાકને પકડાવવામા પોતે કારણ ભૂત થયા. આ બધા દ્રોહીઓના વિષે દેશમાં જાતજાતની ટીકાઓ થઇ તે જોતાં પણ લાગ્યું કે ઘણાખરા માણસોએ એ કાવતરાં સબંધે બહુ હલકી ગણતરી ને નીચું મત બાંધ્યા છે. પણ એક વાત યાદ રાખવી ઘટે કે ઇસુ ખ્રિસ્તના શિષ્યોમાથી પણ આવુંજ વિશ્વાસઘાતકતાનું દ્રષ્ટાંત નીકળી આવ્યું છે ખ્રિસ્ત જેવા મહાપુરૂષના સમાગમમા આવવા છતા પણ માણસ આટલી નીચી કોટિએ જઈ શકે છે તો પછી બીજે સ્થળે તો એવુ અધપતન નજરે * પડે એમાં શીજ નવાઈ હોય!

---

* નાગપુરના રાષ્ટ્રીય વાવટાના સત્યાગ્રહમાં પણ ૧૭૬૪ સ્વયં-સેવકોમાંથી અસો કરતાં વધુ માફી માગીને છૂટી આવ્યા હતા તેમ સાથે એ પણ ભૂલવુ ન ઘટે કે આ બધા સેવકોને તો સારો દેશ એકકે અવાજે ઉત્સાહ ધન્યવાદ દેતો હતો ચોમેરથી પ્રશસાનો ધોધમાર વરસતો હતો એમના સગાં સબંધીઓ એમના આ શૂરાતન માટે ગૌરવ લેતા હતા એટલે સુધી કે સ્ત્રીઓ અને બ્હેનો એ યુદ્ધક્ષેત્રમાં હાજર હતી ને જેલમા સાથે જવા સુધી તૈયાર હતી બીજી બાજુ આ સેવકો અણનમ રહે તો બદલામાં તેમને કેવળ બે યા ત્રણ મહિનાની સાદી યા સખત સજા થતી કાવતરાં કેસના અપરાધીયો સંબધે આથી ઉલટુંજ હતુ એટલુ દહેવુજ જોઇયે કે હિન્દવાસીઓનો બરડો હજુ ભારે નબળો

મને તો લાગે છે કે ખળવાનું કામ જેમ જેમ આગળ વધતું જશે તેમ તેમ આ વિશ્વાસઘાતીઓનું પ્રમાણ પણ વધતુંજ જશે. આ બધા કાવતરાં કેસોમાં જેમ એક તરફ વિશ્વાસઘાતનો દાખલો મળી આવે છે તેમ બીજી બાજુ શૂરાતનની સાચી પિછાન પણ થયા વિના નથી રહેતી. લાહોર કેસની માત્ર એજ વાત હું વાંચકો સમક્ષ રજુ કરીશ.

અદાલતમાં કેસ ચાલતાં જવાલાસિંહ નામના શીખે તોહુમતદારોની પિછાન સંબંધે એક નિવેદન રજુ કર્યું. માત્ર આજ ગુન્હા સારૂ જેલ સુપ્રિ૦ એ તેને ૩૦ નેતરના ફટકાની સજા કરી. ને છતાં પંજાબ જેવા પ્રાંતમાંથી પણ આ વાતનો કશો વિરોધ ન થયો. કરતારસિંહે મુકદ્દમો ચાલતાં અદાલતમાં બધીજ વાતો કબુલી લીધી. પણ ગોરા જજે પહેલે દિવસે તો એની કોઇ પણ વાતની નોંધ ન લીધી. એણે કરતારસિંહને સમજાવી સમજાવીને કહ્યું કે આવી કબુલાત આપવાથી તારો પક્ષ માર્યો જાય છે ને તને ભારે નુકસાન થાય છે. એમ છતાં કર્તારસિંહે પોતાનો મત ન બદલ્યો ને બધાજ કાવતરાની તમામ જવાબદારી પોતાને માથે લઇ લીધી. અકળાઇને જજે કહ્યું કરતારસિંહ, આજે મેં તારૂં કહેવું કશું નથી લક્ષમાં લીધું, તને હજુ

---

છે ને તેઓ ગરદન સીધી કરીને ખડા રહેવાનું નથી સમજતા આંધ્યાત્મિકતાની ગમે એટલી ડીંગો તે હાંકે તેથી શું થયું? વાસ્તવ પરિસ્થિતિ સિદ્ધ કરે છે કે ચારિત્ર્યબળમાં દુનિયાની બીજી સ્વતંત્ર પ્રજાઓ તેનાથી ચઢીજ જાય છે

એક દિવસ વધારે આપું છું. સારી પેઠે વિચાર કરીને કાલે જે કહેવું હોય તે કહેજે. બીજે દિવસે પણ કરતારસિંહે પોતાને માથેજ બધી જવાબદારી લઈ લીધી. એનું શાન્ત શૂરાતન જોઈ સર્વ મુગ્ધ બન્યા. ભારતના વિપ્લવ યુગને પણ કરતારસિંહે ચિરસ્મરણીય બનાવી દીધો.

આ કાવતરા કેસમાં લાહોરના ડી૦ એ૦ વી૦ કોલેજના નામાંકિત પ્રોફેસર ભાઈ પરમાનંદજી પણ પકડાઈ ગયા અને અંતે એમને પણ જીવનભર કાળા પાણીની સજા થઇ. લાહોર જેલમાં તેઓ કરતારસિંહની પાસેનીજ કોટડીમાં હતા. એ વેળા લગભગ બધાજ રાજદ્વારી અપરાધીને એકજ બરાખમાં ગોંધી રાખતા. રાતના તેઓ સૌ પોતપોતાની કોટડીમાં બેઠા બેઠા એક બીજાની સાથે ગપ્પાંસપ્પાં મારતા. કહે છે કે એક દહાડો ભાઈ પરમાનંદે કરતારસિંહને કહ્યું, "જો ભાઈ, મને પહેલેથી માલુમ હોત કે મારી પણ આવીજ અવદશા થવ ની છે તો હું પણ તમારા કામકાજમાં સામેલ થઇ પૂરેપૂરી ખંતથી મહેનત કરત." ભાઈ પરમાનંદની એક બાજુ કરતારસિંહ હતો ને બીજી બાજુની કોટડીમાં બીજો એક શીખ હતો. એ હજુય જીવે છે ને એનીજ પાસેથી મેં આ વાત આંદામાનમાં સાંભળેલી.

→※═══※←

## (૪)

## દિલ્હીમાં

### પ્રતાપની વાત

રાજપુતાનાના જે જુવાનની સાથે હું દિલ્હી ગયેલો એનું નામ પ્રતાપસિંહ હતું. એ રાજપૂત નહિ પણ ચારણવંશનો હતો. ચારણ લોકો ક્ષત્રિય નથી, એટલે એઓ સિંહ નહિ પણ દાન કહેવાતા. પરંતુ પ્રતાપના પિતા સરદાર કેસરીસિંહજીએ પોતાના નામની સાથે સિંહ શબ્દ લગાડી લીધો હતો ને તેઓ કહેતા, "અમે તો હવે ક્ષત્રિય ધર્મ અખત્યાર કર્યો છે કેમકે અત્યારે દેશમાં ક્ષત્રિયોનોજ દુકાળ છે." તેઓ ઉદેપુરના રાણાના ખાસ પ્રીતિપાત્ર હતા અને હવે મને બરાબર યાદ નથી પણ તેઓ કે તેમના બાપ, ઉદેપુરના મંત્રી થવા પણ ભાગ્યશાળી નીવડેલા. તેઓ રાજપુતાનામા કોટામા જાગીરદાર હતા.

એક દિવસ એવો હતો જ્યારે રાજપૂતાના વીરોનુ લીલા ક્ષેત્ર મનાતું. એક વેળા એજ મુલકમા ભીષ્મ જેવા ભડવીરો પાકેલા. બંગાળની કલ્પનાદષ્ટિમાં હજુ કદાચ આજે પણ રાજપૂતાના એ પુરાતન કાળની શૂરવીરતા ને ઉદારતાની મૂર્તિ રૂપે દીસે છે, પરન્તુ આજે એ જૂનો ને ગરવો રાજપૂતાના

હવે રહ્યો નથી. તોયે રાજપુતાના આજે છેક પડેલું હોવા છતાં પણ એ જુના જમાનાના સંસ્કાર આજે પણ રાજપૂતાનાવાસીઓના હૈયામાં છે એમ પ્રતાપના કુટુંબની કહાણી જોઇ મારા અંતરમાં આપોઆપ લાગી આવે છે ને સૌને પણ લાગશે.

એ કુટુમ્બ રાજપૂતાનાના ગણ્યા ગાંઠ્યા માલદાર જમીનદારોમાં ગણાતું પરંતુ સ્વદેશપ્રીતિ અને તીખી તેજસ્વીતાને કારણે એને પોતાના ઘરબાર ને સૌ કંઇ ગુમાવવુ પડયું.

સૌથી પહેલા તો દિલ્હી કાવતરાં કેસના સંબધમાં પ્રતાપ ને એનો બનેવી પકડાયા પરતુ એમની વિરૂદ્ધ કોઈ ખાસ પુરાવાઓ ન મળ્યા એટલે તે વેળા તો એમનો છુટકારો થઇ ગયો. એ પછી થોડાજ દિવસમાં કોટામાંજ એક બીજા રાજદ્વારી કાવતરામાં પ્રતાપના પિતા સરદાર કેસરીસિંહજીને જીંદગીભર કાળાપાણીની સજા થઇ અને પ્રતાપના એક સગા કાકાના નામ પર પણ વારંટ નીકળ્યું. જો કે તેઓ હજુ સુધી પણ બનતાં સુધી પકડાયાજ નથી. કેસરીસિંહજીની તબીયત બરાબર ન રહેવાથી એમને કાળા પાણી ન મોકલ્યા ને દેશની જેલોમાંજ રહેવું પડયું.*

એ કેસને પરિણામે સરદાર કેસરીસિંહ અને તેમના નાના ભાઇની બધી મિલક્ત તો જપ્ત થઇજ પણ એમના ભાઈ જે રાજનીતિને ઓળે પણ નહોતા ઉભા રહેતા તેમની

* પછી ઘણું કરી ૧૯૨૦ મા એમના ભાઈના નામનુ વારંટ પણ ખેંચી લેવાયુ.

પણ બધીય મિલ્કત જપ્ત થઈ ગઈ. એ પ્રમાણે તેઓ માલ મિલ્કતવાળા જાગીરદાર મટી એકદમ રસ્તાના ભિખારી બની ગયા. આવો દુઃખનો ઘા ન સહેવાવાથી એક વાર તો કેસરીસિંહજીએ આપઘાતનો પ્રયાસ પણ કરેલો. વળી પ્રતાપની માએ પણ આપઘાતનો પ્રયાસ કર્યાનું જાણ્યું છે. પણ તે તો એમ કરતાં પકડાઇ ગઇ. તે બિચારીના તો દુઃખની કશી સિમાજ નહોતી. આજે એક સગાંને ત્યાં જાય તો કાલે બીજાનેજ ત્યાં જઈ મહેમાન થાય. છેવટે તે પોતાના બાપને ત્યાં જઈ જેમ તેમ જીવન વીતાડવા લાગી. પણ પ્રતાપના મામાની હાલત પણ કંઇ બહુ સારી તો નહોતીજ. જ્યારે વિધાતા કોઈના પર ઉલટી પડે છે ત્યારે એની ક્રૂરતા આગળ દુનિયાની કરડામાં કરડી ક્રૂરતા પણ ઝાંખ મારી જાય છે. ને એ જેને વીર બનાવી ખરો કરે છે તેના વીરત્વ આગળ બીજાઓની કીર્તિ ઝાંખી પડે છે. એટલે આવી આફતમાં પડવા છતાં પણ પ્રતાપસિંહ બળવા મંડળમાં કામ તો કરતોજ રહ્યો.

કામ કરવાની પણ રીત હોય છે. કેવળ ફરજ સમજીને કામ કરવું એ એક વાત છે ને તેજ કામ આનંદભેર કરવું ને તેમાંથીજ આનંદ મેળવવો એ જુદી વાત છે. મારૂં માનવું છે કે કામ કરવું તે આનંદભેર, હરખથી, ઉમંગથી કરવું એજ સાચી ફરજ છે. અર્થાત જેવું કામ કરવાથી મનમાં કોઈ જાતનો પસ્તાવો પરિતાપ ન થાય, જે કામ કરવાથી મન-પ્રાણમાં સહેજ પણ ગ્લાનિનું વાદળું

ન ફરકે અને સાથે આનંદજ અંતરમાં પ્રગટી નીકળે તેવું કામ કરવું એજ મારે મતે માનવીનું કર્તવ્ય છે. ' માત્ર શુષ્ક કર્તવ્ય બુદ્ધિથી પ્રેરાઇને જે કામ કરવામાં આવે છે, જે કરતાં એને હરખ નથી થતો, પણ કદાચ કંઇક કલેશજ થાય છે, તે કામ કરવું માનવી માટે ઠીક નથી. એ વેળા તો એમજ માનવું ઘટે કે, આ, બીનઅધિકારનું કામ હાથ ધરેલું, અર્થાત્ શરમને ખાતર લોકનિંદાના ભયથી કર્તવ્ય કરવામાં સાથ દેવો એ એક વાત છે ને કર્તવ્ય કરવામાથીજ આનંદ મેળવી લેવો એ બીજી વાત છે. પ્રતાપે, પોતાના કુટુંબની બુરી હાલત વેઠ્યા પણ આ બળવા કાર્યમાં, જે ભાગ લીધો તેથી એના દિલમાં કોઇ જાતની ગ્લાનિ તો નજ હતી. ઉલટું આફતની બિહામણી ને કારમી મૂર્તિ આંખો સામે ખડી ને ખડી દેખાતી હોવા છતાં એ પિતાના સોંપેલા ને તેમને અતિ પ્રિય એવા કામમા પોતાનું દિલ લગાવી શક્યો અને તેથી તેને પોતાને ખુબ આનંદ થયો હતો ને છાતી ગર્વે ગજ ગજ ફુલતી હતી.

એવા તો ઘણાય માણસ માલમ હતા જે કર્તવ્યને ખાતર અથવા મિત્રાચારી નિભાવવા ખાતર બળવામા ભાગ લેતા, પરંતુ તેથી તેમના કાર્યમા જોઇયે તેવો ઉત્સાહ જણાતો ન હતો ને તેઓ હમેશા કરમાયલે ચહેરેજ ફરતા એવી લાગણી જોઇયે એટલે અમે તેને ઝાઝો વખત એવી વિડંબણા ભોગવવા ન દેતા અને બનતી ઉતાવળે, તુરતજ જાહેર રીતે તેમને આનંદ ભોગવવાની વ્યવસ્થા

કરી આપતા ને પરિણામે એ છૂટકારો તેમને શાંતિદાયક થઈ પડતો. પણ જ્યાં જ્યાં એવું ન કરેલું, જ્યાં જ્યાં કુદરતની વિરૂદ્ધ આચરણ થયું છે ત્યાં ત્યાં કુદરતે પોતાનું વેર સારી પેઠે લીધું છે. પ્રતાપ કંઈ જેમ તેમ, માત્ર ફરજ સમજીને કામ નહોતો કરતો. એના જેવા જુવાન મેં બીજા દીઠા છે. માત્ર એ પોતેજ આનંદમાં રહેતો, એટલું નહિ પણ એની સાથમાં જે રહેતા તે સૌ પણ આનંદ અનુભવતા.

ને છતાં પ્રતાપનું મન માતાપિતા માટે અધીરું ન બનતું એમ ન માનવું. મારું તો માનવું છે કે જેનું મન માબાપના પ્રત્યે એવી લાગણી ન અનુભવે તેનો વિશ્વાસ કરવો ઠીક ન ગણાય. માયાનો એકદમ અભાવજ હોવો એ એક વાત છે, ને માયામા ન લપટાવું તે બીજી વાત છે. એટલે પ્રતાપને જ્યારે હું વ્યથા ભોગવતો દેખતો ત્યારે મારો આત્મા પણ ખૂબ દુઃખી થતો. પરંતુ કાર્યક્ષેત્રમાં પ્રતાપ કોઈથી ઉતરતો નથી એમ પણ જ્યારે નજરે પડતું ત્યારે પાછો એટલો આનંદ થતો કે દુખ તો ક્યાય દબાઈ જતું.

ભલાણુરાનું જોડકુ પ્રતાપના અંતકરણમા છેક છેલ્લી અવસ્થા સુધી લદ્યુ હતું. પ્રતાપ પકડાયા પછી પોલિસે ઘણા દિવસો ખૂબ ખૂબ લાલચો બતાવીને બધી છૂપી માહિતી આપી દેવાને માટે તેને ખૂબ કસી જોયો. પોલિસ પ્રતાપને કહેતી કે બધી વાતો કહી દે તો માત્ર તનેજ નહિ, પણ તારા બાપનેય છોડી દઈશું; વળી તારા કાકા પરથી પણ કેસ પાછો ખેંચી લઇશું. તથા માલમિલ્કત પાછી

આપીશું ને વળી ઉપરથી કંઈક ઇનામ પણ આપીશું. (તારી મા કેવું કેવું કષ્ટ વેઠી રહી છે, ને વળી તને સજા થવાથી પાછી તે કેવી કેવી મુશીબતમાં આવી પડશે અને આવા જખમો તેને સહેવા કેટલી મુશીબત પડશે) તે બધું વર્ણન પોલિસ પોતાની ચતુરાઇથી મીઠું મરચું ભભરાવી સારી પેઠે કરતી. વળી પોલિસની વાતો છેક નાપાયદાર પણ નહોતીજ.

પહેલાં પહેલાં તો એ પોલિસની સાથે બહુ વાત પણ ન કરતો. પણ પાછળથી એની સાથે વાતો કરવાનું થોડું થોડું પ્રતાપને ગમવા લાગ્યું. એક દહાડો પોલિસવાળાએ સાથે પ્રતાપને લગભગ ત્રણ ચાર કલાક સુધી વાતચીત ચાલી. અમે સૌ પાસેની કોટડીમા બેઠા બેઠા સાસ થોભાવી ઉંચે મને સાભળી રહ્યા હતા. મનમાં ભારે શક જતો હતો કે હાય! શું પ્રતાપ ફુટી જશે! પછી મુકદ્દમો શરૂ થયા પછી જ્યારે અમને સર્વને આખો દહાડો ભેગા રહેવાનો સુયોગ મળ્યો ત્યારે ખબર પડી કે ખરેખર, પ્રતાપનું મન બહુજ ચળી ગયું હતુ, એટલે સુધી કે એક દહાડો તો પ્રતાપે પોલિસને કહી પણ દીધેલુ કે ઠીક, હવે એક દહાડો બધી વાતનો ચોકસ વિચાર કરી લઉં ને પછી કહેવાય એવું હોય તો બધું કહી દઉં. પણ પછી બીજે દહાડે જ્યારે પોલિસવાળા મળવા આવ્યા ત્યારે પોલિસને પ્રતાપે કહ્યું-જુઓ, મેં ઘણો ઘણો વિચાર કરી જોયો છે ને આખરે નક્કી કર્યું છે કે મ્હારૂંય કહેવું નહિ કારણ દેખીતુ છે. અત્યારે તો ફક્ત મારીજ મા દુ ખ ભોગવી રહી છે. પણ જો હું

બધીજ ગુપ્ત વાતો ફોડી દઉં તો મારી માતાની પેઠે બીજી કેટલીય માતાઓ આફતના અંધકૂપમાં હડસેલાય. એકને બદલે અનેક જનેતાઓમાં હાહાકાર ફેલાઈ જાય.......મન એક વાર નીચે પડ્યા પછી તેને પાછું ઉપર લાવવું કેટલું અઘરૂં છે તે સમજુ માણસો સહેજે કલ્પી શકશે.

કોણ જાણે, આજે હિન્દમાં કેટલાક એવા બાપ હશે જે સરદાર કેસરીસિંહની પેઠે જાણી બુઝીને અને સમજી વિચારીને પોતાને અને પોતાના સંતાનને આ પ્રકારે દેશના કાર્યમાં બલિદાન તરીકે હોમી દે? હિન્દનું દુર્ભાગ્ય છે કે પ્રતાપ જેવો જુવાન આજ આ દુનિયામાં નથી. બરેલીની જેલમાં ઇગ્રેજોનો જુલમ વેઠતાં વેઠતાં એનો નશ્વર દેહ એ દિવ્ય આત્માને ટકાવી ન શક્યો. એજ પ્રતાપની સાથે હું દિલ્હી ગયો હતો અને કેટલાક દિવસ સુધી એકઠા રહી કામ કરવાનો અમને અવસર મળેલો. એ વેળા પ્રતાપ માંડ ૨૨ વરસનો હશે. દિલ્હીમાં અમે એ વેળા શું કામ કર્યું તે બીજેજ સ્થળે હું કહેવાનો છું.

## (૫)

## મુસલમાન બળવા મંડળની વાત

પહેલાથી કહી ચુકયો છું કે પંજાબની બળવાબાજી નિષ્ફળ જવા પછી મુસલમાન બળવા સંઘ સાથે પહેલીજ

વાર અમારા સંઘનો પરિચય થાય છે. એ વેળા દિલ્હીમાં રહેતી વેળા આ બળવામંડળની સાથે એમને અમારો પરિચય તો. નિકટ સંબંધ વધારવાનો ખાસ અવકાશ મળ્યો હતો.

આ મુસલમાન બળવા મંડળના વિષયમાં આપણા હિન્દી દેશવાસીઓને ઝાઝી ખબર નથી. કેમકે એનું કામ કાજ ખુલ્લી રીતે કંઈજ બહાર આવ્યું નથી. ગઇ તુર્કો-ઇટાલિયન લડાઈના પ્રખતથીજ હિંદમાં એ બળવા મંડળનાં બીજ રોપાયાં. એ વેળા લગભગ ઈ. સ. ૧૯૧૧માં હિંદના મુસલમાનોએ ઘાયલોની માવજત કરવાને તુર્કીમાં એક માવજત મંડળ—મેડીકલ મીશન મોકલ્યું. એમાં વિશેષ કરી મુસલમાનોજ હતા. પંજાબના જમીનદાર પત્રના સંપાદક શ્રીયુત ઝફરઅલીખાં પણ એ મંડળમાં હતાજ.

આ માવજત મંડળનો તુર્કીના સુલ્તાન તેમજ બીજા સ્વદેશપ્રેમી મુસ્લીમ સેનાપતિઓ અને રાજકારભારીઓએ સરસ આદરસત્કાર કર્યો. મારો એક મુસ્લીમ મિત્ર તો મને કહેતો હતો કે એવું અજબ સન્માન મળવાથી મારૂં તો "માથુંજ સળગી ગયું." હિંદમાં જેને વિદેશીઓની લાત ખાવી પડતી હતી તેને તુર્કીમાં રાજાના અતિથિ તરીકે દરબારી સન્માન સાથે તુર્કીમાં ફરવાનો અવસર મળ્યો પછી તેનું માથું ગરમાગરમ થઇ ઉઠે તેમાં નવાઇજ શી?

હિંદની આબોહવામાં રહેવાથી એટલાં દિવસ સુધી

મુસલમાન સમાજમાં કોઈ જાતની ચેતનાનાં લક્ષણું દેખાતાં નહોતાં, પરંતુ એજ મુસલમીનોએ જ્યારે તુર્કીની સ્વતંત્ર હવાનો સ્વાદ ચાખ્યો ત્યારે તેમણે જોયું કે આજે પણ અમારાજ સ્વધર્મવાળા માણસો, આવા યુરોપ જેવા ગોરાઓના ખંડમાં પણ પોતાની સ્વતંત્રતા બરાબર ટકાવી રહ્યા છે અને એવા એક સ્વતંત્ર ને સ્વધર્મી રાજ્યના સૌ સ્વતંત્ર રહીશોએ જ્યારે ભારતના મુસલમાનોનો સત્કાર કર્યો ત્યારે એમની જમાનાઓની મોહનિદ્રા પળવારમાં ઉડી ગઈ અને તેમણે પોત પારખ્યું. તુર્કો—ઈટાલીયન લડાઈને પરિણામે હિન્દના મુસ્લીમ સમાજમાં સાધારણ રૂપે એક જાગૃતિ તો દેખાતીજ હતી. કાશીમાં હું જોતો કે ધોબી, હજામો ને ગાડીવાનો પણ રોજ તુર્કીની ખબરો જાણવાને માટે કેટલાંય આતુર રહેતા. સ્વધર્મી લોકો પર આવી પડેલી આફત પ્રત્યે સહાનુભૂતિ ઉપજાવી એ તો મુસ્લીમ કોમનો અસલ-નો જ સંસ્કાર છે. આ સામાન્ય જાગૃતિ ઉપરાંત સો તુર્કીમાં મેડીકલ મિશન મોકલ્યા પછી હિન્દના મુસલમાનોમાં બળ-વાનું કામ પણ શરૂ થઇ ગયું. રાઉલૅટ રિપોર્ટમાં લખ્યું છે કે ઇંગ્રેજોએ તુર્કો—ઈટાલિયન સંગ્રામ વખતે તુર્કીને મદદ ન કરી તેથી હિંદના મુસલમાનોમાં અસંતોષની લાગણી ફેલાઈ ગઈ. પણ મારી માન્યતા મુજબ આ વાત ગલત છે. ઇંગ્રેજો તુર્કીને મદદ દેતે તોપણ મુસલમાનોની જાગૃતિ અવશ્ય થવાનીજ હતી. કેમકે મુખ્ય વાત તો એ હતી, કે બહારના આઘાતથી, બહારના સમાગમમાં આવ્યાથી એક

ભાનભૂલી કોમને પોતાની શક્તિનું ભાન થયું. ઇશ્રિલેનો એ કોમ સાથે શું સંબંધ હતો એ વાત તદ્દન જુદી છે.

ગમે તેમ પણ મેડીકલ મીશનના અનેક જુવાનો તુર્કીની સાથે સમાગમમાં આવ્યાથી વિશ્વધર્મમાં દીક્ષિત બની ગયા અને હિંદમાં આવી એમણે મુસલમાન કોમમાં બળવાના કામનો પાયો નાંખ્યો. અને તુર્કીની સરકારે આ મુસલમાનોમાંથીજ કોઈ કોઈને અથવા એમના પસંદ કરેલા કોઈક માણસને પોતાના તરફથી એલચી તરીકે નીમ્યો હતો. દેશની સામાન્ય પ્રજાને આ વાતનો કશો ઈશારો પણ નહોતો દેખાયો પણ હિંદી સરકાર આ બધી વાતોથી સારી પેઠે વાકેફ છે.

પરંતુ મુસલમાન બળવા મંડળ પહેલેથીજ બહારની મુસ્લીમ શક્તિઓ પર ઘણો મદાર રાખતું હતું. એની સર્વ આશા કલ્પના હિન્દની બહારજ મંડાયલી રહેતી. મુસ્લીમ બળવા મંડળના જે સર્જ્જન સાથે દિલ્હીમાં મારે વાતચીત થઇ હતી તેની પાસે સાંભળેલું કે આ બળવા મંડળે એ અરસામા કાબુલને ઘણીક વાર હિંદ પર હુમલો કરવાની ભલામણ કરેલી. મેં એ દિવસે એમના એ પ્રયત્નનો વિરોધ કરેલો. એણે મને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે બહારની સહાય વિના હિંદની બળવા બાજીનો દાવ કદિયે નહિ જીતાય. મેં એને એમ સમજાવવા પ્રયાસ કર્યો, કે બહારની મદદ માગવાનો અર્થ એ ન થવો જોઇએ કે બહારની કોઇ રાજશક્તિ આવીને હિંદમાં પોતાનો અખાડો

ઝમાવે. એણે મને ભાર મૂકીને કહ્યું કે કાબુલવાળાઓ હિંદમાં આવી સ્થાયીભાવે કદિ નહિ રહે—આપણને સ્વતંત્ર કરીનેજ તેઓ ચાલ્યા જશે. હિંદના ઘણાખરા મુસલમાનો આમજ માનતા આવ્યા છે.

પણ એજ મુસ્લીમોએ વચમાં વચમાં ઘણી વેળા અન્ન અને દ્રવ્યની મદદ કરી હતી. એમની સાથેની વાતચીત પરથી હું સમજ્યો છું ત્યાં સુધી મુસલમાનોનું બળવા મંડળ એકી સાથે આખા દેશમાં કામ કરી રહ્યું હતું. એ મંડળ પંજાબના સીમાડા પરથી માંડીને ઠેઠ બ્રહ્મદેશ સુધી પ્રસરી ગયેલું હતું. બીજી બાજુ અમારા બંગાળી વિપ્લવ મંડળમાં પક્ષાપક્ષીનો પાર નહોતો. પણ સારે નસીબે બંગાળાની બહાર ઉત્તર હિંદમાં અમારૂં માત્ર એકજ જૂથ હતું એટલે ત્યાં પક્ષાપક્ષીનો ખાસ અવકાશજ નહતો.

અમારામાં અને મુસલમાનોમાં એક મોટો ભેદ હતો. તે આ: અમે સ્વતંત્ર ભારતની જે રૂપમાં કલ્પના કરતા હતા, તેમાં હિંદુઓના સ્વાવલંબનની વાત તો હતી ખરી પણ એમનાજ હાથમા સત્તાની લગામ રહે એવી કશી ધારણા નહોતી. અને અમારે મુસલમાનોને અલગ રાખવાની વાત તો બાજુએ રહી, ઉલટા અમે તેમને અમારા જુથમાં ખેંચી લેવાનું કર્યા કરતા. બીજી બાજુ અમારે તેડે મુસલમાન નહોતા આવતા, કેમકે તેમને હિન્દુઓ પેઠે ભારતવર્ષ પ્રાયે પ્રેમ નહોતો. મુસલમાનોને તુર્કી મિસર, અરબસ્તાન કે ઇરાનકાબુલ તરફ જેટલુ ખેંચાણ છે તેટલું

હિંદુસ્તાન તરફ નથી । તેઓ તુર્કીના ગૌરવમાં પોતાનું જેટલુ ગૌરવ સમજે છે એટલું હિન્દીઓ—હિન્દુઓના ગૌરવમા નથી માનતા મુસલમાનોના મનમા અવિી લાગણીઓ હતી તેથીજ તેઓનુ ખિલાવ મડળ એક જૂદાજ રૂપમાં ઘડાયેલું હતું નવીન તુર્કીના આદર્શોમાથી પ્રેરણા ને ઉત્સાહ મેળવી હિંદના મુસ્લીમ ખિલાફતવાદીઓએ પણ વિશ્વ ઇસ્લામના આદર્શને ગ્રહણ કરેલો એથી એ મુસ્લીમ બળવા મડળને હિંદી બળવા મડળ કહેવુ ઠીક નથી—મુસ્લીમ બળવા મડળ કહેવુ એજ ઠીક છે અમારા એ બે બળવા મડળો શિવાય દિલ્હીમા એક બીજું પણ મડળ હતું ને બનતાં સુધી હજુ પણ છે આ મડળ ગુપ્ત કે છાનુ છુપુ નહતું. એને વિષે હવે પછીના પ્રકરણમાજ ચર્ચા કરેલી છે

(૬)

## નિષ્કલંકી મડળની કહાણી

ઇન્દ્રપ્રસ્થ, હસ્તિનાપુર અથવા દિલ્હી હિન્દના મન પર એક અજબ જેવી ભુરકી નાખે છે કાળના ચક્કરમા અનવાઈ કેટકેટલા રાજવંશો કેટલી દેશદેશાંતરની કોમોએ આવી દિલ્હીને કેવે જુદે જુદે રૂપે ઘડ્યુ, ઇન્દ્રપ્રસ્થ બીજે સ્થળે ખેંચાઈ હસ્તિનાપુર થયુ, તેમ વળી ફેરવાઇને પાછુ દિલ્હી ... કોમોના ઉત્થાન અને પતન દિલ્હીના નામ સાથે

સંકળાયલાં છે ! એમજ કહોને કે દિલ્હીનો ઇતિહાસ તે-જ હિંદ આખાનો ઇતિહાસ. હિન્દુઓનું ગૌરવમંડિત દિલ્હી વિધર્મીઓના પગ તળે કચડાઈ આર્યોની કીર્તિને લાંછન લગાડે તેવું બન્યું. પાછી એજ દિલ્હીમાં જુદે જુદે કાળે જુદી જુદી રાજશક્તિઓની કસોટી થવા માંડી. કેટલા સંગ્રામો, કેટલી આસમાની સુલ્તાનીઓ, કેટલા બખડાઓ દિલ્હીના આધુનિક ઇતિહાસને ઘડે છે. એમ દિલ્હીનો ઇતિહાસ એટલે ભારત સામ્રાજ્યનો ઇતિહાસ.

અને ક્ષત્રિવટના સંગ્રામોએ જેમ દિલ્હીના ઇતિહાસને ઘડયો છે તેજ મુજબ દિલ્હીમા અનેક સાધુ ભગતોના સંપ્રદાયો પણ નીપજ્યા છે. મુસલમાનોના સત્તાધીશપણા હેઠળ દિલ્હીની પાસેમાંજ સતનામી સપ્રદાય નીપજ્યો હતો, તેમ આ ઇંગ્રેજોની હકુમત હેઠળ દિલ્હીમા નિષ્કલંકી સંપ્રદાયનો આવિર્ભાવ થયો છે. સતનામી સંપ્રદાયની પેઠેજ એ પંથ પણ છે બહુ નાનો. લગભગ ૩૦ વરસથી દિલ્હીમાં ચાલે છે. આ ત્રીસ વરસ એઓ હિંદની સ્વતંત્રતા માટે આખી પૃથ્વી પર સતયુગ ઉતારવા ભગવાનની પાસે નિત્ય પ્રાર્થના કરતા રહ્યા છે. તેમનું માનવું છે કે કળજુગ પૂરો થયો છે ને દશમો અવતાર થવાનો વખત ભરાઈ ગયો છે. આજકાલ તો એ લોકો એ વાતનો પ્રચાર કરે છે કે કલ્કિ દેવ જન્મ્યા પણ છે ને હવે ટુંકમાજ પ્રગટ થશે. પણ આ ટુંકમાનો અર્થ શું છે—ટુંકમાં એટલે નક્કી કેટલા દિવસમાં તે એ લોકો નથી કહી શકતા. એ લોકો કહે છે કે જ્યારે ભગવાને રામચંદ્ર રૂપે અવતાર

લીધો ત્યારે રામ શ્રી ભગવાનજ છે એમ માત્ર ચાર ઋષિ ઓ જાણતા હતા. બીજું કોઇ જાણતું નહતું, ને એ વાત માનતું પણ નહતું. એજ મુજબ વર્તમાનકાળમાં પણ એવા ઝાઝા માણસો નથી જે ઇશ્વરનો અવતાર થયો છે એ જાણતા હોય. આ લોકો કહે છે કે ચાલુ યુગમાં હિન્દમાં અનેક મહાપુરૂષો જન્મ્યા છે તેમાંના ઘણાક પોતાનઃ અસલ રૂપને જાણતા નથી. જે દિવસે એ મહાપુરૂષોના સમ્રાટ પોતાનું પ્રાગટ્ય જાહેર કરશે તેજ દિવસે એ સૌ પોતાની શક્તિ સમજશે, પોતાના આગલા અવતાર વિષે પણ જાણી શકશે. એ મહાપુરૂષમાં કેટલાક તો બહુ સમર્થ છે ને કેટલાક તો વળી પોતાનેજ ઈશ્વરનો અવતાર માને છે.

વધુમાં આ લોકોનું કહેવું એવું છે કે આ વેળા ભગવાને બ્રાહ્મણને ઘેર જન્મ લીધો છે તેથી તેઓ સૌને પૂજવા લાયક બનશે. બીજા જમાનાઓમાં ક્ષત્રિય આદિ કોમોમાં અવતાર લીધેલો તેથી સ્વયં ઈશ્વર હોવા છતાં એમને બ્રાહ્મણોને પગે પડવું પડતું. આ વેળા તેઓ બ્રાહ્મણના ઘરમાં જન્મ લઈ સૌની પૂજા ગ્રહણ કરશે અને બ્રાહ્મણના ઘરમા જન્મ લેવાથી આ યુગમાં પણ એમનું આચરણ એવું રહેશે કે આખી દુનિયાભરમાંથી કોઈ પણ તેમના કોઇ કૃત્ય સામે આંગળી ઉંચી નહિ કરી શકે. બીજા અવતારો તરીકે એમનાં કર્તવ્યમાં કંઈક કંઈક દોષો બતાવી શકાય એવું રહેલું ખરૂં, પણ આ વેળા તો તેમનું ચારિત્ર્ય કેવળ નિષ્કલંકજ રહેશે. એ લોકો માને છે કે કલ્કિ દેવ તલવારધારી હોવા છતાં પણ કોઇની

સામે હથિયાર ઉગામશે નહિ. એ લોકો કહે છે કે હિન્દની સ્વતંત્રતા મેળવવા આ વેળા હિંદુઓને હથિયાર ઉપાડવા નહિ પડે; કેમકે ભારતના જે દુશ્મનો છે, જેઓ પાપી છે, જેમનો સ્વભાવ લુચ્ચાઈ વગેરે રાક્ષસી ભાવનાઓથી ભરપૂર છે તેઓ સૌ મંહોમાંહે કાપાકાપી કરી મરી જશે ને તેમાંથી જેઓ બચશે તેઓ રોગ મહામારી કે દુકાળમાં હણાઈ જશે. આ રીતે આ વેળા પૃથ્વી પાપભારથી મુક્ત થશે અને માત્ર સત્ પ્રકૃતિવાળા પુરૂષોજ બચશે ને પૃથ્વી પર સત્યયુગનો આવિર્ભાવ થશે. તેઓ કહે છે કે સત્યયુગનો આરંભ થઈ ચૂક્યો છે ને થોડાજ વરસોમાં દુનિયામાંથી પાપ સમૂળું નાશ પામશે.

એમની સાધનાની રીત એવી હતી કે લાગલાગટ કલ્કિ દેવના નામનો જપ જપવો અને હિંદ તથા દુનિયા આખીના કલ્યાણ માટે ભેગા મળી તથા છૂટક છૂટક પણ રોજ પ્રાર્થના કરવી. એઓ કહે છે કે ઇશ્વરજ આખી દુનિયાનો એક માત્ર કર્તા ને નિયંતા છે અને તેને સંભારવો તથા તેનું ધ્યાન ધરવું એજ અમારૂં માત્ર કામ છે. બધાયે સંસારી કામો કરતાં કરતા પણ હિંદની સ્વતંત્રતા તથા હિંદના કલ્યાણને માટે આવી પ્રાર્થના કરવા શિવાય બીજું કશું એ લોકો નહોતા કરતા. તેમ તેઓ કંઈ સંન્યાસી પણ નહતા. તેમના બધા સિદ્ધાંતો બળવાખોરોના જેવાજ; તેમ અમ બળવાખોરો પર તેમનો વિશ્વાસ પણ ઘણો; પરંતુ કાર્યક્ષેત્રમાં તેઓ દુનિયાના બધા વહેવારમાં મશગુલ રહી હિન્દના

ઉદ્ધાર માટે ફક્ત પ્રાર્થના શિવાય બીજું કશું ન કરતા—ન કરવાની જરૂર ધારતા.

એમનામાં ખરેખર કોઇ માનસિક કે ચારિત્રની નબળાઈ હતી કે નહિ તે હું નથી કહી શકતો, કેમકે એમની સાથે ભળવા હળવાનો જોઇયે તેવો અવસર મને મળ્યો નથી. આ વેળા દિલ્હીમાં હું આવ્યો તે પૂર્વે ઘણા લાંબા ગાળા પર મેં એ લોકો વિષે વાતો સાંભળેલી પણ એમને કોઇને જોયા નહોતા તેમ પિછાન પણ નહોતી.

આ વેળા દિલ્હીમાં રહ્યો ત્યારે એમના આગેવાન સાથે બે ત્રણ દિવસ વાતો કરવાની તક સાંપડી. એ આગેવાનને સૌ બાલમુકુન્દજી ઉરફે હનુમાનજી કહેતા. સાંભળેલું કે એ અવારનવાર શહેરની જાહેર સડક પર પોકારી ઉઠતા કે 'ભગવાન કલ્કિદેવ જન્મી ચૂક્યા છે. પાપીઓ સાવધ બનો, સૌ લોકો ઇશ્વરના નામનો જપ કરો અને પૂરેપૂરી સરળતાથી તેને શરણે જાવ. આ વેળા પાપીઓને માટે બીજો કંઈ આરો નથી. વખત છે એટલામાં સાવધ બની જાવ અને પાછલાં પાપો માટે ભગવાનના અવતારનું શરણ શોધો—વગેરે વગેરે.

પ્રતાપની સાથે આ વેળા દિલ્હીમાં રહેતાં મેં આજ બાલમુકુંદજી સાથે વાતચીત કરી હતી. એ બિચારા સાદા સીધા બામણભટ હતા. ન લખતા આવડે, ન વાંચતા આવડે. જાતેજ રાંધે ને વાસણ પણ માંજી લે. એમના મંડળના બધા માણસોની એમના પર શ્રદ્ધા ઘણી. વળી

જમનાતટે વારેવારે અનેક સંન્યાસીઓ આવી લાગતા, એ બધા સંન્યાસીઓમાથી પણ ઘણા આ લોકો પાસે આવતા જતા. આ મંડળમા મધ્યમ વર્ગના કે ભણેલા ગણેલા જૂજ-બાજ હશે. મોટે ભાગે ઇગ્રેજી ન ભણે એવા ને ખાસ ગૌહ-ત્યાના કટ્ટા વિરોધીઓથી આ પંથ ભરચક હતો.

નેતા બાલમુકુંદજી હવે તો મરણ પામ્યા છે. અને હવે તો એમ લાગે છે કે ૫–૬ વરસથી વચલા વર્ગના ઇગ્રેજી ભણેલા લોકો પણ ધીમે ધીમે આ વર્ગમા ભળવા લાગ્યા છે.

આવી અવતાર જનમવાની વાત આ નિષ્કલંકીઓના મંડળ શિવાય બીજા પણ અનેક માણસો પાસેથી સાભળી છે. હું જેલથી પાછો ફર્યો તે પછી ગોરખપુરમાં મારા મામાજી પાસે એક સાધુ આવેલો તે પણ આ નિષ્ક-લંકીઓ પેઠેજ જાતજાતની વાતો કહી ગયો હતો ગયા યુરોપી મહાયુદ્ધમા જ્યારે અમેરિકા જર્મની વિરૂદ્ધ ઇગ્રેજોના પક્ષમાં ભળ્યું નહોતું તે વેળા આ સાધુ આવી મારા મામાજી તથા મોળાઈ ભાઇઓ પાસે એવુ ભવિષ્ય ભાખી ગયેલો કે ઇગ્રેજો આખરે જીતશે. આદામાનમાં રહેતો હતો ત્યારેજ આ વાત મને કાગળ દ્વારા મળેલી ને તે કાગળ પણ હજુ મારી પાસે છે. કલકત્તા હાઇકોર્ટના ભૂતપૂર્વ વકીલ અને 'બ્રહ્મવિદ ઋષિઓ અને બ્રહ્મવિદ્યા' નામના ગ્રંથના લેખક શ્રી તારાકિશોર શર્મા મહાશય પણ આ અવતારની વાતનો ઘણા દિવસથી પ્રચાર કરે છે. યુગાંતરના તંત્રી ઉ-પેન્દ્રબાબુને પણ ઘણાક સાધુઓએ આ વાત કહેલી. આ

બધી વાતોની વિગતો પૂરેપૂરી મળતી આવતી નહતી પરંતુ સૌનો સારાંશ તો લગભગ એક સરખોજ હતો.

## (૭)
## દિલ્હીના બળવા મંડળનું પુનઃઘડતર

દિલ્હીના મંડળના બે મુખ્ય કાર્યકર્તાઓ શ્રી અવધવિહારી અને શ્રીયુત અમીરચંદ ઉત્તર હિંદના બીજા બળવાવીરોથી ઘણે અંશે ચઢીયાતા હતા. એમના સ્વભાવમાજ ધર્મભાવના વધારે પ્રબળ હતી. ધર્મ અને કર્મ એનો આવો ભેળો સમાવેશ હિંદના જૂજ જ બળવાવીરોના સ્વભાવમાં નજરે પડયો છે. અવધવિહારીની ઉમ્મર ફક્ત ૨૨-૨૪ વરસની હતી, ત્યારથીજ અથવા તેથી યે પૂર્વે તેણે બળવા મંડળમાં સાથ દીધેલો. એટલી ઉંમરમા પણ એનામા જે ધર્મપ્રેમ જોયો તે પરથી કહેવુંજ પડે કે એ તો માત્ર સંસ્કારજન્યજ હોય. એક ઉર્દૂ કવિતા એમને બહુ વ્હાલી હતી ને વારેવારે તેને એ લલકાર્યા કરે. એ કવિતા ભારે સુન્દર છે ને તેથી અહિ ઉતારૂં છુ.

> એહસાન નાખુદાકા ઉઠાયે મેરી બલા
> કિશ્તી ખુદા પર છોડદું લંગરકો તોડદું.

અર્થઃ કોઈ પણ ખલાસીનો ઉપકાર મારે લેવાની શી

જરૂર છે ? હું તો હોડલી ખુદાના વિશ્વાસ પર મૂકીશ ને લંગર તોડી નાખીશ.

ખરેખર એજ પ્રમાણે હ્રદયમા અગાધ શ્રદ્ધા રાખી અવધવિહારીએ પોતાની જીવનનૌકા પાર વિનાના પારાવાર - મહાસાગરમા છોડી દીધી હતી.

અવધવિહારી કરતાં અમીરચંદ વીસ વર્ષે મોટા. અમીરચંદ શિક્ષકનું કામ કરતા ને બચપણથીજ અવધવિહારી અમીરચંદની પાસે પહેલાં નિશાળીયા રૂપે, પછી શિષ્ય રૂપે ને મિત્ર રૂપે રહેલા ને એમ ને એમ એની સોબતમા મોટા થયેલા. આ અમીરચંદ વળી સ્વામી રામતીર્થના ખાસ શિષ્ય ને ભકત હતા. એમને સ્વામીજી સાથે સીધી ઓળખાણ પણ સારી હતી. સ્વામીજીના ભાષણ વગેરેનો પ્રચાર શરૂઆતમાં એમણેજ કરેલો.

એમના પ્રભાવથી દિલ્હીના બીજા કાર્યકરો પણ ધર્મ ભાવે રંગાઇ ગયા હતા. એમનામાના લક્ષ્મીનારાયણ અને ગણેશીલાલ ખાસ્તા એ બેના નામ ખાસ નોંધવા જેવા છે.

અમીરચંદ ને અવધવિહારી સાથે મારે એવો ખાસ ગાઢો સંબંધ નહોતો થયો કેમકે તેઓ પહેલવહેલાજ પકડાઇ ગયેલા. પણ આ વેળા પ્રતાપની સાથે દિલ્હી આવતાં લક્ષ્મીનારાયણ અને ખાસ્તાજી સાથે ખૂબ સારી પેઠે હળવા ભળવાની તક મળી હતી

અહિંના પેલા નિષ્કલંકીઓની વાત અવધવિહારી વગેરે સર્વ જાણતા. પણ એમનામાના એક લક્ષ્મીનારાયણનો

જ એ પથવાળાઓ પર અપાર વિશ્વાસ હતો હું જે વ ખતની આ વાત લખું છુ તે વેળા લક્ષ્મીનારાયણ વૈદકનો અભ્યાસ કરતા હતા તે નિષ્કવકીઓ પેઠે ઇગ્રેજીને ઓળે પણ નહોતા જતા.

અમીરચંદ અને અવધવિહારી પકડાઈ ગયા પછી અહિંના બળવા વિભાગનો કારભાર લક્ષ્મીનારાયણ અને ગણેશીલાલ પરજ આવી પડયો. ગણેશીલાલ ફારસીના મોટા પંડિત હતા અને કવિતા પણ સુંદર બનાવતા લાલા હરદયાળ ખાસ્તાજીની ઘણીક કવિતાઓ પોતાની 'ઘદર' નામની પત્રિકામા ઉતારતા હતા. અને અમારો મુકદ્દમો પત્યો ત્યારે ફક્ત આવી કડક ને રાષ્ટ્રીય ભાવથી છલ્લછલ ઉભરાતી કવિતાઓ લખવા માટેજ એને સાત વરસની સખત જેલ મળી એમને—ખાસ્તાજીને પણ ઇગ્રેજી લખતા વાચતા નહોતું આવડતુ, પણ ફારસીદ્વારા જે કઈ જ્ઞાન મળી શકે તેટલુ સર્વ તેમણે મેળવ્યુ હતુ; એમને શીલસુફી પર ખાસ પ્રેમ હતો એમના સ્વભાવમા જ્ઞાનની પ્રવૃત્તિજ સબળ રીતે અંકાયેલી હતી.

હું પ્રતાપ સાથે દિલ્હી આવ્યો તે પહેલા પણ કેટલીક વાર ત્યા ગયેલો ને ત્યારથીજ જોઇ રહ્યો હતો કે અવધ વિહારી વગેરેની ધરપકડ પછી ત્યાનુ અમારૂ કામ જ્યાંનું ત્યા પડી રહ્યુ હતું. અહિ કાવતરાં કેસની સુનાવણી પૂરી થયા કેડે પહેલા પહેલા તો લક્ષ્મીનારાયણ સૌથી વધારે ઉત્સાહ દેખાડે અને અનેક આફતોની વચ્ચે પણ અમારી

સાથે હળવા ભળવાનું ચાલુ રાખતા. પહેલાં પહેલાં તેઓ, આફતની પરવા ન કરતાં મંડળના અનેક કામો કરતા. પણ થોડાજ દિવસમાં એમનો ઉત્સાહ ભાગી ગયો. ધીમે ધીમે દશા એવી થઈ કે લક્ષ્મીનારાયણ મંડળની જમાવટ વધારવાનો પ્રયાસ કરતા અટકયા ને એનું મન ઢચુપચુ જોઈને જેઓ ભળેલા હતા તેઓના દિલ પણ ટાઢા પડવા લાગ્યા. પણ એ વેળા એના દિલમાં એક બીજીજ લાગણી પ્રગટ થવા લાગી. પેલા નિષ્કલંકીઓ સાથે સંબંધ વધારે ગાઢો થયાથી એમનામાં એ ફેરફાર થયો. અભિપ્રાયોમાં, ઝાઝો ફેરફાર નહોતો થયો તોયે ધીમે ધીમે કાર્યતત્પરતા ઘટી જવા લાગી અને ઇશ્વરના નામના જાપ જપવા તથા આરાધના—ભક્તિમા એ ઝાઝો સમય ગાળવા લાગ્યા. એ રીતે ધીરે ધીરે તેઓ અમારા કામ તરફ ઉદાસીન થવા લાગ્યા એનો પોતાનો નિષ્કલંકીઓ પ્રત્યે વિશ્વાસ વધતો ગયો તેમ તેમ વળી જે બીજા કામ કરનારાઓ અમારા મંડળમા ભળેલા તેમને પણ તેઓ એ પંથમાં વધારે ને વધારે ભેળવવા લાગ્યા પરિણામે અમારા કામમાં એ સૌને કંઈ ઉત્સાહ ન રહ્યો ને છેવટે મેં સાંભળ્યું કે લક્ષ્મીનારાયણ ફકત પ્રાર્થના કરવા શિવાય હાથ કે કલમ વડે બીજું કશું નથી કરવાના ને એમના અનુયાયીઓ પણ એજ રસ્તો પકડવાના છે.

આવા બધા કારણોથી ઘણી રીતે ભળવાનો પ્રયાસ નિષ્ફળ ગ્યા પછી હું ને પ્રતાપસિંહ નવેસરથી કામ શરૂ કરવા

માટે અહિં આવ્યા. અમારે અહિં આવવાનું એ પણ એક કારણ હતું. ક્રેડોક સાહેબ અહિં ન રહ્યાથી અમારે અમારૂં ખાસ કામ થભાવી રાખવુ પડયું. પરંતુ અહિંની બળવામંડળીનું ફરી ઘડતર કરવાના કામમાં અમે પૂરેપૂરી જહેમત લઇ મચી ગયા.

અહિં અમારે માટે મકાન ભાડે રાખવાં, જુના કામ કરનારાઓ સાથે પિછાન પરિચય કરાવવો વગેરે નજીવા કામો શિવાય બીજું કંઇ લક્ષ્મીનારાયણ ન કરે. એટલે કે બધો કારભાર અમારા હાથમાં સોંપી દઇ એમણે તો જાણે બળવાના કામમાંથી છૂટ્ટી મેળવવાની ગોઠવણજ કરી લીધી.

અમે શહેરમાં એક મકાન લઈ લગભગ પન્દર દિવસ રહ્યા. અહિંથી રજપૂતાના બહુ દૂર નથી. હું દિલ્હીમાંજ રહ્યો ને પ્રતાપને બે વાર જયપુર રવાના કર્યો. મારી મરજી એવી હતી કે રજપુતાનાથી થોડાક જુવાનોને ખેંચી લાવી અહિંના મંડળની પાકી જમાવટ કરી લેવી પ્રતાપ રજપૂતાનામાં કામ કરે અને હું અહિંના માણસો સાથે મળીહળી મારા પોતાના દિલને રૂચે એવા માણસોને ચુંટતો. એ પ્રમાણે અહિં થોડાક દિવસ કામ કર્યાથી ખાસ્તાજીના દિલમાં તો બુઝાયલી આગ ફરી પાછી ધગધગવા લાગી. એણે ફરી પોતાનું આગલું કામ શરૂ કર્યું. અમે તો જોયું કે લક્ષ્મીને બદલે ખાસ્તાજી જ અહિંની લગામ પોતાના હાથમાં લઇ શકશે. એનાજ પ્રયત્નથી આ વેળા અહિંના મુરબ્બીઓ

બળવા મંડળ સાથે અમારે પાકે. પરિચય થયો. એમની સાથે ગોઠવણ થઈ કે એ અમને પિસ્તોલ, રિવોલ્વર અને ગોળીઓ અપાવે ને અમારે એમને બોમ્બ અપાવવા. એ શિવાય જેમ બને તેમ જલદી એ બંને સંસ્થા આથી યે વધારે એકતાનતાથી કામ કરી શકે એની મોટી યોજના રચાવા લાગી. એટલા દિવસ પછી પાછું લાગવા માંડયું કે જાણે અહિં ફરીથી બળવાનું ગાડું સરાણે ચઢી ઝપાટાભેર ચાલવા લાગ્યું છે. અમારી પાસે બોમ્બ લેવા માટે કહો યા સાચી સહાય કરવા માટે કહો. પણ અહિંના મુસલમાન મંડળે અમને આ વેળા ઘણી આર્થિક મદદ કરી.

એ પ્રકારે જે વેળા અહિંનુ કામ ક્રમે ક્રમે આગળ ચાલવા લાગ્યું, બરાબર એજ વેળા હું બિમારીને ખાટલે પડયો. લાચાર બની પ્રતાપને સાથે લઇ હું બંગાળા આવ્યો. એ વેળા મારા નામનુ વારંટ નીકળી ચૂક્યું હતું તેથી સંયુક્ત પ્રાંતોમાં રહેવા કરતાં બંગાળા આવવું એજ ઠીક લાગ્યું.

બળવાના સક્રિય કમમા લક્ષ્મીનારાયણ ઢીલા પડી ગયા પણ બીજી બાજુ એ હંમેશ કલ્કિ તથા કાલિકાના નામનો જાપ જપ્યા કરે. એ ખરેખર બડા ભગત હતા, એમાં શક નથી પણ એ રીતે પુરૂષાર્થમાં ઢીલા પડવું એ મને તો ઠીક નથી લાગતું. લક્ષ્મીણમાં એ ઢીલાશ નિષ્કલંકીઓના ચેપથીજ આવેલી. એમના અને એમના થોડા મિત્રો શિવાય અમારા બધાનો તો એ નિષ્કલંકીઓ પર વિશ્વાસ નહોતો

તેમ અવિશ્વાસ પણ નહોતો. ઇશ્વરનું સ્મરણ અને એને ચરણે આત્મોત્સર્ગ કરી જીવનને ભકિતરંગે તરબોળ કરવાનો આતરિક પ્રયત્ન અમારામાથી ઘણાકે કરેલો. ને નિષ્કલંકીઓની વાતોમાં અમને ઘણી મઝા આવતી પણ એના પર પૂરો વિશ્વાસ તો અમને નહોતોજ બેસતો.

એક વાત તો સૌ જાણે છે કે ધરમ, ધરમ કરતાં આપણો દેશ એકદમ અકળાઇ મૂઓ છે. કબુલતાં દુઃખ થાય છે પણ કહેવુંજ જોઇયે કે દશ બાર વરસના બાળવાપ્રવૃત્તિના અનુભવમા મે જોયુ કે જેઓ ધર્મ ધર્મની બાંગ બહુ મારતા હતા તેમાંના સોમાંથી ૯૯ માણસો પાછળથી લોક હિતના કામોમા નિરૂત્સાહ થઇ જતા અને છેવટે ગણ્યા ગાઠ્યા એક બે જણ શિવાય બાકીનાં તદ્દન તામસ વૃતિના થઇ જતા. ધર્મ અને આંતરવૃત્તિની પૂરી પરખ ત્યાગમાંથી મળી આવે છે. અને આ ત્યાગની કસોટી પર કસતાં મોટે ભાગે ધર્મિષ્ઠ-કહેવાતા લોકો તામસી અને સ્વાર્થી માલમ પડ્યા છે. મારી તો ખાતરી કે આર્ય સંસ્કૃતિમાં બે બહુ ઉંચા સિદ્ધાંત છે. અધિકાર ભેદ અને ગુરૂવાદ. આ બંને તરફ એકદમ ધ્યાન ન દઇ આપણે ધરમ ધરમની બૂમ મારતા સ્વધર્મ તજીને પરધર્મે વળીએ છીયે. ને તેથી આપણી દુર્ગતિ થાય છે. આ પ્રમાણે સાત્વિકતાને ઓટ આવતાં આપણે તામસી પ્રકૃતિનું શરણું લઇયે છીયે અને ધર્મને નામે કેવળ અધર્મ આચરણ કરવા માંડીયે છીયે.

લક્ષ્મી૦માં ખરેખર તેજસ્વિતા હતી. એણે ખરેખરા અં-

તરના ભાવથી ઇશ્વર સ્મરણ આરંભેલું પણ સંસારીપણા ને આધ્યાત્મિકતાની વચ્ચે એ સમતોલપણું ન રાખી શકયા. ને એની દેખાદેખીમાં એના બીજા ગોઠીયાઓ પણ કર્મ તજી કેવળ ભક્તિ તરફ વળ્યા. પરંતુ આફતના દિવસોમાં અમે સૌ પકડાયા પછી આ ગોઠીયાઓ જેમણે આટલા દિવસ ભગવાનનું ભજનજ કર્યા કરેલું. તેમણે પોલીસના પંજામાં પડતાં પોતાને બચાવવાને માટે અમારી સૌની વિરૂદ્ધ જુબાની આપી હતી એટલુંજ નહિ પણ લક્ષ્મીનારાયણની વિરૂદ્ધ જુબાની આપવાનું પણ તેઓ નહોતા ચૂકયા.

આફતમાં આવી પડ્યા ત્યાં સુધી લક્ષ્મીજી એમને માટે કહેતા કે હમણાં આ લોકો ભક્તિસાધનામા તદ્દન નિમગ્ન છે તેથી એમની મારફત બળવાનું બીજું કોઈ કામ હું કરાવવા નથી ઇચ્છતો. વળી હમણાં ઇશ્વરસ્મરણ એજ એક કામ છે, આપણે હાથે કંઇ કરવા જેવું છેજ નહિ, શ્રી કલ્કિ ભગવાન પ્રગટ થવાના છે અને એમને શરણે બરાબર જવું એજ આપણું મુખ્ય કર્તવ્ય છે. લક્ષ્મીનારાયણ ઘણા દિવસથી ભારે આફતની વચ્ચે બળવા મંડળનું કામકાજ કરતા આવેલા ને તેથી બીજા સાથીઓ કરતાં એમની શક્તિ ઘણી વધારે હતી. મારૂં માનવું છે કે આમ આફતમાં પડવા છતાં પણ એ પોતાનું પોત ન વીસર્યા. પણ એમના બતાવેલા કર્મવિરક્તિના આદર્શમાં બીજા ઘણાક લોકો અવળે રસ્તે ચઢી ગયા ને તેથી જ્યારે સાચી કસોટી થઇ ત્યારે તેઓ માણસાઇભર્યું વર્તન ચલાવી ન શકયા.

અવધવિહારી પણ ભારે ભગત હતા ને તે પણ નિષ્કલંકીઓ પાસે આવજા કરતા, પરંતુ એમ છતાં એણે કદિ પોતાના ધર્મનો ત્યાગ ન કર્યો. તેથી સંસાર અને સેવાનું સમતોલપણું જાળવી શકયા. આજના હિંદી સમાજમાં આવા સમતોલપણાનોજ સાચો ને ભારે અભાવ છે.

(૮)

## બંગાળામાં: રાસબિહારી હિંદ તજે છે.

આતરિયો તાવ લઇ પ્રતાપની સાથે હું બંગાળામાં અમારે મથકે આવી લાગ્યો. બંગાળામા અમારી બળવામં-ડળીનુ મથક કલકત્તા પાસેના એક ગામડામાં હતું. અનેક કારણોથી એ ગામનુ નામ અહિં નથી આપી શકતો. એ સ્થળે મારા પન્દર દિવસ તો ખાટલાવશ થઇ પડી રહેવું પડયું. અને ત્યાના જુવાનોએ મારી ખૂબ સેવાચાકરી કરી. પ્રતાપ મને બંગાળે મૂકી પોતે રજપુતાને જતો રહ્યો. ઠર્યું એવું હતું કે હું સારો થઇને રજપુતાને જઇશ અને તે વેળા રજપુતાનામા ભારે જહેમત ઉઠાવીને પણ બળવાનું મથક સ્થાપન કરીશું. પરન્તુ જ્યારે ફરી અમારો મેળાપ થયો ત્યારે—

—ત્યારે તો અમે બન્ને જણા જેલમાં હતા.

હું જ્યારે આ પ્રમાણે માંદો થઇને ખાટલે પડયો હતો ત્યારે પૂર્વ બંગાળના એક આગેવાન શ્રીયુત નરેન્દ્રનાથ દત્ત ઉર્ફે ગિરિજા બાબુ વારંવાર મારી પાસે આવતા. એમની સાથે મસલત કરી અમે ઠરાવ્યું કે હવે રાસુદાને કોઈ પણ પ્રકારે હિન્દમાં રહેવા દેવા ઠીક નથી. ઘણું થઈ ગયું, ઇશ્વરે અનેક પ્રકારે અત્યાર સુધી એમનો બચાવ કર્યો છે. હવે હિંદમાં વધુ વખત બીનજોખમે રહેવું એમને માટે શકય નથી. આપણું મંડળ તો એક પછી એક ઘા ખમતું જાય છે ને વધુ ઝામવાની તક નથી મેળવી શકતું. જે વેળા મંડળ લગભગ ઝામવાની અને ઉન્નતિની અણી પર આવે છે તેજ વેળા એકાદ એવો ફટકો લાગી પડે છે કે એ ઠીકઠાક કરવામાંજ પાછા કેટલાયે દિવસો નીકળી જાય છે.

પહેલાં દિલ્હી કાવતરાં કેસનો ફટકો પડયો તે ઠીક ઠ ક કરવામાં અમારૂં એક વરસ ગયુ. પછી જ્યારે સ્વસ્થ થતાં સરકાર પર બીજો ફટકો લગાવવાની શકિત આવી ત્યા તો લાહોરની પકડાપકડી થઇ ને મામલો વિફર્યો. એ ફટકે તો અમને એકદમ લૂલા બનાવી મૂકયા. એથી તો અમારૂં પંજાબમાંનું અને જોડીયા પ્રાંતોમાંનું સગઠન લગભગ તૂટી ફુટીને મેદાન થઈ ગયું. બંગાળામા પણ જુદા જુદા મંડળોને જુદા જુદા ફટકા સહેવા પડયા. એ દશામા રાસ-બિહારીને હિંદમાં રહેવા દેવા એ કંઈ બુદ્ધિસમત નહોતું, કેમકે મંડળ તૂટયા પછી ઇંગ્રેજોના કાયદા ને વ્યવસ્થાની સામે ટકી રહેવું એ બહુ બને તેવું નહોતું. રાસુદાને અમે

અત્યાર સુધી બચાવી શકેલા તે કેવળ અમારા સંગઠનના જોર પરજ. દિલ્હી/કાવતરાં કેસ પછી રાસુદાને પકડનાર માટે ૭ાા હજાર રૂપિયાનું ઇનામ જાહેર થયું હતું. એ પછી એક વરસને અંતે લાહોર કાવતરાં કેસમાં રાસબિહારીની કીર્તિગાથા પ્રકાશ પામી, ને તેને લીધે પંજાબ સરકારે તેને પકડનાર માટે બીજા અઢી હજાર રૂપિયાનું ઇનામ કાઢયું—એટલે કે કુલ ૧૦૦૦૦ રૂપિયા થયા. અને વળી કાશી કાવતરાં કેસ પછી સંયુક્ત પ્રાંતની સરકારે બીજા અઢી હજાર રૂા. જાહેર કર્યા. આમ કુલ ૧૨૫૦૦ પર આકડો ગયો હતો. તેથી રાસુદાને હિંદમાથી બહાર મોકલી આપવાનું અમે નક્કી કર્યું.

આટલા દિવસ સુધી એક વાતની બહુ ગેરકાળજી અમે રાખેલી. અમે એમ માન્યા કરતા કે બળવો શરૂ થવાને હજુ પુરતો વખત છે, ને એમ માની અમે પરદેશથી પૂરતા હથિયાર ઓજાર લાવવાની કંઈ ખાસ યોજના રાખેલી નહિ. પરતુ હવે દેશની દશા જોઇ અમે સમજ્યા કે જો પૂરતા હથિયાર ઓજાર મળી જાય તો બળવાનો આરંભ કરવાને ઝાઝી વાર નથી, એટલે આ વેળા રાસુદાને પરદેશ પાઠવી નવેસરથી બળવાની યોજના રચવાનું નક્કી ઠર્યું; રાસુદા પણ દેશ છોડતાં પૂર્વે કહી ગયા હતા કે આ વેળા હિંદના પ્રત્યેક જુવાન જુવતિને સશસ્ત્ર કરવાં પડશે ને પછી જોઇયે છીયે, ઇગ્રેજો કેવી રીતે હિંદ પર રાજ કરે છે.

રાસુદા પહેલાં વિદેશ જવાને તૈયાર નહોતા થતા. તેઓ

હજુ કંઇક રાહ જોવાના મતના હતા. પણ અમારી સાગ્રહ ભલામણને ઠેલી ન શક્યા. કેવી રીતે, ક્યારે ને ક્યાં જવું એ બધી યોજના તેમની સાથે મળીને નક્કી કરી. વાત એવી હતી કે એમણે પરદેશ જઈ સૌથી પહેલાં પૂરતા પ્રમાણમાં મોઝર પિસ્તોલો અને તેની ગોળીઓ મોકલી આપવી. અને પછી બળવાને માટે જોઇતા પ્રમાણમાં હથિયારો મોકલાયાં કરે એવો બન્દોબસ્ત કરીને દેશમાં આવી જવું. કેવી રીતે દેશમાં હથિયારો પહોંચાડવા ને બળવાની વિરાટ યોજના કેવી ઘડવી તે બધું પરદેશના અનુભવી ને જાણકાર સમર-કુશળ પુરૂષોની સલાહમસલતથી નક્કી કરી લેવું.

કાશીથી રાસુદા વિનાયક કાપલેને સાથે લઇ પહેલાં નદીયા આવ્યા અને પરદેશ જતાં પૂર્વે કલકત્તાની પાસે જ ક્યાંક રહ્યા. પરદેશ જતા પહેલાં ૪ દિવસ આગળથી તેઓ કલકત્તાની ભરવસ્તીમાં રહ્યા અને એક દિવસ ધોળે દહાડે બપોરે બે વાગે હું ને ગિરિજાબાબુ જઈ તેમને સ્ટીમર પર બેસાડી આવ્યા. આ એપ્રિલ સને ૧૯૧૫ની વાત છે. હું ને રાસુદા એકજ ટાંગામાં હતા ને ગિરિજાબાબુ બીજા ટાંગામાં બેઠા હતા—એમ સ્ટીમર પર ગયેલા. રાસુદાને મારા પર ભારે હેત. રસ્તે રાસુદાએ મને ખૂબ પાસે ખેંચી ગળે હાથ નાંખી સપ્રેમ જણાવ્યુંઃ ભાઇ, દેશ છોડતાં મને કેટલું કષ્ટ થાય છે એ હું તને નથી કહી શકતો. જોજે, બહુ સાવધ રહીને કામ કરજે, ને કામ બરાબર સરાણે ચઢે તેં પછી તું મારી પાસે ચાલ્યો આવજે.

એમની સાથે આ મારી છેલ્લી વાત હતી.

એમ ઠરેલું કે દેશમાંનું સંગઠન ચોક્કસ થઈ ગયા પછી મારે પણ પરદેશ જઇ એમની સાથે રહેવું કેમકે મારા નામ પર પણ વારંટ નીકળેલું અને દેશમાં રહેવાથી એ વેળા પકડાઇ જવાનો બહુજ સંભવ હતો. વારંટ નીકળવું એ તો દૂરનું છે, પણ માત્ર પોલિસને શક પડે તો પણ કામ કરવામાં ભારે અગવડ ઉભી થવા માંડે છે. દેશમાં જૂદા જૂદા સ્થાનના બળવાવીરોને પરસ્પર મેળવી આપનારો બીજો કોઇ હોત તો હું યે રાસુદા સમેત પરદેશને રસ્તે પડી ચુક્યો હોત; પણ એવો કોઈ ન રહેવાથી કામ સંભાળવા આવી આફત વચ્ચે પણ મારે દેશમાંજ રહેવું પડ્યું. કાશી છોડતાં પૂર્વે રાસુદાએ મારી મા પાસે એવું વચન લીધું હતું કે મારે પરદેશ જવું પડે તો તેના ખર્ચ માટે ૧૦૦૦ રૂપિયા મને આપે. હું આવી બળવાબાજીઓમાં લપટાયલો છું એ વાત મારી માને ઘણા વખતથી માલમ હતી અને એ વાતમાં એની સહાનુભુતિ પણ હતી. કંઈ કેટલાયે જન્મો મેં સત્કર્મ કર્યાં હશે ત્યારે બંગાળીના ઘરમાં મને એવી મા સાંપડેલી.

રાસુદાનો વિદેશ જવાનો વિસ્તૃત ઈતિહાસ લખવાનો વખત હજુ સુધી નથી આવ્યો. માત્ર એટલુંજ કહી દઉં છું કે બહારથી આ કામ ગમે એટલું ભેદી ને કઠણ લાગતું હોય પણ એ કામ સરવાળે ઘણું સહેલું ને સરળ હતું. આમ જવાને માટે કેવળ હિંમત ને શ્રદ્ધા શિવાય બીજા

કશાની જરૂર નહતી.

જે વેળા રાસબિહારી પરદેશ ગયા તે વેળા યુરોપની લડાઇ ભયંકર રૂપે ચાલી રહી હતી. અને તે વેળા પરદેશ જવું અથવા પરદેશથી દેશમાં આવવું એ કંઇ જેવું તેવું કામ નહોતું. વળી રાસબિહારીના જેવા માણસને માટે તો એક સ્થળેથી બીજે સ્થળે ભટકતા રહેવું કેવું સંકટજનક હતું એ પણ વિચારી શકાશે. અલબત્ત, એ દરમ્યાન હંમેશા એની પાસે ભરેલી પિસ્તોલ ખડી ને ખડી તૈયાર રહેતી અને વળી અમારામાંનો કોઇક એકાદ પણ એની પાસે રહેતોજ. એટલે એમને જીવતા પકડવા એ કામ તો ભાગ્યેજ કોઈ મર્દ કરી શકે તેવું હતું. એમ છતાં એનો સૌથી વધારે ભરોંસો ઇશ્વરકૃપા પરજ રહેતો હતો. જ્યારે એ દેલ્લી વાર કલકત્તે આવ્યા, ત્યારે રિવોલ્વર સુદ્ધાં સાથે રાખવાની એમણે અનિચ્છા પ્રગટ કરેલી. રાસબિહારીનો બાંધો બેવડો હતો એટલે હું ધારૂં છુ કે દોડવાને માટે તેઓ બિલકુલ શક્તિવાન નહોતા. એક દિવસ મેં એમને પૂછેલું કેઃ જો પોલિસ પકડવા આવે તો તમે દોડવાનો પ્રયાસ કરો ખરા કે નહિ? જવાબમાં એમણે હસતા હસતા કહ્યું કે હું બિલકુલ દોડી નહિ શકું; એ સંજોગોમાં તો હું શાન્તિથી આત્મસમર્પણ કરી દઉં. વળી બીજી વાર એવાજ એક સવાલના જવાબમાં એમણે એકવાર કહ્યું હતું કે જ્યાં સુધી મારૂં આયુષ્ય પૂરૂં નહિ થ.ય ત્યાં સુધી હું પકડાવાનો નથી. ને મારા આયુષ્ય પર તો ઇશ્વર શિવાય

બીજા કોઈનો અંકુશ નથી.

હાલમાં તેઓ જાપાનમાં છે ત્યાં તેઓ જાપાનીઓને ઇંગ્રેજી શીખવે છે, એશિયન રીવ્યુ નામનું માસિક પત્ર ચલાવે છે, જાપાનના જુદા જુદા ભાગોમાં હિંદને વિષે ભાષણો આપે છે ને જુદા જુદા પેપરોમાં લેખો લખે છે. જાપાનમાંથી એઓ ક્યારનાય ઇંગ્રેજોના હાથમા બંદીવાન થઇ પડયા હોત, પણ જાપાનના એક ઉંચા દરજ્જાના અમલદારના ખાસ પ્રયાસ ને ભલામણથી તેઓ છૂટી જવા પામ્યા છે. હવે તો એમણે એક ઉચા કુળની જાપાની રમણી સાથે લગ્ન પણ કર્યું છે ને એમને એક પુત્રને એક પુત્રી થયાં છે. પુત્રનું નામ ભારતચંદ્ર રાખ્યું છે અમારા ભાભી સાહેબ આટલા દિવસોમાં હવે બંગાળી શીખી ગયા હશે એમ મને લાગે છે. રાસબિહારી હવે જાપાન સરકારની પ્રજા છે.

જાપાનથી રાસબિહારીએ જે લેખો યંગ ઇંડીયા વગેરે પત્રોમાં મોકલ્યા છે તે ઘણા માણસોએ વાંચ્યા હશે. એમાંથી એમના આજના અભિપ્રાયો સારી પેઠે સમજાય છે. [એ શિવાય પોતાના મિત્રોને પણ કેટલાક પત્ર હમણાં લખ્યા છે, તેમાંથી એમના માનસનો ખ્યાલ આવી શકે છે. તેથી એમાંનો થોડા ભાગ ઉતારૂં છું.

(1)

Tokyo, Japan.
12-4-22.

My dearest........ .

..... The idea that I could not protect...all from

the inhuman......they were subjected to, makes me restless Of course I consoled myself with the fact that by passing through the agony of fire......... have come out a better and purer soul But I did not like the tone of pessimism that pervaded some parts of.........letter. There is eternl life, so work is eternal. You need not be anxious about impurity even if there is any......Of course there is no necessity of secret work, and I quite agree with you. Hitherto our knowledge of international situation was very meagre. We mostly confined our attention to India But now I have come to understand a bit of international politics. This has greatly altered my former ideas. Please remember that we shall have to— rather we are destined to—tackle the problem of the world. It is India's mission to usher in a new era of real peace and happiness in the world. India's freedom is but a means to this end, and it is not an end in itself.........

( 2 )

Tokyo, 9th. July, 22.

My dearest.........

Your letter......reached me yesterday. What did you wish me to write? And what was your

heart's desire ? I think I was sufficiently clear in my letter. Of course there are many things which I cannot write in letters for obvious reasons and your curiosity about them must remain unsatisfied till we meet again The most noteworthy thing however is that my whole outlook has been broadened and I gave you a hint in this connection in my last letter. Independence India must have. Because her independence is essential for the regeneration of the whole world. It is not the end in itself but it is a means to an end and that end is the destruction of Imperialism and Militarism and the creation of a better world for all to live in. It is India's mission and therefore your and my mission......I like *Japan and I have come to adore* her, because I am convinced that she will stand for Asian Independence when time comes When I came here first, the Japanese had little knowledge of the *state* of affairs in India. It is chiefly through our efforts and sacrifices that today every Japanese is closely following the trend of events in India. I have got many Japanese friends, from the cabinet ministers down to lawyers, M, P's, journalists and students. Many books in Japanese about Gandhi and Indian movement have been published, *and the papers and magazines are regu-*

larly carrying articles on India. This month a Professor in the Tokyo Imperial University, published a voluminous book in Japanese on India Next month I am engaged to deliver lectures on Indian Situation for three days .....Today most of the young men here are staunch advocates of Asian Independence Even oldermen and responsible officials are in sympathy with the now awakening noticed from Persia to China. The most remarkable national trait (here) is patriotism. And the people are ready to revere and love those who have the same characteristics. This is the reason that we are given protection. But for Japanese sympathy and love, I would have been dead long ago... About going back to India, well, brother, I do not want to return till India is free...Your *Bowdidi* is learning Bengali.........

ભાવાર્થ:

ટોકીયો, જાપાન
૧૨–૪–૨૨

પરમ પ્રિય

—ને હું અતિનિષ્ઠુર ને અમાનુષી નિર્દયતામાંથી ન બચાવી શક્યો એ વિચાર મને ખૂબ બેચેન બનાવે છે. મને માત્ર સંતોષ એટલોજ રહ્યો કે એ અગ્નિસ્નાનમાંથી

પસાર થતાં વધારે ઉત્તમ ને વધારે પવિત્ર થઈ બહાર આવ્યા. પણ——ના પત્રના કેટલાક ભાગમાં જે નિરાશાવાદનો ધ્વનિ મેં ભાળ્યો એ મને ના ગમ્યો. અપવિત્રતાને અંગે પણ ચિંતાતુર રહેવાનું કારણ નથી, જો—હોય તો. જીવન અનંત છે ને તેથી કાર્ય પણ અનંતજ છે. અલબત્ત, છુપા કામકાજની કશી જરૂર રહી નથી તે સંબંધે હું પણ મળતો થાઉં છું. અત્યાર સુધી આતંરરાષ્ટ્રીય સંબંધોનું આપણું જ્ઞાન બહુ અધુરૂં ને નજીવું હતું. ને તેથી આપણે માત્ર હિંદુસ્તાન તરફજ લક્ષ આપેલુ. પણ હવે હું આંતરરાષ્ટ્રીય રાજકારણમાં કંઇક કંઇક સમજતો થયો છું, ને તેથી મારા આગલા વિચારો મોટે ભાગે ફેરવાઇ ગયા છે. યાદ રાખજો કે આપણે આખી દુનિયાતા પ્રશ્નનો ઉકેલ કાઢવો પડશે. આપણે તે માટે નિર્માણ થયા છાયે દુનિયામા સાચી શાંતિ ને સાચાં સુખનો નવો યુગ શરૂ કરવો એ હિંદનો જીવનધર્મ છે. હિંદનું સ્વાતંત્ર્ય એ આમ માત્ર એ ધ્યેયનું એક સાધન છે. એ કંઇ અંતિમ સાધ્ય નથી.

(૨)

ટોકીયો, જાપાન
૯-૭-૨૨

પરમ પ્રિય

તમારો પત્ર—મને ગઈ કાલે પહોંચ્યો. મારે તમને શું લખવું ? ને તમારા હૃદયની તે શી ઝંખના હતી ? મારૂં

ધારવું છે કે મારા પત્રમાં પૂરી ચોખવટ કરેલી હતી. અલબત્ત, એવી ઘણી વસ્તુ છે જે હું દેખીતા કારણોસર કાગળોમાં ન લખી શકું ને તેથી તમારી જીજ્ઞાસા આપણે મળીયે નહિ ત્યાં સુધી અણછીપીજ રહેવાની. ખાસ મહત્વની વાત તો એ છે કે મારૂં આખું દ્દષ્ટિબિન્દુજ બહુ વિશાળ થઈ ગયું છે ને તે સંબંધે ગયા પત્રમાં મેં તમને ઇશારો પણ કરેલો. સ્વતંત્રતા તો હિન્દને મળવીજ જોઇયે, કેમકે એની સ્વતંત્રતા જગત આખાના પુનરૂદ્ધાર માટે આવશ્યક છે. એ પોતે સાધ્ય નથી, પણ સાધન છે અને એનું સાધ્ય તે શાહીવાદ અને લશ્કરશાહીનો નાશ તથા સૌને માટે જીવવા સારૂ એક નવીજ ને વધારે ઉત્તમ દુનિયાનું સર્જન. હિંદનો એ ધર્મ છે ને તેથીજ એ મારો ને તમારો ય જીવનધર્મ છે. જાપાન મને ગમી ગયું છે ને હું એને પૂજતો થયો છું કેમકે મારી ખાતરી થઇ છે કે પ્રસંગ આવ્યે એશિયા આખાની સ્વતંત્રતા કાજે એ ઝૂઝશે. હું જ્યારે અહિં આવ્યો ત્યારે જાપાનીઓ તો હિંદમાની સાચી સ્થિતિ વિષે કશોજ ખ્યાલ નહોતો. મુખ્યત્વે આપણાજ પ્રયાસો અને આત્મભોગોને પરિણામે આજે પ્રત્યેક જાપાની હિંદમા બનતા બનાવો પ્રત્યે ઝીણી નજરે ભાળી રહે છે. મારે ઘણાય જાપાની મિત્રો છે. તેમાં વજીરમંડળના સભ્યો ને વકીલો, પાર્લામેન્ટના મેમ્બરો, પત્રકારો ને વિદ્યાર્થીઓ પણ છે. ગાંધી અને હિંદની ચળવળ વિષે જાપાની ભાષામાં ઘણાંક પુસ્તકો પ્રગટ થયા છે અને છાપાંઓ તથા માસિ-

કોમા હિન્દને લગતા ઘણા લેખો હોય છે આજ મહિને ટોકીયોની શહેનશાહી યુનિ. ના એક અધ્યાપકે જાપાનીમાં હિંદ વિષે એક દળદાર ગ્રંથ પ્રગટ કર્યો છે. આવતે મહિને હું હિંદની સ્થિતિ વિષે ત્રણ ભાષણો લાગલાગટ આપવાનો છુ આજે અહિંના ઘણાક જુવાનો એશિયાની સ્વતંત્રતાના પક્કા હિમાયતીઓ બનેલા છે અને પ્રૌઢ માણસો તેમજ સમજુ અધિકારીઓ પણ ચીનથી ઈરાન સુધીમા જે જાગૃતિ પ્રવર્તે છે તેના પ્રત્યે સહાનુભૂતિથી ભાળે છે. અહિંની પ્રજાનો મુખ્ય ગુણ દેશપ્રેમ ને દેશદાઝ છે અને જેમનામાં એજ ગુણો હોય તેને પૂજવા ને ન્હાવા અહિંની પ્રજા ઉત્સુક રહે છે એનેજ પરિણામે અહિં અમને રક્ષણ મળે છે જાપાનની સહાનુભૂતિ ને જાપાનના પ્રેમ શિવાય હું કયારનોય સ્વર્ગસ્થ થઇ ગયો હોત. ને હિંદ પાછા આવ વાની વાતમા તો ભાઈસાહેબ, જ્યા સુધી હિન્દ મુક્ત ન થાય ત્યા સુધી હુ આવવા નથી ઇચ્છતો. તારી ભાભી બગાળી શીખે છે . ..

આ કાગળો પરથી રાસબિહારીનુ માનસ સારી પેઠે સમજી શકાય છે. પરંતુ વર્તમાનની વાત છોડી દઇ જે વખતની અવસ્થા હુ લખવા બેઠા છુ તે ફરીથી લખવા માડુ એજ ઠીક

(૯)

## મથકની વાત

વારૂ; રાસુદા હિંદ છોડી ગયા. એમને વહાણુ પર ચઢાવી અમે—એટલે કે હું ને ગિરિજાબાબુ મથકે પાછા વળ્યા. મથક સાથે અમારે બહુ ગાઢો સંબંધ નહોતો. તેમ હોવાનાં કેટલાક કારણો હતાં.

પહેલાં તો મથક પરના આગેવાનોના અને અમારા રાજદ્વારી મતમાં ભેદ હતો. તેઓ અમારા બળવા મંડળની શરૂઆતથીજ ટેરરીઝમ–ત્રાસ નીતિના તરફ વલણુ ધરાવતા હતા. એમણે અત્યાર સુધી દેશમાં હથિયારબંધ બળવો કરવા માટે કશો યત્ન કર્યો નહતો. તેઓ ધારતા હતા કે જો થોડાક દહાડા સુધી દેશના એક છેડાથી બીજા છેડા સુધીમાં મોટા મોટા સરકારી અમલદારોને રિવોલ્વર તથા બોમ્બથી જમલોકનો રસ્તો બતાવી દેવાય તો સરકાર ગભરાઈને દેશને ઘણા રાજદ્વારી હકો આપી દે. અને આવી રીતે તમંચાના જોરથી હપ્તે હપ્તે હકો મેળવતાં મેળવતાં છેવટ પ્રજાતંત્રી બંધારણુ પણુ મેળવવાનું શકય છે એમ આ લોકોને શ્રદ્ધા હતી. અને પ્રજાતંત્રી બંધારણુ એટલે સ્વતંત્રતાનું પહેલું પગથીઉં. તે મેળવ્યા પછી સ્વતંત્રતા મેળવવી એ કંઇ મોટું કામ નથી. તેઓ એમ પણુ કહેતા આ રીતે કે બીજી રીતે પણુ પ્રજાતંત્રી બંધારણુ મેળવ્યા શિવાય તો પૂર્ણ સ્વતંત્રતા

મેળવવાનું શકયજ નથી. આ વિચારસરણી તેમને બંગાળાના અમુક દેશપૂજ્ય આગેવાન પાસેથી મળેલી. પરંતુ આવી ત્રાસનીતિને પણ બરાબર સાર્થક કરવા માટે મંડળને જેવું મજબૂત બનાવવાની જરૂર હતી તેવું તેઓ બનાવી નહોતા શકયા. જેમકે કોઈ સ્થળના મેજીસ્ટ્રેટને મારવાનો હોય તો ત્યાં એક જુવાનને રિવોલ્વર આપી મોકલી દેતા, જો કે પહેલેથી તે જગાએ મંડળનો પાયો મજબૂત કરવા કંઇજ યત્ન નહિ કર્યો હોય.

વ્યવસ્થિત કાર્યશીલ ને બળવાન સંઘ શિવાય આજકાલ કોઈપણ કામ પાર પાડવું શકય નથી. અને હિંદને માટે પ્રજાતંત્ર મળે એટલે સ્વતંત્રતાજ મળ્યા બરાબર ગણાય. પણ એવું વિરાટ ને કઠણ કામ સફળ કરવા માટે કેવા વિશાળ વ્યાપક ને શક્તિશાળી સંઘની જરૂર હતી તે અમારા મથકના આગેવાનો સમજેલા નહિ તેથી એમની આગેવાની હેઠળ બંગાળામાં કોઈપણ મંડળ બરાબર જામતું નહોતું. એમના મંડળનું ક્ષુદ્ર કુંડાળું ગામનો સીમાડો વટાવી આગળજ નહોતુ જઇ શકતું. ને એ રીતે સફળતા તો મળેજ શાની! તેથી કેવળ એમનાજ યત્નોથી ત્રાસનીતિના પ્રયત્નો સફળ ન થયા એમ કહી શકાય. આ સર્વ કાર્યપ્રણાલીના વિષયમાં એમની સાથે મારે રોજ ખૂબ વાદવિવાદ જામતો. આ પ્રકારે મંડળનો આદર્શ ફક્ત ત્રાસનીતિ રખાવાને લીધે મારા જેવા બીજા ઘણાક જુવાનો પ્રાણ પરોવી સાથ નહોતા દઇ શકતા. ને એવો ત્રાસનો આદર્શ સાચા વિચાર

શીલ જુવાનોને આકર્ષી નજ શકે. ખરેખર, બહુ ઉંચો, ઉદાર ને વિશાળ આદર્શ પ્રેરણા આપવા માટે ન હોય તો કોઈપણ વ્યક્તિ પોતાનું જીવન અરે પોતાનું સર્વસ્વ હોડમાં મૂકી દેશના કાર્યમાં સાથ ન આપી શકે. એટલે આવા ત્રાસનીતિના આદર્શ પર લોકસંગ્રહ બનીજ શકે તેમ ન હોય. આથી લોકસંગ્રહને માટે વળી પાછા બીજા ઘણા હેતુઓ લવાતા અને વિપ્લવ સમિતિની કાર્યપ્રણાલિ વિષે સૌને અંધારામાંજ રાખવામાં આવતા. આ પ્રકારે માત્ર થોડાક માણસોને ભેગા કરીને તેમની મારફત ત્રાસનીતિનાં કામો કરાવાતા. એ વાત અમને ન ગમતી. રાસબિહારી અને એમના અનુયાયી જુવાનોની સાથે વાતચીત થયા પછી જે દિવસે પહેલવહેલો મારો આ નેતાઓ સાથે પરિચય થયો તે દિવસે પહેલાં તો હું સડકજ થઇ ગયેલો. વિચારમાં જ પડી ગયેલો કે આ તે કેવાક મંડળમાં હું આવી પડયો? તે દિવસેજ એમની વાતોનો વિરોધ મેં કર્યો હતો ને વળી રાસબિહારી સાથે ફરી વાતચીત થતાં એમની પાસે પણ આ વિષયમાં ફરિયાદ કરી હતી. તે દિવસે રાસબિહારીએ મને કહી દીધેલું કે કર્મયોગ અને ધર્મસાધના શિવાય કાર્યપ્રણાલીના વિષયમાં એ લોકોની સાથે વાતજ ન કરીશ.

રાસબિહારી બચપણથીજ એ સૌના સમાગમમાં હતા. પણ એમની પ્રકૃતિ સાથે એને જરાયે મેળ નહિતો. જરા મોટા થઈ પોતે દહેરાદૂન નોકરી કરવા ગયા ત્યારે પણ એ પોતાના કાર્યની ગુંથણી પોતે ને પોતેજ રચવા લાગ્યા. કુદરત,

નિઃસર્ગદેવી જેમ બધાથી અજાણ રહીને પોતાની રચના કરી લે છે—રાસુદા પણ એજ રીતે પોતાના નેતાઓથી અજ્ઞાત રીતે એક મોટું મંડળ જમાવીને ખડું કરી દે છે. અલબત્ત, કામ જરા આગળ વધ્યું એટલે પછી મથકના આગેવાનો આગળ ઘણું ખરૂં બતાવી દીધું. પણ એમની માફક કેવળ ત્રાસનીતિ પોતાને પસંદ નહોતી, એટલે એની પોતાની પદ્ધતિ વળી એક જુદીજ હતી. પણ એમની સાથે મતભેદ હોવા છતાંયે રાસુદાને વિરોધ ને પક્ષાપક્ષી ગમતાં નહોતાં એટલે જ્યાંસુધી બનતું ત્યાંસુધી મળીહળીને જ કામ લેતા.

એક બીજી બાબતમાં પણ મારે એમની સાથે ભારે વિરોધ થતો. આ આગેવાનો એમ માનતા કે આધ્યાત્મિકતાનો ગૂઢ મર્મ કેવળ પોતેજ મેળવી શકયા હતા. એટલે મતભેદ થતાંજ તેઓ કહી દેતા કે જાવ જાવ, તમે તો ફક્ત પશ્ચિમના વિલાયતી વિચારોમાં ગાડા થઇ ગયા છો! જાણે કે ત્રાસનીતિના સાત્વિક વિપ્લવના બીજા પ્રયાસમાં વધારે વિલાયતીપણુ હોય! સામેના પક્ષના મતને તોડવા માટેની આ 'તોફા' યુક્તિ આજકાલ તો ભારે પ્રચાર પણ પામી ગઇ છે.

આ લોક અનેક રીતે એવો વિચાર ફેલાવતા હતા કે વૈરાગ્ય અથવા ધ્યાનસમાધિનો માર્ગ એજ કંઇ માત્ર ઇશ્વરને મેળવવાનો રસ્તો નથી. ને તેથી તેઓ કહેતા કે સંસાર તજ્યા શિવાય દુન્યવી બધાં કામો કરતાં કરતાં પણ તેમાં

કશી આસક્તિ ન રાખવી એજ શ્રેષ્ઠ રસ્તો છે પણ એજ લોકો વહેવારમાં પોતાની નાનકડી ટોળીને રાજનીતિમાથી ખાસ ઇરાદાપૂર્વક જુદી રાખવાનો પ્રયાસ કર્યાજ કરતા. આથી અમારે તેમની સાથે રોજ તકરાર થતી જે દિવસે પંજાબની બળવાબાજી નિષ્ફળ થયાથી અમે આ મથકે આવી આશરો લીધો તે દિવસે એ લોકોએ અમને મહેણું પણ માર્યું કે હવે નાચકુદ તો બહુ થઇ ગઇ, જરા શાંત બેસો ને ઇશ્વરની આરાધના કરો.

મારૂ માનવુ છે કે આમનો સ્વભાવજ બળવાધર્મથી વિરોધી હતો ને તેથી તેઓ બીજી ઘણી જંજાળોમા પડીને ધીમે ધીમે આ બળવાના ક્ષેત્રમાથીજ ઘણે દૂર ખસતા ગયા મોંઢેથી તેઓ જ્ઞાન કર્મ ને વૈરાગ્યનો સમન્વય કરી ચાલવાના આદર્શનો ભલે પ્રચાર કરતા, પણ વહેવારમા દુનિયાના કામોમાં લપટાઇ રહેતા ને જે રાજનીતિનો આદર્શ અંગ્રેજ સરકારનો વિરોધ કરવા માટે ખાસ જરૂરી હતો, તેનાથી દૂર ને દૂરજ રહેતા–તેમ કરવાનો પ્રયાસ કરતા. બેશક જ્યા સુધી તેઓ બીજા બળવાવીરોના સંગાથમા હતા ત્યા સુધી બધી રીતે, ગમે તેવી આફતનીયે પરવા ન કરતા, બધાને કામમાં મદદ કરતા. પણ એમનો સ્વભાવ જુદો હતો એટલે છેવટે એમણે બળવાવીરોની સોબતજ છોડી દીધી હતી. જે પ્રમાણે વૈરાગ્યમા પ્રવેશેલો કોઈ મહાપુરૂષ શરૂઆતમા સંસાર અને ભોગોમા લપટાયેલો રહે છે પરંતુ સ્વધર્મને વશ થઇ ધીમે ધીમે વૈરાગ્યને રસ્તે ચઢી છેવટે સંસાર તજી

કે છે તે પ્રમાણે અમારા આ નેતાઓ પહેલાં પહેલાં બળ-વામંડળીની સાથે એકાકાર હતા પરંતુ સ્વભાવવશ થઈ એ વિપ્લવાનુષ્ઠાનથી ધીમે ધીમે દૂર સરકતા ગયા અને છેવટે બધોજ સંબંધ તજી દીધો. પણ બળવાનો સાથ છોડયો તેથી કંઈ દુનિયા તેમણે નહોતી તજી, તેમ રાજ-નીતિને તજી દેવા છતાં બીજી બધી રીતે એ લોકો સમા-જની સેવા તો કરતાજ રહ્યા.

આવા બધા કારણોથી એમની સાથે અમારો મેળ ખાતો નહતો. જ્યાં સુધી રાસબિહારી દેશમાં હતા ત્યાં સુધી તેઓ એમનાથી દૂરના દૂરજ રહેતા ને છતાયે એમને મોટા માનીને ચાલતા. એનું કારણ એવું જણાય છે કે રાસબિહારી બચપણથી એમનીજ આગેવાની હેઠળ આગળ આવેલા. પણ ધીમે ધીમે રાસુદાના ચારિત્ર્યમાં પણ એટલું પરિવર્તન થયું કે જ્યારે છેલ્લીવાર એ લોકો એની પાસે આવી લાગ્યા ત્યારે રાસુદાના વ્યક્તિગત પ્રભાવથી તેઓ પણ અંજાયેલા ને બોલી ઉઠેલાઃ "આને તે સંતાડી યે કયાં શકાય!? જે કોઈ એને જુએ તેની નજર એના પર ચોટી જાય. એને જોતાંજ જાણે લાગી જાય છે કેઃ હા, આ એક માનવી સાચેસાચો મર્દ છે" જે વખતની આ વાત છે, તે વેળા એમના મકાનનું સમારકામ ચાલતું હતું તેથી મજુર કડીયા વગેરે રોજ મકાનમાં આવજા કર્યા કરતા હતા. તેઓની આવજાનો ખ્યાલ રાખીનેજ આ શબ્દ એમણે ઉચ્ચારેલા. એક દિવસ એઓજ રાસુદાના ગુરુ જેવા હતા

ને છેવટે એમના પ્રભાવથી તેઓ અંજાઇ ગયા હતા.

રાસબિહારી પરદેશ ગયા પછી અમે ધીમે ધીમે આ આગેવાનોથી છૂટા પડતા ગયા. આ વેળા બંગાળામાં જે બળવામંડળો હતાં તેમાંના ઢાકાના મંડળની સાથેજ ખૂબ ભળીહળીને કામ કરવાનું અમારાથી બનતું.

## (૧૦)
## ઢાકાની અનુશીલન સમિતિની કહાણી

બંગાળાની બધી વિપ્લવ મંડળીઓ એમ ધારતી કે ઢાકાની અનુશીલન સમિતિ બીજી મંડળીઓ સાથે મળી હળીને કામ કરવાને નારાજ છે. અથવા તો કોઈ પણ મંડળી ઢાકાની અનુશીલન સમિતિ સાથે મળીહળીને કામ નહિ કરી શકે. પણ એમને કોઇની ખબર નહોતી કે ઢાકાની સમિતિ ચન્દ્રનગર અથવા રાસબિહારીના જૂથ સાથે પૂરેપૂરી ભળી ગઇ હતી અને આ સંમિશ્રણ યુરોપી મહાયુદ્ધ પૂર્વે ઘણા વખત પર થયું હતું. હું જાણું છું ત્યાં સુધી કહી શકું છુ કે ગુણ ને દોષ બંને વિચારતાં પણ ઢાકાની સમિતિ બંગાળાની બીજી સર્વ મંડળીઓ કરતાં શ્રેષ્ઠ હતી. એના જેવડું મોટું બળવા મંડળ બીજી કોઈ પણ સમિતિનું નહોતું—બંગાળામાં કે બહાર પણ. પૂર્વ બંગાળા અને ઉત્તર બંગાળાના લગભગ બધાય જીલ્લામાં એની શાખાઓ

શાખાઓ હતી. સંખ્યા અને વિસ્તારમાં બંગાળમાં સૌ કરતાં પહેલો નંબર એનો હતો એ તો સૌ કોઇ માને છે. પણ પશ્ચિમ બંગાળના બળવા–આગેવાનો પૂર્વ બંગાળના જૂથને ઓછું બુદ્ધિશાળી માનતા ને તેના પ્રત્યે અવિશ્વાસની નજરે ભાળતા.

પશ્ચિમ બંગાળાના જુવાન બળવાવીરો પોતાને પૂર્વના તેવા જુવાનો કરતાં વધારે સંસ્કારી અને સુશિક્ષિત સમજતા. એ શિવાય ઢાકાની અનુશીલન સમિતિ પ્રત્યે બંગાળાની બીજી મંડળીઓ અદેખાઇથી જોતી, કેમકે પોતે ઘણી નાની હતી. આવા બધા કારણથી ચન્દ્રનગર અથવા રાસબિહારીના મંડળ શિવાય બંગાળાનું બીજું કોઇ મંડળ ઢાકા સાથે ભળવા રાજી નહોતું. માનવીમાં અહંકાર એ ભારે ભયાનક વસ્તુ છે. મનુષ્યને ઉંચે આણવામાં એ જેમ મદદ કરે છે તેમ નીચે પાડવામાં પણ એનોજ ફાળો મોટો છે. એ અહંકારને સંયમમાં રાખવાનું કામ ઘણું જ મુશ્કેલ છે ને તેથી દુનિયામાં ઠેર ઠેર એને લીધે ભારે અનર્થો થયા છે. બંગાળામાં જુદા જુદા જૂથો મળીને એક મોટું વિરાટ જુથ આમ ન થવા પામ્યું તેનું કારણ જુદા જુદા જૂથોના આગેવાનોની ક્ષુદ્ર ગર્વ–બુદ્ધિજ હતી. ને બંગાળનું કોઇ જૂથ બીજાની સાથે ભળવાનો પ્રયત્ન પણ નહોતું કરતું ને કરે તો ફાવતું નહોતું તેનું કારણજ આ હતું. આથી બંગા-ળામાં ઘણાક નાના નાના જૂથો રહી જવા પામ્યા હતા. એમ કહીએ કે બંગાળામાં અનુયાયીઓ કરતાં નેતાઓજ વધારે

હતા તો ચાલે. બંગાળામાં દરેક જુવાનો ક્યાંક પણ ભેગા થયા કે એકાદેક નેતા તો તેમાંથી ઉભો થયેજ છે, ને નેતા થયા પછી તે બીજા જૂથ સાથે ભળવાનું કબુલેજ શાનો? આનુ મુખ્ય કારણ એ છે કે આ આગેવાન કહેવડાવતાઓ એમ વિચારતા કે આ પ્રમાણે બીજા જૂથો સાથે ભળવાથી અમારી સ્વતંત્રતા નાશ પામી જશે. મારૂં માનવું છે કે બંગાળાના જુદા જુદા જૂથના આગેવાનો આવા ખ્યાલથીજ ઢાકા સાથે ભળતા ન હતા. તેઓ વિચારતા કે એવા મોટા જૂથમા ભળવાથી અમારૂં ક્ષુદ્રત્વ બહાર પડી જશે અને પછી આપણી મહત્તા બિલ્કુલ નહિ રહે મેં ઘણીયે વાર એવા મંડળોને ઢાકા સાથે ભેળવવા પ્રયત્ન કરેલો પણ ફોગટજ. એનુ એક બીજુંયે કારણ હતુ. એ જુદા જુદા જૂથોને આકર્ષી શકે એવો કોઇ મોટા પ્રતિભાવાન શક્તિશાળી પુરૂષ નહોતો જેની મોહિની શક્તિ બધાને એકાકાર કરે. ને તેવો કોઇ હોત તોયે બગાળમાં એ જાતની એકસંપી થઈ શકત કે કેમ એ તો શકા ભરેલુંજ છે.

ગમે તે કારણ હોય, બગાળાના લગભગ બધા જૂથો ઢાકા પ્રત્યે અણગમો રાખતા. કદાચ પૂર્વ બંગાળાની અનુ-શીલન સમિતિના લગભગ બધા સભ્યો એમ માનતા હશે કે અમારા જેવુ શક્તિમાન જૂથ કોઈ નથી. પશ્ચિમના જૂથોને પણ ઢાકા પ્રત્યેજ પ્રેમ ન હોતો. ઢાકાની સમિતિના સ્થાપક પુલિનબાબુ હતા અને પુલિનબાબુ સ્વભાવે ભારે જોહુકમ હતા.

પુલિન બાબુને ખરેખરજ બીજાઓ સાથે મળીને કામ કરવા તરફ વલણ નહોતું. એમનું મહત્વ જરાપણ જ્યાં ઘટી જતું લાગે ત્યાં એમનાથી ભાગજ લેવાતો નહિ. આ બાબતમાં પુલિન બાબુ અને બારીન્દ્ર બાબુ બંને એક સરખી પ્રકૃતિના હતા. આ કારણસર પુલિનબાબુની હકુમતના ગાળામાં ઢાકાની સમિતિનો બીજી કોઈ સમિતિ સાથે મેળ બેઠો નહિ. અને ઘણુખરૂ એમનેજ કારણે એ વેળાથી બંગાળાના બીજા જૂથો ઢાકાના જૂથ તરફ જરા અસંતુષ્ટ રહ્યા કરે છે અને વખત જતાં તો આ અસંતોષની આગ ભયંકર સ્વરૂપ પણ ધારણ કરી લે છે. મૂળ તો હળીમળીને કામ કરવા માટે તડજોડ કરવાની અને મળી સમજીને કામ કરવાની તૈયારી હોવી જોઇએ અને તેનોજ પુલિનબાબુમાં ખાસ અભાવ હતો. પરંતુ પુલિનબાબુને જેલ મળ્યા પછી ઢાકાની સમિતિમાં એકછત્રી હકુમત કોઈની પણ ન રહી. ત્યારથી આ સંસ્થા મોટે ભાગે પ્રજાતંત્રની પદ્ધતિ પરજ રચાઈ ગઈ છે. બંગાળાના જુદા જુદા જૂથો ખાસ કરીને પોત પોતાનાં આગેવાનોના નામથીજ ઓળખાતાં. જેમકે યતીન્દ્રબાબુનું મંડળ, વિપિનબાબુનું મંડળ વગેરે. પણ પૂર્વ બંગાળાની આ ઢાકા સમિતિનો કોઇ એક નક્કી આગેવાન ન રહેવાથી એ છેક છેલ્લે સુધી ઢાકા અનુશીલન સમિતિ એ નામેથીજ સંબોધાતી આવી છે. આ પ્રકારે મોટે ભાગે એકજ વ્યક્તિની આગેવાનીમાં ન રહેવાથી કંઇ એ મંડળ નબળું પડી ગયું હોય એમ બન્યું નથી. કેમકે જેટલી

આંધી ને જેટલાં તોફાનો આ ઢાકાની સંસ્થા પર ગુજર્યાં છે તેટલા તો બીજા કોઇપણ મંડળ પર ગુજર્યાં નથી. વારંવાર ભારે આફતોમાં પડવા છતાં પણ આ મંડળે પાછું ને પાછું માથું ઉંચકયાજ કર્યું છે. પશ્ચિમ બંગાળાના લોકો પૂર્વ બંગાળાના ગમે એટલા દોષ ભલેને બતાવે, મારી તો ખાતરી છે કે પૂર્વ બંગાળાના જુવાનો પશ્ચિમ બંગ કરતાં તો વધારે સરળ ને વધારે દૃઢ, ને મજબૂત મનના હોય છે પશ્ચિમ બંગાળાના લોકોમાં સન્નિષ્ઠા કંઇક ઓછી છે અને સ્વદેશી યુગના ઇતિહાસ તરફ ભાળીએ તો જણાઇ આવે છે કે પૂર્વ બંગાળજ પશ્ચિમ બંગાળા કરતાં હુંમેશાં આગળ ને આગળ રહ્યું છે. પૂર્વ બંગાળાના જુવાનો બીજી બધી બાબતોમાં સારા છે પરંતુ એક બાબતની એ લોકોમાં મોટી ખામી છે. તેઓ ઘણીકવાર ખટપટીયા માલુમ પડ્યા છે ને વળી તેમનામાં જરા સંકુચિત પ્રાંતભાવ પણ વધારે જોરાવર માલમ પડયો છે. ખેર, એ તો જે હોય તે, પુલિનબાબુની પછી ઢાકાના જે આગેવાન થયા તેઓ બરાબર સમજી ગયેલા કે દેશના જુદા જુદા જૂથો બરાબર એકાકાર ન બને તો દેશનું કલ્યાણ નહિ થાય. આથી તેઓ દેશના બધા જૂથોની સાથે ભળવાને ખૂબ ઇંતેજાર હતા. પરિણામે બનતાં સુધી બારીસાલ કાવતરાં કેસને વખતેજ ઢાકાની મંડળી ચન્દ્રનગરની મંડળી સાથે મળી જાય છે. કાશીના જૂથને પણ આ ઢાકા મંડળીની મારફતજ રાસબિહારીના ઉત્તર ભારતના બળવા મંડળ સાથે પરિચય પડે છે. આમ અમારૂં મંડળ

પૂર્વ બંગાળાથી માંડી ઠેઠ પંજાબ સુધી ફેલાઇને કામ કરતું રહ્યું. પંજાબની બળવાબાજીના સમાચારો પણ ઘણે ખરું આ ઢાકાની સંસ્થાની મારફતેજ બંગાળાના જુદા જુદા મંડળો-માં મોકલવામાં આવતા હતા. લાહોર, દિલ્હી, ઢાકા, ચન્દ્ર-નગર, અને કાશીનાં મંડળો આમ લગભગ એકાકાર થઇ ગયેલા પરંતુ આ વાત બંગાળાના બીજી મંડળો એ સમયે બરાબર જાણી શકયા નહતા. જે વેળા ડીફેન્સ ઓફ ઇંડીયા એક્ટ—હિંદ સંરક્ષણના કાયદાને લીધે કેટલાય હજાર જુવાનો કેવળ શક ઉપરથી વગર તપાસે જેલમા નંખાયા તે વેળા શકિતહીન થવાથી બંગાળાના સર્વ પક્ષોએ પરસ્પર હળીમ ળીને એકત્ર કાર્ય કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી, અને કેટ-લોક સમય સુધી એ રીતે એકત્ર કામ જો ચાલુ રહ્યુ હોત તો તેનું પરિણામ કંઇક ન્યારૂ જ આવ્યુ હોત રાસબિહારી જ્યારે દેશ છોડી જતા પહેલા એકવાર કલકત્તાની પાસે આવેલા ત્યારે તેમણે કલકત્તા વિભાગના જુદા જુદા મંડળોને એકત્ર થઇને કાર્ય કરવાની ભલામણ કરેલી. પરતુ કલકત્તાના કોઈ પણ મંડળે તે ભલામણ પર ધ્યાન આપ્યુ નહિ તેમ કશી દરકાર કરી નહિ. તેથી નિરાશ થઇને રાસુદાને એ વાત માંડી વાળવી પડી

ગમે તેમ, રાસુદા પરદેશ ગયા તે પછી અમે આ પૂર્વ બંગાળાની સાથે પહેલાની પેઠે હળીભળીને કામ કરવા લાગ્યા. રાસુદાના પરદેશ ગમનનો ખર્ચ રૂપિયા એક હજાર આ ઢાકાની સંસ્થા પાસેજ લેવાયો હતો. જે વેળા રાસુદાને પર

દેશ મોકલ્યા તે વેળા સુધી તો બંગાળાના બળવા મંડળોની શક્તિ જરા પણ ઓછી થઇ ન હતી. મતલબ એ વેળા બંગાળાના જુદા જુદા બળવા જૂથોની વચ્ચે હરિફાઇ ચાલતી હતી કે કયું જૂથ કેટલું કામ કરી શકે છે ને બીજા જૂથને શરમાવી શકે છે! રાસુદાને પરદેશ મોકલીને અમે માનેલું કે પરદેશથી હથિયારો મંગાવવાનો પ્રયત્ન સૌથી પહેલાં અમારાજ જૂથે આ કર્યો છે; પણ અમને માલમ નહોતું કે યતીન્દ્રબાબુના મંડળે પણ બરાબર એજ વેળા પોતાના માણસોને પરદેશ મોકલ્યા હતા. દેશમાં ભલેને અમે આમ છૂટું છવાયું કામ કરતા હોઇએ પરંતુ પરદેશમાં તો બધાજ મંડળો ભેગા થઇ ગયેલા એમ જણાય છે.

આ વેળાની ઘટનાઓ મને બધી સારી પેઠે માલમ નથી; ને ખાસ કરી પરદેશમાં કયે પ્રકારે કામ ચાલતું હતું તેમાંથી તો મને ખાસ કઇજ ખબર નથી. કેમકે રાસુદા પરદેશ ગયા પછી હું બે ત્રણ માસમાંજ પકડાઇ ગયો. તો પણ પૂર્વ બંગાળાવાળા ગિરિજાબાબુ જ્યારે નવેમ્બર ૧૯૧૫ માં પકડાઇ કાશી આવ્યા ત્યારે એમની પાસેથી મેં સાંભળેલું કે રાસુદાએ દેશમાં તુરતજ પાછા આવવાનો સંદેશો મોકલ્યો છે એમની સાથે વાત એવી થયેલી કે પરદેશમાંથી બળવાનું કામ ચાલુ રાખવાને ઉપયોગી હથિયારો-ઓજારો મોકલ્યા પછીજ તેમણે દેશ આવવાનું છે, એટલે એમની "દેશ પાછા આવવાની" વાત સાંભળી અમને લાગ્યું કે અસ્રશસ્ત્ર દેશમાં લાવવાનો કંઇ પાકો બન્દોબસ્ત

થઈ ચૂક્યો છે. પરંતુ એજ વેળા એક વિશ્વાસપાત્ર સ્થળેથી મને ખબર મળી કે આ પરદેશથી હથિયારો લાવવાની વાત સરકાર બહાદુરને જણાઇ ગઇ છે અને હિંદી કિનારાની આસપાસમાંજ બે ત્રણ હથિયારભર્યાં વહાણ પકડાઇ ગયા છે. પછી તો રાઉલાટ કમિટીના હેવાલમા મેં ઘણી ઘણી વાતો વાંચી ગયા બળવાયુગના ઇતિહાસનો આ ભાગ શ્રી નલિનીકિશોર ગુહના રચેલા બંગાળી પુસ્તક "બાગલાય બિપ્લવવાદ"મા સારી પેઠે ચરચાયો છે. વિપ્લવ યુગના આ ભાગને હું નલિની બાબુના ગ્રંથમાંથીજ ઉતારી વાચકો આગળ રજુ કરીશ.

## (૧૧)
## પરદેશમાં હિન્દી બળવા મંડળ

હિન્દી બળવાબાજીને સફળ કરવા સારૂ પરદેશી રાજ્યસત્તાઓની મદદ ઘણીજ જરૂરી છે એ વાત હિંદના લગભગ બધાજ વિપ્લવવાદીઓ સ્વીકારતા તેઓ જાણતા હતા કે દુનિયામા ઇંગ્લેન્ડના જે ઘણાએક શત્રુઓ છે તેઓ સંજોગ ને સાનુકૂળ મળેથી ઇંગ્લેન્ડ વિરૂદ્ધ હિન્દને મદદ કરવામાં પછી પાની કરે તેમ નથી અને જો હિંદમાં જોઇયે તેવા આગેવાનો નીવડી આવે તો તેઓ એક એવી આંતર

રાષ્ટ્રીય પરિસ્થિતિ ઉભી કરી શકે જેની દ્વારા પૃથ્વીના મહાન ને શક્તિશાળી સામ્રાજ્યોના આપસઆપસનાં દ્વેષ ને અદેખાઈનો ઉપયોગ કરી તેઓ હિન્દને સ્વતંત્રતાને શિખર કદાચ પહોંચાડી પણ શકે.

દુનિયામાં એવા દાખલાઓનો અભાવ નથી જેમાં પ્રબળ રાજશક્તિઓની માંહોમાંહેની લડવાડોને લીધે ઓચિંતો નબળી ને દુબળી પ્રજાઓનો કોઇ સિતમગારોના પંજામાંથી મોક્ષ થઈ ગયો હોય; અને જુના જમાના કરતાં આજે આ વાત વધારે સ્પષ્ટ અને નિઃસંશયપણે કહી શકાય એમ છે કે જગતમાં એવો કોઈપણ દેશ નથી, જેનાં ચડની પડતી કે શુભાશુભ સાથે દુનિયાના અન્ય દેશોને કોઇ-પણ જાતનો સંબંધ કે સ્વાર્થ ન હોય. આ જ કારણથી ભારતના વિપ્લવવાદીઓની દૃષ્ટિ પ્રથમથીજ અન્ય દેશો તરફ આકર્ષાઇ હતી; છતાં તેઓ એમ પણ સારી રીતે જાણતા હતા કે જો ભારતનું બળવા મંડળ ઉપર કહેલી રીતે બળવાન ન થશે, તો તેનાથી પરદેશીઓની સહાય લઈ નહિ શકાય, અને આ રીતે જ્યાં કોઈ સહાય લેનાર નહિ હોય ત્યાં સહાયકો શું કરી શકે? બળવાનોની સહાય અને અત્યાચારમાં કેવો અને કેટલો ભેદ રહેલો છે, તે ભારતના બળવા—વીરો સારી રીતે સમજતા હતા. અને આ કારણને લઇનેજ જ્યાં સુધી દેશમાં (બળવો જગાવવા જેટલી) શક્તિ ન હતી, ત્યાં સુધી દેશના બળવા—મંડળે પરદેશો તરફ નજર દોડાવી ન હતી.

પરંતુ જો બળવા-વીરોએ બળવાની ભાવના પ્રકટતાં વેંતજ પરદેશોની સહાય અને સહકાર માટે યત્ન કરવો શરૂ કર્યો હોત તો ગયા જર્મન યુદ્ધના પ્રસંગે તેમને થોડી ઘણી સફળતા મળી હોત-એ સહજે સમજી શકાય એમ છે. ભારતના બળવા મંડળમાં કોઈ દૂરદર્શી અને પ્રતિભાવાન પુરૂષ નહિ હોવાના કારણે દેશને સ્વાતંત્ર્યને માટે વખતસર તૈયાર ન કરી શકાયો તેમજ કયારથી પરદેશો સાથે સંબંધની ગાંઠથી બંધાવું તે પણ નક્કી ન થઈ શકયું.

ભારતના બળવા-વીરોમાં સૌથી પ્રથમ શ્યામજી કૃષ્ણ વર્મા પરદેશ ગયા હતા તેમણે પરદેશોમાં વસતા હિંદી યુવાનોને પોતાના સંસર્ગમા લાવી, તેમને વિપ્લવ-ધર્મની દીક્ષા આપવી શરૂ કરી. ઈ. સ ૧૮૯૫ના ડિસેમ્બર માસમાં બળવાની ભાવનાનો બહોળો પ્રચાર થાય એ હેતુ લક્ષમાં લઈ તેમણે 'દેશ પરદેશમાં ફરી-સ્વતંત્રતાની દીક્ષા આપવા જેટલી યોગ્યતા પ્રાપ્ત કરનાર છ હિંદી-યુવાનોને ઉત્તેજનાર્થે તેઓ છ હજાર રૂપીઆ આપશે.' એવી ઈચ્છા જાહેર કરી. આ વખતે એસ. આર. રાણા નામના પારીસમાં વસતા એક મહારાષ્ટ્રીય સજ્જને શ્રી૦ શ્યામજીને પત્ર લખી જણાવ્યું કે 'ત્રણ હિંદી-યુવાનોને હું છ હજાર રૂપીઆ ગાડીભાડા પેટે આપીશ. અને આ મદદ સાથે શિવાજી, પ્રતાપ અને કોઈ દેશપ્રેમી મુસલમાન રાજાનાં નામ જોડવામાં આવશે, તેમનો ઉદ્દેશ આવી રીતે ભારતના શિક્ષિત નવયુવાનોને

પરદેશીઓના પરિચયમાં લાવીને તેમને ક્રિયાત્મક રૂપે બળવાની ભાવનાનું શિક્ષણ આપવાનો હતો. પરન્તુ તેમની આ પ્રવૃત્તિથી કંઇ પણ વધારે કાર્ય થઈ શક્યું કે નહિ, તેની મને ખબર નથી.

ઇ. સ. ૧૯૦૬ માં વિનાયક દામોદર સાવરકર નામના એક પ્રતિભાવાન મહારાષ્ટ્રીય બ્રાહ્મણ બારીસ્ટર થવાને માટે લન્ડનમાં ગયા. તેમના આગમનથી શ્યામજી કૃષ્ણવર્માના કાર્યને ઘણોજ વેગ મળ્યો. પરન્તુ તેમનાથી પણ કોઈ પરદેશી સત્તા સાથે સંબંધ જોડી શકાયો નહિ.

જ્યારે વિનાયક સાવરકર લંડનમાં રહેતા હતા, ત્યારે બંગાળાના સુપ્રસિદ્ધ સજ્જન હેમદાસ વિલાયત આવ્યા હતા.. પરન્તુ હેમદાસનો ઉદ્દેશ બૉમ્બ અને વિસ્ફોટક પદાર્થ બનાવવાની વિદ્યા પ્રાપ્ત કરવાનો હોવાથી તેમનાથી પણ કોઈ પરદેશી સત્તા સાથે સંબંધ બાંધવા માટે પ્રવૃત્તિ થઇ ન શકી.

પંજાબના સુપ્રસિદ્ધ નેતા લાલા હરદયાલ પણ આ વખતે વિલાયતમા હતા. બળવા વીરોના પરિચયમાં આવ્યા બાદ તેમણે પણ આ બાબતમા તેમનાથી બનતો સહકાર દેવો શરૂ કર્યો. છતાં કોઇ પરદેશી સત્તા સાથે સંબંધ જોડવાનો તેમને પણ વિચાર ન ઉપજ્યો.

તે દરમીઆન બંગાળામાં સ્વદેશી ચળવળ ધમધોકારપણે ચાલતી હતી. તેના અશાન્ત યુવાનો તન, મન અને ધનથી સ્વાધીનતાની વેદીમા પ્રાણાર્પણ કરવાની તૈયારીઓ કરતા હતા. અત્યાર સુધી કેવળ ધનિકોના પુત્રો બારીસ્ટર કે આઈ.

સી. એસ. થવાને માટે અથવા તો વિલાયતનો ભોગવિલાસ જોવાને માટે દેશની બહાર જતા હતા; પરન્તુ બંગભંગની ચળવળથી દેશમાં જે નવજીવનની રોશની ઝગઝગી ઉઠી, તેને કારણે દેશ-સેવાની અનેરી ધગશથી પ્રેરાઈ શાન્ત, શાણા અને ભલા ગણાતા અનેક નવયુવકો અમેરિકામાં આવીને એકત્ર થયા. આ નવયુવકોમાંથી આપણે શ્રી૦ તારકનાથ દાસના નામથી તો સારી રીતે પરિચિત છીએ.

લંડનમાં કેટલાક દિવસ કાર્ય કર્યા બાદ શ્યામજી કૃષ્ણ વર્માને ફ્રાંસ નાસી આવવાની ફરજ પડી. આ વખતે પારીસમાં મૅડમ કામા નામની વીર રમણી વસતી હતી, તે હિંદના બળવાવીરો તરફ હાર્દિક સહાનુભુતિ ધરાવતી હતી.

લાલા હરદયાલ પણ આ પછી એક વખત દેશમાં પાછા આવી અમેરિકા તરફ ચાલ્યા ગયા. ત્યાં તેમણે કોઇ વિશ્વવિદ્યાલયમાં હિંદુ દર્શનશાસ્ત્રોના અધ્યાપક તરીકે કેટલોક સમય કાર્ય કર્યું. તારકનાથદાસ પણ સદ્ભાગ્યે ત્યાંના બીજા કોઇ વિશ્વ વિદ્યાલયમાં અધ્યાપક તરીકે નીમાઇ ચૂકયા હતા. તેમના સિવાય એક બંગાળી યુવાન પણ અમેરિકામાં અધ્યાપક તરીકે કાર્ય કરતો હતો. આ યુવાન 'બંગાળાનો વિપ્લવવાદ'માં જણાવેલો સુરેન્દ્ર હતો કે અન્ય કોઈ હતો, તે હું કહી શકતો નથી. અમેરિકામાં "ધદર" દળ સ્થપાયા બાદ થોડા દિવસ પછી લાલા હરદયાલ અને એ બંગાળી અધ્યાપકે તે વખતના અમેરિકાના પ્રમુખની મુલાકાત લીધી અને તેમને ભારતવાસીઓને યુદ્ધકળા શીખ-

વવાની બાબતમાં અને બીજા કેટલા વિષયમાં પૂરતી અનુ-
કૂળતા કરી આપવા માટે પ્રાર્થના કરી પણ પ્રમુખ મહોદયે
તેમની પ્રાર્થના સ્વીકારી નહિ. અહિંથી નાસીપાસ થતાં
તેમણે બીજી એક રાજ્યસત્તાની મુલાકાત લીધી ત્યાં તેમને
સફળતા મળી. આ બનાવનો પંજાબનું પ્રચંડ કાવતરૂં ભાગ
બીજામાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પરંતુ અમેરિકાના આ
બળવા મંડળ ને ભારતના બળવા મંડળ સાથે કશોયે
સંબંધ ન હતો, એ સાચું છે.

આ વખતે બંગાળાની બળવા સમિતિ તરફથી એક
યુવાનને બર્લીન મોકલવામાં આવ્યો; પણ તેનાથી જર્મન
સરકાર પર કોઈ જાતની છાપ પાડી શકાઇ નહિ. વિદેશી
રાજ્યસત્તા પર પ્રભાવ પાડવા માટે જે યોગ્યતા અને
ચારિત્ર્ય બળની જરૂર હતી, તેનો આ યુવાનમાં અભાવ
હતો.

ગમે તેમ હોય, પણ અમેરિકાની કોઇ રાજ્ય-
શક્તિ સાથે ભારતના બળવા-વીરોએ સંબંધ જોડયો કે
તરતજ યુરોપમાં મહાન વિગ્રહ શરૂ થયો. આના પરિણામે
લાલા હરદયાલ, તારકનાથ દાસ ઈત્યાદિ અમેરિકાનો ત્યાગ
કરી યુરોપમાં નાસી આવ્યા. આ રીતે બળવા માટે તેમણે
ઘડેલી સુંદર યોજના આમ એકાએક નિષ્ફળ થઈ ગઈ!

લાલાજી પ્રથમ કૉન્સ્ટેન્ટિનોપલ આવ્યા અને પછી જીનીવા
થઈ બર્લીન ખાતે આવી પહોંચ્યા. આ રીતે તેઓ યુરોપમાં
વસતા ભારતના કેટલાક બળવા-વીરોના પરિચયમાં આવી

શક્યા.

ગયા મહાન યુરેપી વિગ્રહની શરૂઆતમાંજ અલીગઢ જીલ્લાના સમૃદ્ધ જમીનદાર શ્રી. મહેન્દ્રપ્રતાપસિંહ સ્વીટ્ઝરલૅન્ડ જઈ પહોંચ્યા. જીનીવામાં લાલ હરદયાલની તેમની સાથે મુલાકાત થઈ. અને તે પણ તેમની સાથે બર્લીનમાં આવ્યા. આ રીતે મહેન્દ્રપ્રતાપ ભારતના બળવા મંડળમાં જોડાયા.

લાલા હરદયાલને આ રીતે યુરોપમાં આવવાનું થતાં અમેરિકાના બળવા મંડળનો બોજો રામચંદ્ર નામના સજ્જનને માથે આવી પડયો.

આ પહેલાં પણ યુરેપમાં ભારતવાસીઓનું એક બળવા મંડળ અસ્તિત્વ ધરાવતું હતું. તેના ડૉ૦ ચક્રવર્તી અને વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાય પ્રમુખ હતા.

આ વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાય શ્રી૦ અઘોર ચટ્ટોપાધ્યાયના પુત્ર થાય દેવી સરોજિની નાયડૂ અને 'શમા' પત્રિકાની હાલની સંપાદિકા શ્રીમતી મૃણાલિની ચટ્ટોપાધ્યાય આ વીરેન્દ્રની બ્હેનો થાય છે. આ વીરેન્દ્રે રોમન કૅથોલિક સંપ્રદાયની એક યુવતિ સાથે લગ્ન કર્યું છે. પતિ પત્ની બંને પોતપોતાના ધર્મમાં એટલાં બધાં ભક્તિભાવવાળાં છે, કે તે કારણે તેમને અલગ રહેવાની ફરજ પડી છે; છતાં ભારતના ઉદ્ધારને માટે થતી પ્રત્યેક પ્રવૃત્તિ તરફ તેમનો સંપૂર્ણ સહકાર છે, એ નિર્વિવાદ છે. તેમના પ્રેમમાં આમ અલગ અલગ રહેવા છતાં કોઈ જાતની ક્ષતિ પહોંચી નથી. હાલ પણ શ્રી. વીરેન્દ્ર

ચટ્ટોપાધ્યાયને ખર્ચ તે યુવતિજ ઉઠાવે છે.

યુરોપી વિગ્રહ શરૂ થતાંની સાથે યુરોપ અને અમેરિકાનાં હિંદી બળવા–મંડળો એકત્ર થયાં અને તેમના પ્રતિનિધિઓએ જર્મન સરકારની સાથે હિંદમા બળવો જગાડવા બાબત મસલત શરૂ કરી.

જર્મનીમા જે હિંદી–બળવા–મંડળ એકત્ર થયું હતું, તેમાં હરદયાલ, તારકનાથ, બરકતુલ્લા, ચન્દ્રકુમાર ચક્રવર્તી, હેરમ્બલાલ ગુપ્ત, વીરેન્દ્ર સરકાર, મહેન્દ્ર પ્રતાપ અને ચમ્પક રામન પિલ્લૈ આટલી વ્યક્તિઓ સામેલ હતી, એમ રાઉલેટ કામિટીનો રિપોર્ટ વાંચતા જણાઇ આવે છે ચમ્પકરામન પિલ્લૈ સ્વીટ્ઝરલેન્ડના બળવા–મંડળના પ્રમુખ હતા.

પ્રથમ હરદયાલ આદિ કેટલાક સજ્જનોએ જર્મનીની બહાર સ્ટોકહોમ શહેરથી એક પત્રિકા પ્રકટ કરી. આ પત્રિકાનો ઉદ્દેશ યુરોપના દેશોની ભારતવાસીઓ તરફ સહાનુભૂતિ પ્રકટાવવાનો અને અંગ્રેજ સરકાર હિંદનુ રાજ્યતંત્ર કેવી રીતે ચલાવે છે, તેનો તેમને પરિચય આપવાનો હતો. યુરોપ અને અમેરિકામા આવા પ્રકારનુ પ્રચાર કાર્ય કરવા ી કેટલી બધી જરૂર છે, તેની હજુ પણ આપણા દેશનેતાઓને જરાયે ખબર નથી. જો તેમને આ વાતની ખબર હોત તો જરૂર તેમણે તે દિશામા કંઇ ને કઇ કાર્ય કરી બતાવ્યુ હોત

આ રીતે પોતાનો સ્વાર્થ સાધવાને માટે અંગ્રેજો કેટલા રૂપીઆ પ્રચાર–કાર્યમા ખરચે છે, કેટલા સારા બુદ્ધિશાળી માણસો તેને આગળ ધપાવવા માટે રોકે છે તેમજ

તે સર્વને યથાર્થ સહાય આપવા માટે કેવી કેવી યોજનાઓ ઘડે છે—આ સર્વનો આછો પણ ચિતાર આપણા દેશનેતા ઓની દૃષ્ટિ સમક્ષ ખડો થયો હોય એમ જણાતું નથી. આને લઈને જ્યારે કોઈ ભારતવાસી પરદેશમાં પોતાના દેશને માટે સહાનુભૂતિ અને સહકાર મેળવવા યત્ન કરે છે, ત્યારે આપણા દેશનેતાઓની અંગ્રેજ સરકારને વફાદાર રહેવાની ઘોષણાના પડઘા પરદેશોમા સંભળાતાં તેમના યત્નને નિષ્ફળતા મળે છે.

એક તરફ હિંદ વિરુદ્ધ પ્રચાર કાર્ય શરૂ થયુ અને બીજી બાજુ શસ્ત્રબંધીના કાયદાનો મોટો ઉગામવવામા આવ્યો ચીનના શાંઘાઈ શહેરમા જર્મનીનો જે પ્રતિનિધિ હતો, તેના પર અસ્ત્રશસ્ત્ર આગાવા લેવાની સઘળી જવાબદારી ના ખવામા આવી હતી આ પ્રતિનિધિ અમેરિકાના વૉશીંટન શહેરના જર્મન પ્રતિનિધિની સૂચનાનુસાર કાર્ય કરતો હતો આ રીતે જર્મનીના રાજ્ય પ્રતિનિધિઓ અને યુદ્ધ—સચી વોની માગ્ફતે આખા ભાગનમા ભડગવાની આગ પ્રજ્વલિત કરવાની યોજના યુરોપ અમેરિકાના હિંદી—ભડગવાવીરો ઘડવા લાગ્યા

જર્મનીમા ભિન્ન ભિન્ન વિશ્વવિદ્યાલયોમા જે હિંદી યુવાનો વિદ્યાભ્યાસ કરતા હતા, તેમને યુરોપી વિગ્રહ ફાટી નીકળતા જર્મન સરકારે કેદ કર્યા હતા પછીથી આ યુવાનોમાથી કેટલાકને જોઈના આપનો ન રે હિંમા બળવો જગાડવા માટે તેમને સ્વદેશ મોકલી રાખ્યા આરંભ થયા

છતાં ઘણું કરી યુરોપમાં વસતા હિંદી બળવાવીરો સાથે જર્મન સરકારને કશી વાતચીત થઇ નહોતી. આ પ્રમાણે જર્મનીમાંથી રૂપિયા લઇ જેઓ દેશમાં આવ્યા તેમાંના ઘણાક તો એ નાણાં હજમ પણ કરી ગયા. એમાંથી ફક્ત બેએક જણાએ દેશમાં આવી બળવાવાદીઓની મુલાકાત લીધી. યુરોપનું મંડળ પહેલેથીજ જરા વિચારપૂર્વક ને સાવધ રહીને કામ કરતે તો આવી અંધી વેરણખેરણ વસ્તુ સ્થિતિ ન નીપજત. રાઉલાટ કમિટીનો રિપોર્ટ વાંચવાથી તો નથી જણાતું કે યુરોપમાં એવું કોંઇ મજબૂત બળવા મંડળ હોય. જે કંઇ યુરોપમાં થયું તે બધું કરનારા તો અમેરિકાના ઘદર મંડળવાળાજ હતા.

ગમે તેમ, જર્મન એક્ષ્પર્ટો–નિષ્ણાતો સાથે મસલત કર્યા કેડે ઠર્યું કે બ્રહ્મદેશની સરહદ પર બળવો કરવાની અભિલાષા ધરાવતા હિંદી–યુવાનોને તાલીમ આપવી અને તેમની દ્વારા પરદેશથી આણેલાં અસ્ત્રશસ્ત્રો દેશના બળવા–વીરોને પહોંચાડવાં અને આ રીતે આખા દેશમાં બળવાની આગ ફુંકવી. 'ઘદર' મંડળના જે શિખ સભાસદો દેશમાં આવ્યા હતા, તેમના જેવા કેટલાક શિખો અમેરિકા, ચીન મલેય દ્વીપ ઇત્યાદિ દેશોમાં આ વખતે વસતા હતા. આ લોકો મારફતે બ્રહ્મદેશ પર આક્રમણ કરવાની યોજના હિંદી બળવા વીરો ઘડી રહ્યા હતા. આ વખતે જાવા, ફીલીપાઇન્સ, સીઆમ અને શાંધાઈ ઇત્યાદિ સ્થળોએ હિંદી બળવા–વીરો ઉપરાઉપરી દોડધામ ચલાવી રહ્યા હતા.

આ બાજુ જેમ 'ઘદર' મંડળ પરદેશમાં બળવાનું કાર્ય કરવા લાગ્યું, તેમ બહારના બળવા–મંડળને મળીને ભારતનું બળવા–મંડળ પણ શકિત અનુસાર બળવા માટે યથાર્થ તૈયારી કરવા લાગ્યું. ઈ. સ. ૧૯૧૫ના ફેબ્રુઆરીમાં યતીનબાબુના મંડળના ભોળાનાથ ચટ્ટોપાધ્યાય બૅંગ્કોક ગયા. પરન્તુ તેમનાથી આ કાર્ય કેટલું આગળ ધપ્યું એ કહી શકાય નહિ. યતીન્દ્રનાથ લાહિડી નામનો એક યુવક યુરોપ આવ્યો ત્યાર પછી તેમની સૂચનાનુસાર યતીનબાબુના મંડળના નરેન્દ્રનાથ એપ્રીલ માસમાં પ્રથમ બટેવીઆ (જાવા) ગયા. રાસબિહારી આ વખતે શાંઘાઇમાં હતા. તેમનું મૂળ કાર્ય હવે શરૂ થયું. બટેવીઆ (જાવાની રાજધાની) અને બૅંગ્કોક (સીઆમની રાજધાની) એ બંને સ્થળોમાં બળવા–વીરોનું કાર્ય જર્મનીના પરદેશ ખાતાના મુખ્ય સચીવ અને 'ઘદર' પક્ષના સંયુક્ત સહકારથી ચાલતું હતું. બટેવીઆના 'ઘદર' મંડળ સાથે બંગાળાના બળવા-મંડળનો સંબંધ આ વખતે જોડાઇ ચૂકયો હતો.

ઈ. સ ૧૯૧૫ ના એપ્રીલની એકવીસમી તારીખે કેલી-ફોર્નીઆના સાનપેડ્રો બંદરમાંથી 'મૈવરિક' નામનું એક વહાણ ભારત તરફ આવવાને નીકળ્યું. આ વહાણ પહેલાં સ્ટેન્ડર્ડ ઑઇલ કમ્પનીનું તેલ લાવવા લઈ જવાનું કાર્ય કરતું હતું, અને પછીથી તેને સાન્ફ્રાન્સીસ્કોની એક જર્મન કમ્પનીએ ખરીદી લીધું હતું. આ વહાણ ઉપડતી વખતે તેમાં સર્વ મળીને પચીસ કામદારો અને પાંચ નોકરો હતા.

આ લોકો પોતાને ઈરાની કહેવડાવતા હતા; છતાં વસ્તુતઃ તેઓ હિંદી હતા. સાન્ફ્રાન્સીસ્કોમાં વસતા જર્મનીના પરદેશ ખાતાના પ્રધાન અને બળવા-મંડળના મહારથી રામચંદ્ર-એ બેની મહેનતથી તેને મોકલવામાં આવ્યું હતું. યોજના એવી ઘડવામાં આવી હતી કે આ વહાણને ઍની લાર્સન નામનું એક બીજું નાનું વહાણ જોઈતાં અસ્ત્રશસ્ત્રાદિ સાધન સાથે રસ્તામાં મળવાનું હતું, તેમાંથી તેને ઉપરોક્ત સાધનો લેવાનાં હતાં. પરન્તુ મુકરર કરેલા સમયે ઍની લાર્સન મૈવરિકને રસ્તામાં ન મળી શક્યું અને તેથી હતાશ થઇ તે થોડા હિંદીઓ અને જર્મન કારીગરોને લઇને બટેવીઆ આવી પહોંચ્યું. બટેવીઆના ડચ અધિકારીઓએ મૈવરિકની ઝડતી લીધી; પણ તેમાંથી કોઇ આપત્તિજનક વસ્તુ નહિ મળી આવવાથી તેને આખરે છોડી દીધું. બીજી બાજુએ જુન મહિનાની આખરે ઍની લાર્સન અસ્ત્રશસ્ત્રાદિ સાધનો સાથે વૉશીંગ્ટન પહોંચ્યું. પરન્તુ તે અમેરિકાની સરકારની ચુંગાલ હેઠળ આવતાં તેનાં સઘળાં લડાયક સાધનો જપ્ત કરવામાં આવ્યાં. વૉશિંગ્ટનના જર્મન સચીવે આ વસ્તુઓ પાછી મેળવવા માટે દાવો માંડયો; પણ અમેરિકાની સરકારે તે દાવો સાંભળવાની સ્પષ્ટ ના પાડી. છેવટે મૈવરિક બટેવીઆથી નીકળી અમેરિકા આવ્યું, તેમાં એમ. એન. રૉય પણ હતા.

હેન્રી એસ નામનું એક વહાણ અસ્ત્રશસ્ત્રો સાથે મનીલા સુધી આવી પહોંચ્યું, પરન્તુ ત્યાંના ફીલીપાઇન અધિકારીઓએ આ સર્વ વસ્તુઓને એકદમ જપ્ત કરી લીધી. આ

વહાણમાં બોહેમ નામનો એક જર્મન સેનાપતિ હતો, તેણે બર્માની નજીકના કોઈ પ્રદેશમાં બળવાખોરોને યુદ્ધવિદ્યા શીખવવાનું માથે લીધું હતું, એમ કહેવાય છે. તેને સિંગાપુર ખાતે પકડવામાં આવ્યો. જાવાના જર્મન સચીવ સાથે મસલત કરીને મૈવરિકનાં સઘળાં અસ્ત્રશસ્ત્રો બંગાળાના રાયમંગળને ત્યાં ઉતારી નાખવાનો નરેન્દ્રનાથે નિશ્ચય કર્યો હતો. આ નિર્ણયને અમલમાં મૂકવા માટે સર્વ પ્રકારની તૈયારી થઈ ગઈ હતી, પણ મૈવરિક આવ્યું નહિ. અને છેવટે ૧૯૧૫ ના જુલાઈમાં અંગ્રેજ સરકાર આ સર્વ કાવતરૂં જાણી ગઈ, તેના પરિણામે હિંદમાં ઉપરાઉપરી ધરપકડો શરૂ થઈ.

આ પ્રમાણે નિષ્ફળતા મળ્યા છતાં ફરીથી પણ રાસબિહારીએ અસ્ત્રશસ્ત્રો મોકલવાની યોજના ઘડી હતી. આ યોજના પ્રમાણે ૧૯૧૫ ના ડિસેમ્બરમાં હિંદમાં બળવાની શરૂઆત થવાની હતી. આ યોજના પ્રમાણે જોઈતાં યુદ્ધનાં સાધનો લઈ એક વહાણ આંદામાન મોકલી ત્યાંથી કેદીઓને મુક્ત કરવાના હતા. આ કેદીઓને લઈને બર્મા પર એકદમ છાપો મારવાનો હતો. અને બીજી બાજુએ તેવુજ વહાણ હિંદના કિનારા પર આવવાનું હતું. બંગાળાના બળવા-વીરોને મદદ આપવા માટે સાઠ હજાર ગીલ્ડર્સ (હોલૅન્ડનો ચાદીનો સિક્કો) લઈને એક ચીની સજ્જન હિંદ તરફ આવતો હતો, પણ તેને સિંગાપુર ખાતે પકડવામા આવ્યો. તેની પાસેથી પીનાંગના એક બંગાળી ગૃહસ્થનું અને બે કલકત્તાના વતનીઓનાં સરનામાં મળી આવ્યાં. સિંગાપુરમાં અવની

સુકરજી નામનો એક બીજો પણ બળવા–વીર પકડાઇ ગયો. એની નોંધપોથીમાંથી રાસબિહારીનું શાંઘાઇનું સરનામું મળી આવ્યું. આ ઉપરાન્ત શાંઘાઈ વસતા બે ચીનાઓ, ચંદ્રન-ગરના મોતિલાલ રાય, કલકત્તા, ઢાકા અને કુમિલ્લાના કેટલાક બળવા–વીરો અને શીખ ઇજનેર અમરસિંહ ઈત્યાદિના નિવાસ સ્થાનની સંપૂર્ણ માહિતી મળી આવી. શાંઘાઈમાં ઝડતી લેવામા આવી, અને અવનીબાબુની નોધીપોથીમાં જ-ણાવેલા સરનામાથી તે બે ચીનાઓની તપાસ થઈ. તેમની પાસેથી કેટલીક રિવોલ્વરો અને કારતુસો મળી આવ્યા. 'હેન્રી એસ ' નામનું વહાણુ અસ્ત્રશસ્ત્રો લઇ સીઆમમા ઉપર્યુક્ત શીખ ઇજનેર અમરસિંહને ત્યાં આવે અને આ સાધનો થોડા પ્રમાણમાં તેમને ત્યાં સંતાડે, એ યોજના ઘણી સારી હતી. ' અમરસિંહને ફાંસીએ ચડાવવામાં આવ્યા છે ' એમ રાઉલેટ કમિટીનો હેવાલ કહે છે; પરન્તુ આ અમરસિંહની ત્યાર પછી આંદામાનમાં મે મુલાકાત લીધી છે. એને ફાં સીની સજા થયેલી એ વાત સાચી છે, પણ પછીથી બીજા બળવા–વીરોની જેમ એને પણ આજન્મ કાળાપાણીની સજા ફરમાવવામાં આવેલી.

લડાઇનાં સાધનો લઇ જે થોડાં ઘણાં વહાણો હિંદ તરફ આવતાં હતાં, તેમાંથી એક વહાણુને ડચ સરકારે આન્તર-રાષ્ટ્રીય યુદ્ધના નિયમાનુસાર હસ્તગત કરી લીધું હતું, અને બીજા વહાણુને અંગ્રેજોના લડાયક વહાણે આંદામાન નજીક ડૂબાવી દીધું હતું. ત્રીજા વહાણુનું શું થયું, એ હું કહી

શકતો નથી. આ દરમીઆન યતીનબાબુના મંડળનો એક યુવાન શાંઘાઇ આવ્યો, પણ તે તરતજ પકડાઈ ગયો.

આ રીતે બળવો જગાડવાની ત્રીજી યોજના પણ વ્યર્થ ગઈ! ગત યુરોપી યુદ્ધ શરૂ થયા બાદ દોઢ વર્ષ સુધી હિંદની બહાર જવા આવવામાં કોઈ ખાસ મુશ્કેલી જણાતી નહિ. પરન્તુ જ્યારથી બ્રિટીશ સરકારને બળવાની આ સઘળી યોજના સમજાઇ, ત્યારથી પરદેશ આવવા જવા માટે કેટલાક સખત નિયમો ઘડાયા. આ જ કારણે અસ્ત્રશસ્ત્રો સાથે મોકલેલું વહાણ સરકારની ચ'લાક દૃષ્ટિમાંથી છટકી શક્યું નહિ. આ ઉપરાંત જર્મનોને પણ પશ્ચિમની સરહદ તરફ એટલું બધું ધ્યાન આપવાની ફરજ પડી, કે તેઓ હિંદ તરફ બરોબર ધ્યાન આપી શક્યા નહિ. ભારતના બળવા-વીરો પોતાના મંડળના અસ્તિત્વનો આછો સરખો યે ઇતિહાસ ન આપી શક્યા, જેથી અન્ય રાજ્ય શક્તિઓનું ધ્યાન તેમના તરફ સ્વાભાવિક રીતેજ ખેંચાય. જો યુદ્ધની શરૂઆત થયા પહેલાં અગાઉથીજ બળવા માટે આ બળવા-વીરોએ તૈયારી કરી હોત, તો તેમને ઘણે અંશે સફળતા મળી હોત, એ સહેજે કહી શકાય એમ છે.

જે લોકો એમ વિચારે છે કે રાજાસત્તાક રાજ્યો પાસે સહાયને માટે હિંદી બળવાવીરોએ આશા રાખી હતી, તેથી તેમને નિષ્ફળતા મળી, તેમણે જાણી લેવું ઘટે છે કે, આ રાજાસત્તાક રાજ્યોના એકમેક સાથેના કલહને લઈનેજ બુરી અવસ્થા ભોગવવા છતાં ચીન અત્યારસુધી પરતંત્ર નથી થઈ

શકયું, તેમજ અફઘાનિસ્તાન, તુર્કસ્તાન ઇત્યાદિ દેશો આ ભિન્ન ભિન્ન રાજ્યશકિતઓની સહાનુભૂતિ અને સહાય મેળવી ધીમે ધીમે ઉન્નત થતા જાય છે. ગયા બોઅર યુદ્ધમાં જર્મનોએ બોઅરોને યુદ્ધનાં સાધનો પૂરાં પાડી ઓછી મદદ નથી કરી. તેમજ ગયા યુરોપી વિગ્રહને લઇને તુર્કસ્તાનની દશા એકદમ સુધરી ગઇ છે. તે વખતે કમાલપાશાએ તુર્કી સરકારની વિરૂદ્ધ પડકાર કરી મિત્ર રાજ્યોનાં સન્ધિપત્રોને અવગણવાની હિંમત ધરી હતી, કારણ કે તેને ફ્રેંચ લોકોની મદદ હતી. આજે વળી લોકોની મદદ પર આધાર ન રાખતાં-તદ્દન સ્વતંત્ર થવા ખાતર અંગોરા સરકાર અમેરિકાની ખુશામત કરી રહી છે.

મૂળ વાત એ છે કે જે માથું ઉંચું કરી ઉભો થાય તેને સહાય આપનાર ઘણા છે. પોતાનાજ બળના અભાવે આપણે પરતંત્રના વેઠીએ છીએ. *

## (૧૨)

## બ્રહ્મદેશની કહાણી

હિંદીઓના પ્રયાસથી બ્રહ્મદેશમા જે બળવાના પ્રયાસ થયા તેનાથી ઘણા વખત પૂર્વે પણ કેટલાક સ્વતંત્રતા પ્રેમી

* આ પ્રકરણ રાઉલાટ કમિટીના અહેવાલને આધારે લખ્યું છે. નલિનીબાબુની ચોપડી પર આધાર રાખી શકાયો નથી—લેખક.

બ્રહ્મીઓએ બળવાની બાજીઓ રચેલી ને એમનામાંના કેટલાય આંદામાનમાં સડતા હતા. લડાઇ પત્યા કેડે તેઓ છૂટી ગયા. છતાં બ્રિટીશ સરકાર આ બધા બળવાપ્રયાસો તરફ બ્હીકની નજરે નહોતી ભાળતી. એનુ કારણ એજ જણાય છે, કે આવી ચળવળો, કોઇ દેશવ્યાપી રાષ્ટ્રીય જાગૃતિને પરિણામે નહોતી, ને તેથી તે એવી શક્તિમાન પણ બની નહોતી. પણ હિંદના બળવાવીરોના પ્રયત્નથી એ પ્રાન્તમાં પણ બહુ મોટા પાયા પર બળવાની યોજના રચાઈ. રાઉલાટ અહેવાલમાં લખ્યું છે કે, "એમ છતાં હિંદની બળવા-ચળવળ સાથે સંકળાયલી કાવતરાબાજીમાંથી બ્રહ્મદેશ પણ તદ્દન મુક્ત નહોતો. બ્રિટીશ સલ્તનતને ઉથલાવી પાડવાના અને લશ્કરી ટુકડીઓને ઉશ્કેરી મૂકવાના દૃઢ અને મજબૂત પ્રયાસ ત્યાં પણ થયેલા."

આ મજબૂત પ્રયાસ કેવા પ્રકારના હતા, તેની કંઇક પિછાન આપું છું.

ગયા તુર્કી–ઇટાલી યુદ્ધ વેળા હિંદના મુસલમાનોએ જે મેડીકલ મીશન ઘાયલોની સેવા માટે તુર્કી મોકલ્યુ હતુ તેમાં ફૈઝાબાદ પાસેના અકબરપુરનો રહેનાર અહમદ સિદ્દીકી નામનો એક મુસ્લીમ તરુણ પણ હતો. વાલીઓને કશી ખબર અંતર આપ્યા શિવાયજ એ મીશનમા એ દાખલ થઈ ગયેલો ને હિંદનો કિનારો છોડ્યા કેડે ઘરના માણસોને એક કાગળ લખી નાખેલો કે હું તો મેડીકલ મીશનમા દાખલ થઈ તુર્કી જાઉં છુ.

કામકાજને અંગે એને અનવર પાશા સાથે લગભગ ચાર મહિના સુધી રણમેદાનમા રહેવુ પડ્યુ. તે વેળા એણે અનવર પાશાના જીવનની અનેક રસભરી રહસ્ય ભરી કહાણીઓ જાણી તુર્કીઇટાલિ અને તુર્કગ્રીક લઢ઼ ઇ વેળા ઇગ્રેજોની ફૂટ નીતિ ને મુત્સદ્દીગિરીનો પરચો તુર્ક લોકો-ઓ સારી પેઠે જોયેલો એ મુત્સદ્દીગિરીની કહાણી, તુર્કીનું ભાગ્યવિધાન ઘડનાર તરૂણ તુર્ક મંડળની વાત, કેવી રીતે એ તરૂણ મડળ તુર્કીમાં પ્રથમ પ્રગટ્યું ને કેવી રીતે એણે તુર્કીમા ચેતનનો સચાર કરી બળવાબાજી રચી તેમજ કેવી રીતે અબ્દુલ હમીદ જેવા મજબૂત જોરાવર ને ક્રૂર સુલતાનને પદભ્રષ્ટ કરી તુર્કીમા નિયમાધિન રાજતત્ર સ્થાપ્યુ એ બધી વાતો રોજ ને રોજ અનવર પાશા પાસેથી જાણે સ્વપના જોતો હોય તેમ અલી અહમદ સાભળે. મુસ્લીમ જગતની આ વીર કથાઓ અને માનવીના ઉત્થાનના પ્રેરણાગીતો સાભળી એનુ હૃદય આનદે નાચી ઉઠતુ અને મુસ્લીમ જગતના ઉજળા ને ગરવા ભાવી નુ ચિત્ર કલ્પી કલ્પી એમાથી એ આનંદ પીતો. તુર્કીના એકમુખ્ય આગેવાન યુરોપ ખડમા ડકો વગડાવનાર સે નાપતિ જે તુર્કીની આસમાની સુલતાનીના મુખ્ય આધાર રૂપ હતા તે-હિંદના એક સામાન્ય જુવાનિયા સાથે આમ દિલ ખોલીને નિખાલસ વાતો કરતા ત્યારે એ જુવાનની છતી ગજ ગજ ફુલતી ને જોરથી ધડકતી અને બીજીજ પળે જ્યારે તે હિંદની હીનદીન દશા ને રોજના અપમાનોની વત એને સાભરતી ત્યારે જાણે અજાણે પણ ઘોર બ્રિટીશ

વિદ્વેષ એના હૃદયમાં પ્રજળી ઉઠતો અને એની નસોમાં ધડધડાટ વહેતું લોહી એને ખેચીખેંચીને બળવા મંડળોમાં ભળવા દોરતું.

પછી અલી અહમદ વગેરે કેટલાક હિંદી નવજુવાનોએ દેશ સમસ્ત–તુર્કી જોવાની ઇચ્છા પ્રદર્શિત કરી. ઠેર ઠેર રાજપ્રતિનિધિઓએ ભારે ધામધૂમથી અને બાદશાહી ઠાઠથી એમને દેશ બતાવ્યો. આમ દેશમાં ફરતાં ફરતાં જ્યારે શહેર શહેરમાં તુર્કી સ્ત્રી–પુરૂષો ભેળા થઈ જયજયકાર બોલાવી એને માન આપતા અને જ્યારે રાજમાર્ગની બંને બાજુએ ઝરૂખાઓમાં ઉભેલી સુન્દરીઓની ઉત્સુક દૃષ્ટિ અને એમને હાથેથી વેરાયલાં પુલડાંની એમના ડીલ પર ઝડી પડતી ત્યારે હિંદુસ્તાન કરતાં સોગણો પ્રેમ એને તુર્કી પર ઉપજતો ને તેનેજ પોતીકો દેશ ગણવાની તમન્ના ઉદ્ભવતી. સ્વદેશમાં ઇંગ્રેજોને હાથે જે ટપલા પડતા તેની સાથે તુર્કીમાં મળેલા આ માનની સરખામણી કર્યાં વિના ન રહેવાતું. એમ ને એમ અલી અહમદને બળવાના મંત્રોની દીક્ષા મળી ને બીજા ઘણાક હિંદી મુસલમાનોની પેઠે અલી અહમદ પણ યંગ ટુર્ક સોસાયટી–તરૂણ તુર્કી સંઘમાં દાખલ થઇ ગયો.

એજ તુર્કી–ઇટાલી યુદ્ધના ગાળામાં પંજાબનો એક બીજો જુવાન અબુ સૈયદ રંગુનથી મીસર ગયો અને ત્યાંથી તુર્કી ગયો. અબુ સૈયદની ભલામણ અને સૂચનાથી તરૂણ તુર્કી મંડળના સભ્ય તૌફીકબેને સને ૧૯૧૬ માં રંગુન મોકલવામાં આવ્યો. રંગૂનના એક વેપારી અહમદ મુલ્લા

દાઉદને તુર્કીના તૌફિકબેનો સલાહકાર બનાવવામાં આવ્યો. યુદ્ધના પાછળના વખતમાં આ મુલ્લા દાઉદ તુર્કીના સલાહકાર રૂપે રંગૂનમાં હતો.

બાલ્કન યુદ્ધની સમાપ્તિ પછી અને યુરોપી વિગ્રહની શરૂઆત થઈ ગયા બાદ અલી અહમદ દેશમાં પાછો આવ્યો અને થોડાક દિવસ ઘેર રહી પોતાની સ્ત્રીનાં ઘરેણાં વેચવાથી જે થોડા રૂપીઆ મળ્યા તે લઈને વેપાર કરવા રંગુન ચાલ્યો ગયો. કોન્સ્ટેન્ટિનોપલથી કાયમઅલી નામના એક હિંદી મુસલમાનને તરૂણ તુર્ક મંડળનો પ્રતિનિધિ બનાવી તુર્ક લોકોએ હિંદુસ્તાનમાં મોકલ્યો. કાયમઅલી અને અલી અહમદ બને રંગૂનમાં અરસપરસ મળ્યા અને તુર્કીની આ ગેવાની હેઠળ તેમણે બર્મામાં બળવો જગાડવાના શ્રીગણેશ માંડયા. થોડાક દિવસની અંદર તેમણે સ્થાનિક મુસલમાનો પાસેથી પદરેક હજાર રૂપીઆનું આ કાર્યને માટે ઉઘરાણું કર્યું. આ સંબંધમાં કહેવું જોઈએ કે બંગાળાના ધનિકો ત્યાંના બળવાવીરોને આર્થિક મદદ નહિ આપતા હોવાથી ત્યાં અવારનવાર તેમના તરફથી ચોરીઓ થતી હતી.

એક તરફ જ્યારે પૅનઈસ્લામિક (વિશ્વ ઈસ્લામી) મંડળના મુસલમાનો બળવાની યોજના કરતા હતા ત્યારે બીજી તરફ અમેરિકાનું ઘદર મંડળ પણ શાંત થઈને બેઠું ન હતું. પ્રેમચંદ દામજી નામનો એક ગુજરાતી સર્જન કોઈ વખતે રંગુનથી અમેરિકા ગયેલો, તે ત્યાં જતાં વેંતજ 'ઘદર' મંડળમાં દાખલ થઈ ગયો. સૌથી પ્રથમ આ પ્રેમ-

ચંદની મદદથીજ બર્મામાં ' ઘદર ' પત્રિકા મોકલવામાં આવતી હતી. યુદ્ધના સમયમા આ પત્રિકા ગુજરાતી, હિન્દી અને ઉર્દુ-એમ ત્રણ ભાષાઓમા પ્રગટ થતી હતી. યુરોપી યુદ્ધને લઈને બર્માના કેટલાક મુસલમાનો બળવા માટે ખળભળી તો ઉઠયા હતા અને તેમાં આ પત્રિકાના ઉત્તેજન કાર્યથી તો તેમનામા બેવડું બળ આવ્યું. આ વખતે બલુચી પલટણના સૈનિકે તેના અંગ્રેજ ઓફીસરનું ખૂન કરી દીધું હતું, તેના પરિણામે આ પલટણને યુરોપ ન મોકલાવતાં રંગૂન ખાતે રોકી રાખવામાં આવી હતી. રંગૂનના મુસલમાનો ' ઘદર ' પત્રિકાની સહાયથી આ પલટણમાં બળવાનાં બીજ વાવવા લાગ્યા. આનું પરિણામ એ આવ્યું કે એ પલટણ જાહેરમા બળવો કરવાને માટે તૈયાર થઈ ગઈ. પરંતુ આ વાતનો માત્ર આછો ભાસ થતામા તો તેના સેનાપતિઓએ તેને તરતજ શિક્ષા દેવી શરૂ કરી દીધી. બસો બલુચી સૈનિકોને હિંદની જુદી જુદી જેલોમા પુરવામા આવ્યા.

આ સમયે સિંગાપુરમાં બે લશ્કરી થાણાં હતાં. આમાંના એકની સાથે બર્માના મુસલમાન બળવા મંડળે મિત્રાચારીનો સંબંધ બાધ્યો. સિંગાપુરના કાસીમ મન્સુર નામના એક ગુજરાતી મુસલમાને રંગુનમાં વસતા તેના પુત્રને પત્ર લખ્યો હતો, તેમા તુર્કીના રંગુન ખાતેના સલાહકાર પર પણ પત્ર બીડવામા આવ્યો હતો. આ પત્રમા લખવામાં આવ્યું હતું કે સિંગાપુરનુ એક લશ્કરી થાણું બળવો જગાડી તુર્કીને મદદ કરવા તૈયાર છે અને આ વખતે તુર્કીનું

એક લશ્કરી વહાણુ સિંગાપુર ખાતે મોકલવામાં આવે-એ ખાસ યોગ્ય છે. આ પત્ર અંગ્રેજોના હાથમાં જઈ પડયો અને સિંગાપુરના તે લશ્કરી થાણાને બીજે સ્થળે મોકલવામાં આવ્યું.

આ વખતે અમેરિકાના 'ઘદર' મંડળના કેટલાક સભ્યો સિંગાપુરમાં આવી પહોંચ્યા હતા. તેમણે એક તરફથી સિંગાપુરના બીજા લશ્કરી થાણામાં બળવાનાં બીજ વાવવાં શરૂ કર્યાં અને બીજી તરફથી બર્મામાં પોતાના માણસો મોકલવા માંડ્યા." સન ૧૯૧૫ની શરૂઆતમાં સોહનલાલ પાઠક અને હસનખાં નામના 'ઘદર' મંડળના બે સભ્યોએ બેંકોકથી રંગૂન આવી ત્યાં પોતાનું થાણું જમાવી દીધું. આ સ્થળે કહેવું જોઈએ કે 'ઘદર' મંડળમાં મુસલમાનોને પણ દાખલ કરવામાં આવતા હતા; પરન્તુ મુસલમાન-બળવા-મંડળમાં હિન્દુઓને માટે બિલકુલ સ્થાન ન હતું.

સિંગાપુરનાં લશ્કરી થાણામાં બળવાની ભાવનાનો પ્રચાર કરવાથી એ પરિણામ આવ્યું કે આ વખતે ખરેખરી રીતે બળવાની શરૂઆત થઇ ગઈ. જો કે અત્યાર સુધી સિંગાપુર અને પંજાબના બળવા-વીરો વચ્ચે કોઇ જાતનો સંબંધ ન હતો; છતાં આશ્ચર્યની વાત એ છે કે બંને મંડળો તરફથી બળવો જગાડવા માટે ૧૯૧૫ના ફેબ્રુઆરીની ૨૧મી તારીખ નક્કી થઈ. આ ૨૧મી ફેબ્રુઆરીને દિવસે સિંગાપુરના સૈનિકો ઘણા દિવસોના ગુલામી સંસ્કારો દૂર કરી જાહેરમાં (યુધ્ધ કરવાને માટે) અંગ્રેજોની સામે આવીને ખડા થઇ

ગયા. એક અઠવાડીઆ સુધી સિંગાપુર હિંદીઓના હાથમાં રહ્યું. પરન્તુ સિંગાપુર હિંદની મધ્યમાં ન હોવાથી તેણે જગાડેલા બળવાના છાંટા દેશના ખુણે ખુણે ઉડી શક્યા નહિ. અને એક અઠવાડીઆ પછી રશિઆ, જાપાન અને બ્રિટનનાં લશ્કરી વહાણોએ તેને ઘેરી લીધું. આ એક અઠવાડીઆ સુધી હિંદી બળવા–વીરોએ સ્થાનિક બ્રિટીશ સેના સાથે વીરતાપૂર્વક યુધ્ધ કર્યું; અને તેને હાર ખવડાવી. પરન્તુ ઉપર કહ્યા મુજબ લશ્કરી વહાણોથી એકાએક ઘેરાતા બે એક દિવસ ટક્કર ઝીલ્યા બાદ છેવટે બળવા વીરોને નાસી જવું પડ્યું. જે બળવા–વીરો નાસી ગયા, તેમણે જંગલોમાં આશરો મેળવ્યો અને જેમનાથી ન નાસી શકાયું, તે કેદી બન્યા. સિંગાપુરથી બહાર નાસી જઇ છૂટકારાનો દમ લઇ શકાય, એવું કોઈ સ્થળ નહિ હોવાથી થોડા દિવસની અંદર લગભગ ઘણા ખરા બળવા–વીરો પકડાઇ ગયા. 'સિંગાપુરમાં એક રમખાણ થયું'–એમ વિલાયતનાં પત્રોએ વાતો ઉડાવી, પણ સરકાર અને હિંદી બળવા–મંડળ બંને નિઃસંશયપણે સમજી ગયા કે બળવા–મંડળના દેશી સિપાહીઓને હાથ કરવા એ બહુ કઠિન વાત નથી.

સિંગાપુર ખાતે ઉપરની ઘટના બન્યા પછી એક બે બચી ગયેલા બળવા–વીરો બર્મા આવી પહોંચ્યા અને તેમણે ખગ હૃદયપૂર્વક દેશી સેનામાં બળવાની ભાવના જાગ્રત કરવા માંડી. એક તરફ બર્મામાં દેશી સેનામાં બળવાની ભાવનાઓનો પ્રચાર થતો હતો અને બીજી તરફ સીઆમમાં જર્મનોની -

સહાયથી બળવાની યોજના ઘડાતી હતી. સીઆમના ઉત્તર ભાગમાં જર્મન ઇજનેરાની દેખરેખ હેઠળ એક રેલ્વે લાઈન તૈયાર થતી હતી. આ કામમાં રોકવામાં આવેલા મજુરો અને મિસ્રીઓ મોટે ભાગે પંજાબી હતા. તેમની મદદથી આ રેલ્વે લાઈનની દિશા ઉપરથી બર્મા પર આક્રમણ કરવાની યોજનાઓ ઘડાવા લાગી. આને માટે અમેરિકા, ચીન વગેરે દેશોમાં ભ્રમણ કરી ચૂકેલા શીખો અને પંજાબીઓ સીઆમની સરહદમાં એકઠા થવા લાગ્યા.

શિવદયાળ કપૂર નામનો એક શીખ અમેરિકાથી ભમતો ભમતો શાંઘાઇ આવ્યો. ત્યાંના એક જર્મને તેની મારફતે બૅંગ્કોકના જર્મન કોન્સલ (Consul) એલચી પર કેટલાક રૂપીઆ મોકલાવ્યા. આ રૂપીઆમાના થોડા બર્મા જનારા શીખો પાછળ ખર્ચાયા અને બાકીના બંગાળાના એક વકીલની મારફતે બંગાળાના બળવા વીરોને પહોંચાડવામાં આવ્યા. કહેવાય છે કે આ બંગાળી વકીલે છેવટે બળવાની બધી યોજના સરકારને જણાવી દીધી ! બળવાની જે તૈયારીઓ યુરોપી વિગ્રહ પહેલાં કરવી જોઇતી હતી, તે મોડી થતાં-વિગ્રહની શરૂઆતમા થતા, ઉતાવળને લઇને આવા નાલાયક માણસોને આ કાર્યમા રોકવા પડ્યા હતા. આ વકીલ કોની ભલામણથી આ કાર્યમાં દાખલ થયો, એની મને ખબર નથી. ગમે તેમ હોય, પણ આ રીતે પરદેશીઓ તરફથી રચાયેલી બળવાની યોજના નિષ્ફળ થઈ ગઇ. પરન્તુ બર્માના બળવા-વીરોએ ફરીથી એક વાર બળવો જગાવવાનો પ્રયત્ન

કરી જોયો.

સોહનલાલ પાઠક અને નારાયણસિંહ-એ બંને જણા ફરીથી એક વાર બર્માની ભિન્ન ભિન્ન લશ્કરી છાવણીઓમાં જઇને સિપાહીઓના કાનમાં બળવાના મંત્રો ફુંકવા લાગ્યા સોહનલાલ બર્માના ગોલંદાજ સિપાહીઓની છાવણીમાં સરકાર વિરૂધ્ધ અપ્રીતિ ફેલાવવા લાગ્યા સરકાર પક્ષમાં રહી પ્રાણની આહુતિ આપવામાં કોઈ જાતની સાર્થકતા નથી, એ તેમણે આ સિપાહીઓને સારી રીતે સમજાવ્યું, અને કહ્યું કે જો પ્રાણાર્પણ કરવું હોય તો તે સ્વદેશ કે સ્વધર્મને માટે થવું જોઇએ, જેથી આપણા નામ ચિરકાળ કાયમ રહે સિપાહીઓ તો કંઈ ન કરી શક્યા, પણ આખરે તેમના એક જમાદારે એક દિવસે સોહનલાલને પકડી લીધા આ વખતે સોહનલાલ અને જમાદાર સિવાય બીજું કોઇ તે જગ્યા પર ન હતું સોહનલાલના પાયજામાના ગજવામાં તે વખતે બે ત્રણ રિવોલ્વરો અને કેટલીક ગોળીઓ હતી, પરન્તુ કોણ જાણે શાથી યે સોહનલાલે તેમની મદદથી તે પ્રાણઘાતક જમાદારના પંજામાંથી મુક્તિ મેળવવાનો પ્રયાસ સરખો યે ન કર્યો! તે દિવસે આવી સ્થિતિમાં સોહનલાલના મુખમાંથી આ ઉદ્ગારો નીકળ્યા હતા —"અરે ભાઇ, તું મને પકડાવી દેશે? શું તું ભૂલી જાય છે કે હું તારો ભાઇ છું? ભાઇ થઇને ભાઇને તું પકડાવી દેશે? ભાઇને પકડાવી દેતાં શું તને કોઇ જાતનું દુઃખ નથી થતું? ભાઇ થઇને ભાઇને પકડાવી દે એવો તું કેવોક ભાઈ છે?" પરન્તુ જમાદાર તો

સોહનલાલને ખેંચીને ચાલવા લાગ્યો. જો કે સોહનલાલ બહુ બળવાન ન હતા; છતાં ગમે તેવો બળવાન માણસ બીજા માણસને પુરેપુરી રીતે કબજે નથી કરી શકતો, એ વાત પણ સાચી છે. ખરી વાત એ છે કે આ સ્વાર્થથી અંધ બનેલા જમાદાર પર સોહનલાલે કોઈ પણ જાતનું શારીરિક બળ વાપર્યું ન હતું. આ રીતે અંગ્રેજોના પંઝામાં આવવું પડશે, એનું તેમને સ્પષ્ટ ભાન હતું. ઈચ્છા હોત તો રિવોલ્વરની મદદથી તેમણે આ જમાદારને યમસદનમાં પહોંચતો કરી મુક્તિ મેળવી હોત! પણ કોણ જાણે શાથી યે તેમણે મુક્તિને માટે કોઈ પણ જાતનો પ્રયાસ ન કરતાં જમાદારને આધીન થવાનું યોગ્ય ધાર્યું!

સોહનલાલને કેદખાનામાં મોકલવામાં તો આવ્યા; પણ તે કેદના કોઈ કાનૂનોને માન આપતા નહિ. જેલના અધિકારીઓ જ્યારે જેલની મુલાકાતે આવતા ત્યારે સઘળા કેદીઓ ઉઠીને તેમને માન આપતા, પણ સોહનલાલ તેમ કરતા નહિ. તે કહેતા—"હું જ્યાં સુધી અંગ્રેજોનું રાજ અન્યાય અને અત્યાચાર પર રચાયેલુ જોઉં છુ, ત્યાં સુધી હું કેવી રીતે તેણે ઘડેલા કાયદાઓને માન આપી શકું?" જેલના સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ અને જેલર જ્યારે સોહનલાલની સમક્ષ જતા, ત્યારે પણ તે તેમને માન આપવાને ખાતર ઉભા ન થતા. આ કારણને લીધે જ્યારે બર્માના ગવર્નર સાહેબ સોહનલાલ જે જેલમાં રહેતા હતા, તે જેલની મુલાકાત લેવાને આવનાર હતા, ત્યારે જેલરે તેમને ગવર્-

રના માનમાં ઉભા થવા માટે આજીજીભરી વિનંતિ કરી; પણ સોહનલાલે તે સ્વીકારી નહિ. સાથે એટલું કહેવું જોઈએ કે દરેક માણસની સાથે તે માણસાઈભર્યો વહેવાર કરવાને ચૂકતા નહિ. જે કોઈ તેમની સાથે વાતચીત કરવા માટે આવતું, તેનો તે સારી રીતે સત્કાર કરતા. કોઈ તેમની સાથે ઉભાં ઉભાં વાતચીત કરતું, તો તેઓ પણ ઉભા થઈનેજ તેની સાથે વાતચીત કરતા. જેલર આ વાત સારી રીતે જાણતો હતો. તેથી તેણે ગવર્નર સાહેબ ત્યાં આવે તે પહેલાં ઉભા ઉભા સોહનલાલ સાથે વાતચીત કરવી શરૂ કરી. સોહનલાલ આથી તેમના નિયમ પ્રમાણે જેલર સાથે ઉભા થઈ વાતચીત કરવા લાગ્યા. આ દરમીઆન જ્યારે ગવર્નર સાહેબ ત્યાં આવી પહોંચ્યા ત્યારે તેમના માનમાં તેમને ઉભા થવાની જરૂર રહી નહિ. આ રીતે જેલરે કુનેહથી પોતાની અને ગવર્નર સાહેબની મર્યાદા સાચવી લીધી!

ગવર્નર સાહેબે લગભગ બે કલાક સુધી સોહનલાલ સાથે વાતચીત કરી. ગવર્નર સાહેબે તેમને એક વખત ક્ષમા માગવાનું કહ્યું, જેથી તેમને મળેલી દેહાન્ત દંડની શિક્ષામાંથી તેમને મુકત કરવામાં આવે. ગવર્નર સાહેબને સોહનલાલે સ્પષ્ટ સંભળાવી દીધું કે "દેશમાં આજકાલ જે અન્યાય યા જુલમ પ્રવર્તી રહ્યા છે, તેનું મૂળ અંગ્રેજો છે. અંગ્રેજો કેવળ દંડાના જોરથી આ દેશમાં ઘુસી જવા પામ્યા છે, અને કેવળ તેનીજ મદદથી તે રાજ કરી રહ્યા છે. તેથી કરીને જો કોઈએ પણ ક્ષમા યા પ્રાર્થના

કરવાની હોય તો તે ખુદ ગવર્નર સાહેબેજ કરવી જોઈએ." આ સઘળી વાતો સોહનલલે ગવર્નર સાહેબને સારી રીતે સમજાવી દીધી.

સોહનલાલને ફાંસીને માંચડે ચઢાવવામાં આવે, તે પહેલાં તેમને એક બ્રિટીશ ન્યાયાધીશે પૂછ્યું: "તમે જો એક વાર છેવટ મ્હોંડેથી માફી માંગી લો, તો તમને આ દેહાન્ત દંડની શિક્ષામાંથી એકદમ મુક્તિ આપવામાં આવશે. તમને આને માટે વિનંતિ કરવાની મને મારા ઉપરી તરફથી ખાસ સૂચના કરવામાં આવી છે." જીવન અને મરણની વચ્ચે ઝોલાં ખાતા સોહનલાલ સામે જેલના બધા અધિકારીઓ એકી ટસે જોવા લાગ્યા. સોહનલાલ મુંઝાવા લાગ્યા. તેઓ એકાએક ધીમે સ્વરે બોલી ઉઠ્યાઃ "ક્ષમા જો કોઇને માગવાની હોય, તો અંગ્રેજોએ અમારી ક્ષમા માગવી જોઇએ. હું તમારી પાસે ક્ષમાની યાચના કરું ?" આ ગોરા અધિકારીએ તેમને ફરીથી પણ નાહક પ્રાણ ન ગુમાવતાં ક્ષમા માગવા વિનંતિ કરી અને અનેક રીતે આગ્રહ કર્યો તેથી છેવટે તે બોલ્યાઃ "જો તમે મને છૂટો કરી હું જ્યાં જવા ઇચ્છું ત્યાં જવા દો, તો હું માફી માંગું." ગોરા અધિકારીએ દુઃખી થઇને કહ્યુ કે તેવો કોઇ અધિકાર મારા હાથમાં નથી. સોહનલાલે કહ્યું: "તો જરા પણ વાર ન કરતાં તમે તમારા કર્તવ્યનું પાલન કરો અને તેમ કરી મને મારા કર્તવ્યનું પાલન કરવા દો."

સોહનલાલ ફાંસીને માંચડે લટક્યા !

બર્માના મુસલમાનોએ ફરીથી પણ બકરીઈદના તહે-વારોમાં બળવો જગાવવાની યોજના ઘડી. પણ આ યોજનાને અમલમાં મૂકવા જેટલી તૈયારી નહિ થઇ શકવાથી બળવો જગાવવાની તારીખ પાછી હઠાડી ડીસેમ્બરની પચીસમી રાખવી પડી. બર્માના લશ્કરી સિપાહીઓના નિવાસસ્થાનમાં રિવોલ્વર વગેરે ઘણી ચીજો પકડાઈ જતાં, સરકાર આગળથી ચેતી ગઈ અને તેથી તેણે ડિફેન્સ ઓફ ઇન્ડીઆ ઍક્ટનો ઉપયોગ કરી બર્માના ઘણા ખરા સદેહજનક માણસોને એકદમ નજરકેદ કરી દીધા. આ બનાવ બન્યા પછી બર્મામાં કોઇ જાતની પ્રવૃત્તિ થવા પામી નથી.

## (૧૩)
## પરિણામ

બળવા–ચીરોના બધા પ્રયત્નો વારંવાર આ રીતે નિષ્ફળ થતા ગયા, તેનું પરિણામ એ આવ્યું કે તેઓ દેશ પરદેશમાં જુદી જુદી રાજ–સત્તાઓથી હડધૂત થતા ગયા. સ્વદેશની વાત તો આજુએ રહી, પણ પરદેશમાં તેમને એક જગ્યાએ થી બીજી જગ્યાએ અવારનવાર નાસતા રહેવું પડયું. હિંદમાં ડિફેન્સ ઓફ ઇન્ડીઆ એક્ટની રૂએ જરા સંદેહ પડતાં યુવકોનાં ટોળે ટોળા કેદમાં પૂરી દેવામાં આવતાં. જેમની

વિરૂદ્ધ જરા પણ સાક્ષી મળી, તેમનો અંગ્રેજ સરકારના રાક્ષસી પંજામાં આવ્યેજ છૂટકો થતો. કેટલાકને ફાંસીના માંચડે ચઢાવવામાં આવ્યા અને કેટલાકને કાળાપાણીની સજા થઇ. પોલીસનો અત્યાચાર અને જેલનું કઠોરતાભર્યું જીવન ન સહી શકાયાથી કેટલાક યુવાનોએ આત્મહત્યા પણ કરી! આ સર્વ કરૂણ કથાઓ સાંભળીને કેટલી યે નિર્દોષ માતાઓની છાતી ભેદાઇ ગઇ હશે! ધીમે ધીમે બળવા-મંડળ છિન્નભિન્ન થઇ ગયું. તેમના આગેવાનોમાંના કેટલાકને ફાંસીએ ચઢાવવામાં આવ્યા અને કેટલાકને કાળાપાણીની સજા કરવામાં આવી. જ્યારે આવી રીતે બળવા-મંડળ છિન્ન ભિન્ન થઇ ચારે બાજુથી વિખરાઇ જવા લાગ્યું, ત્યારે સ્થળે સ્થળે તેને પોલીસ સાથે કેવી રીતે દાવપેચ રમવા પડ્યા, એ સર્વ વાતો બળવાના ઇતિહાસમાં કાયમનું સ્થાન મેળવશે.

પંજાબના બળવા-મંડળની ગંભીરતા અને વ્યાપકતા જ્યારે સરકારના જાણવામાં આવી, ત્યારેજ તેને સમજાયું કે આ મંડળની અવગણના કરવાથી રાજતંત્ર આગળ ચાલી શકે એમ નથી. દેશના રાજદ્વારી નેતાઓએ આ બળવાને 'બાળકોની લીલા' માની તેને મહત્તા ન આપી; પણ સરકાર ચેતી ગઇ, કે જો તેને (બળવા-મંડળને) બરાબર અંકુશ હેઠળ નહિ લાવતાં ઇચ્છાનુસાર કાર્ય કરવાની તક આપવામાં આવશે, તો તે થોડા દિવસમાં સુયોગ મળતાં દેશમાં જબરજસ્ત પરિવર્તન કરી દેશે એમાં શંકા રાખવા જેવું નથી. હિંદી-બળવા-મંડળ શું કરી શકે એમ

છે, તેની જે ગણી સરકાર કરી શકતી, તે દેશના રાજ-પુરૂષો કરી શકતા નહિ. આંદામાન જતા પહેલાં મારે આ વિષય પર કોઇ કોઈ મોટા અંગ્રેજ અધિકારીઓ સાથે વાતચીત થયા કરતી. આ વાતચીત ઉપરથી હું સારી રીતે જાણી શકયો કે દેશની કોઇ પણ પ્રવૃત્તિ માટે સરકારને નિરંતર ચિન્તા અને ભીતિ રહેતી હોય તો તે બળવા-વીરોની પ્રવૃત્તિને માટેજ. આ પ્રવૃત્તિને મરણને શરણ પહોચાડવા માટે સરકારની પાસે જેટલું જોર હતું, તેનો પ્રયોગ અચૂક રીતે બળવા–વીરો પર થતો આથી કરીનેજ પંજાબના બળવા-મંડળના અસ્તિત્વની જાણ થતાં વેતજ સરકારે દેશના ભલ‍ાને માટે ડિફેન્સ ઓફ ઇન્ડીઆ એકટ જેવા જુલમી કાયદાઓ ઘડી કાઢી તેની રાજ્યપદ્ધતિ વધારે ક્રૂર અને નિર્દય બનાવી મૂકી

અનાદિથી જે બનતું આવે છે, તે ભારતમાં પણ બન્યું. જ્યારે કોઈ પરાધીન જાતિ જાગૃતિ તરફ પગલા માંડવાં શરૂ કરે છે, ત્યારે કોઇ ને કોઇ જુલમી રાજ્યસતાની લાતો ખાવાનુ તેના કપાળે લખાયેલુ હોય છે પરન્તુ જ્યારે તે જાતિ ખરેખરી રીતે જાગી ઉઠે છે, ત્યારે દુનિઆમાં એવી કોઈ પણ શકિત નથી, જે તેને આગળ કદમ ભરતી અટકાવી શકે. બલકે દમનનીતિથી તો તેની શકિતની પરીક્ષા થાય છે. તેનામાં જો ખરેખર ચેતન–શકિત પ્રકટી હોય, તો દમનનીતિથી તેનો વિનાશ થવાને બદલે વિકાસ થય છે આ કારણને લઇને પ્રજાકીય જાગૃતિ વખતે સરકાર જે દમન

નીતિનો આશ્રય લે છે, તે વસ્તુત ઇશ્વરનો કોપ નહિ પણ કૃપા છે, એમ આપણે માનવું જોઇએ. ભારતના બળવા-વીરોએ કદી પણ પોતાના પર થતા અત્યાચારોને માટે સરકારને દોષિત નથી ઠરાવી ઉલટું તેઓ તો એમ માનતા હતા કે આવી મુશ્કેલીઓ મારફતે ઇશ્વર હિંદી જનતાને પુનર્જીવન આપવા ઇચ્છે છે, માટે તે સૌ આવકારપાત્ર છે. જ્યારે પરાધીન જાતિ અનેકવિધ જુલમોની આગમાથી બળીજળી બહાર નીકળે છે, ત્યારેજ તેને સ્વાધીનતાની સાચી દીક્ષા સાંપડે છે. જે જે પરાધીન જાતિઓ ઉન્નતિના શિખરે પહોચવા યત્નો કરે છે, તેમની મહત્તાનો સાચો ખ્યાલ તેમણે જે જુલમો સહ્યા છે, તેના પરથી નીકળી શકશે. ભારતના બળવા વીરોને આ વાતની ખાત્રીજ હતી. આને લઇને તેઓ હસતા હસતા પારાવાર કષ્ટો સહન કરી શક્યા ! પ્રાણુના બલિદાન આપવાથી જાતિમા પ્રાણુ-ચૈતન પ્રકટે છે, એ વિશ્વાસને લઇને પોતાના પ્રાણુ આપતાં તેઓ કદી ગભરાયા નથી.

ડિફેન્સ ઓફ ઈન્ડીઆ એકટ અમલમા આવ્યા બાદ સમરી ટ્રાયલ્સ (સક્ષિપ્ત મુકર્દમા)ની શરૂઆત થઇ. પંજાબના ત્રણ કાવતરા વિષે સરકારે ખાસ શોધખોળ કરી અને પત્તો મેળવ્યો. દરેક કાવતરામાં ૬૦ ૭૦ ઇસમો હતા. આ સર્વ પર સરકાર તરફથી કામ ચલાવવામાં આવ્યું, અને પરિણામે એકી સાથે ૨૮ જણાને ફાંસી મળી. મિરત પલટણુમા ૧૧ જણુને ફાસી થઈ અને સાતમી રાજપૂત

કાળાપાણીની શિક્ષા વધારે પ્રમાણમાં મળી. આને લઈને ત્યાંનું બળવા મંડળ ઘણું ખરૂં વિખેરાવા માંડયું. ધીમે ધીમે આ મંડળ આખા દેશના જુદા જુદા ભાગોમાં છુટું છવાયું પથરાઇ ગયું. આ વખતે જો બળવા-વીરોના હાથમાં અસ્ત્ર-શસ્ત્રો હોત તો તેઓ સરકારી રાજ્યતંત્રને અસ્તવ્યસ્ત કરી શક્યા હોત.

અત્યાર સુધી રાસબિહારી કાશીમાં હતા. એક દિવસે બળવા-મંડળના મુખ્ય સ્થળેથી સમાચાર આવ્યા કે બંગાળાના પ્રસિદ્ધ બળવા-વીર શ્રી યતીન્દ્રનાથ મુખોપાધ્યાય એકાંતવાસ ગાળવા માગે છે અને તેથી તેમની ઇચ્છા કાશીમાં આવીને રહેવાની છે. મને વિચાર કરતાં જણાયું કે તેમને કાશીમાં ગુપ્તપણે રાખવા એ બહુ અઘરી વાત નથી, છતાં એ પણ ખરૂં કે બહારથી એમના મંડળ તરફથી જો કંઈ ભૂલચૂક થઇ જાય, તો કાશી પર પણ વિપત્તિ આવે એ બનવા જોગ છે. જે મંડળનું સઘળું કામ આપણી દેખરેખ હેઠળ થતું હોય, તેની ભૂલોને માટે આપણેજ જવાબદાર છીએ. આવી સ્થિતિમાં ભૂલોને જોવા તેમજ સુધારવા આપણને સંપૂર્ણ સત્તા હોય છે. પરન્તુ જે મંડળના વ્યવસ્થાતંત્રમાં આપણો કોઈ પણ જાતનો હાથ ન હોય, તેની ભૂલચુક સુધારવાનો આપણને સુયોગ જ ક્યાં છે? બંગાળાનાં ઘણાં નાનાં નાના મંડળો યતીનબાબુની સરદારી હેઠળ ભેગા મળ્યાં હતાં, એ સાચી વાત છે. પરન્તુ તેઓ પૂર્વ બંગાળાની અનુશીલન સમિતિની સાથે કે ચંદ્ર-

નગરના બળવાવીરો સાથે (અથવા રાસબિહારી સાથે) હળી-મળી ગયા નહોતા અને તેમ કરવા ઈચ્છતા પણ નહોતા. જાપાન જતાં પહેલાં રાસબિહારીએ તેમને મળવા બહુ યે યત્નો કર્યા; પરન્તુ ગમે તે કારણે તેઓ મળી શકયા નહિ. ગમે તેમ હોય, પણ જ્યારે યતીનબાબુની કાશી આવવાની વાત મેં સાંભળી, ત્યારે આજુબાજુની પરિસ્થિતિ જોઇ વિ-ચારી મેં તેમને કાશીમાં રાખવાની જવાબદારી સ્વીકારી; પણ કોણ જાણે શાથી યે તેમણે ત્યાં આવવાનો વિચાર બદલી નાંખ્યો !

તે વખતે પણ યતીનબાબુ કલકત્તા છોડી ગયા નહોતા. એક દિવસ તેઓ તેમના પાથુરિયાઘાટાવાળા મકાનમાં આવ્યા હતા. ત્યાં બીજા કેટલાક બળવાવીરો પણ હતા. તે વખતે તેજ મકાનમાં થોડા દિવસના પરિચય વાળો એક માણસ પ્રસંગવશાત્ આવી ચઢયો. આ માણસ જાસુસ છે, એવો તેમને સંદેહ ગયો. આથી કરીને આગળ પાછળનો વિચાર કર્યા વગર એકદમ એક બળવા-વીરે તેને ગોળીથી વિંધી નાખ્યો. તેને જો શુદ્ધિ હોત તો તે યતીનબાબુને સરકાર મારફતે પકડાવી શકયો હોત. યતીનબાબુને બ-ચાવવા ખાતર તે બળવા–વીરે તેને ગોળી મારેલી એ સાચી વાત છે, પરન્તુ તે વ્યક્તિએ તો મરતી વખતે એક સ્ટેટ્મેન્ટ લખાવી ગોળી મારવાનો આરોપ યતીનબાબુ પર ચઢાવ્યો. આથી કરીને યતીનબાબુના નામ પર ફાંસીનું વારંટ ફરવા લાગ્યું. જ્યારે ઉપરના માણુસને ગોળીથી વિંધી

સેનામાંથી પણ કોઈ કોઇને દિલ્હી ખાતે ફાંસીને માંચડે લટકાવવામાં આવ્યા. જે બળવા-વીરોને ફાંસી ન થઇ, તેમને કાળાપાણીની શિક્ષા ફરમાવવામાં આવી. આવી સ્થિતિમા પણ પંજાબના કેટલાક બચેલા બળવા-વીરો ફરીથી પણ બળવાની યોજના ઘડવા લાગ્યા. કેટલાક અકાલી વીરો જે બળવા-વીરો જેલમાં સડતા હતા, તેમને છોડાવવાનો મનસુબો કરવા લાગ્યા. શીખોના એક મંડળે વળી હથીઆરોનો સંગ્રહ કરવા તરફ ધ્યાન આપ્યું. તે દિવસોમાં મોટાં મોટાં સ્ટેશનો અને પૂલો પર હથીઆરબંધ સિપાહીઓ પહેરો ભરવા માટે ઉભા રહેતા હતા. એક વખતે સાત આઠ બળવા-વીરોના એક નાના મંડળે અમૃતસરના પુલ પર પહેરો ભરતા સિપાહીઓ પર એકાએક હુમલો કરી દીધો ! ત્યાં પંદર સિપાહીઓ ઓગણીસ રાઈફલો અને સાડાસાતસો કારતુસ સાથે ઉભા હતા, તેમને મહાત કરી સાત આઠ પિસ્તોલધારી બળવા-વીરોએ તેમની રાઇફલો અને કારતુસ છીનવી લીધાં ! પરન્તુ તે વખતે બળવા-મંડળ બરાબર વ્યવસ્થિત ન હોવાથી થોડા દિવસમાં તે રાઇફલો સાથે પાંચ બળવા-વીરો પકડાઈ ગયા. આ પાંચેને ફાંસીએ ચઢાવવામાં આવ્યા. તે સિવાય અઠ્ઠાવીસ જણાને પણ ફાંસીની શિક્ષા થઈ ચુકી હતી. આટલું બનવા છતાંયે કોઇ નિશાળના કેટલાક શીખ-માસ્તરોએ બળવાની જ્યોત ઝગઝગતી રાખવા માટે પ્રયત્નો કર્યા, તેને લઇને આજે દેશમાં બળવાની ભાવના જીવતી ને જાગતી રહેલી છે. ડૉ. મથુરાસિંહ જેવા કોઇ બળવા-વીરો ભારત

છાડીને અફઘાનિસ્તાનમાં ગયા. અને ત્યાંથી ફ્રાન્સ અને મેસો-પોટેમીઆ જઈ ત્યાંની હિંદી સેનાઓમાં બળવાનાં બીજ વાવવા લાગ્યા. હિંદ અને અફઘાનિસ્તાનની વચ્ચેના પ્રદેશમાં ડૉ. મથુરાસિંહ એકાએક પકડાઇ ગયા. તેમને પણ ફાંસીની શિક્ષા થઈ. જે બળવા-વીરો ફાંસી કે કાળાપાણીના સકંજા-માંથી બચી ગયા, તેમને નજરકેદ તો ભોગવવી પડીજ! આ જમાનામાં પંજાબ અને બંગાળામાં નજરકેદ ભોગવ-નારનું પ્રમાણ સૌ પ્રાન્તો કરતાં ઘણુંજ વધારે છે. જેટલા પંજાબીઓ કાળાપાણી કે ફાંસીની શિક્ષાને પાત્ર બન્યા છે, તેટલા કોઇ પ્રાન્તના વતની બન્યા નથી.

બનારસ-કાવતરાનો મામલો ખલાસ થયા પછી પણ કેટલાક બળવા-વીરોએ મૈનપુરીમાં પોતાનું થાણું સ્થાપી એક વર્ષમાં એક મોટું બળવા-મંડળ તૈયાર કરી દીધું! આ બળવા-મંડળની વાત પણ લગભગ બે વર્ષમાં જાહેરમાં આવી ગઈ. આ સાથે એ વાત પણ કહેવી જોઇએ કે રૂશિ-આના બળવા-મંડળમાં બે માસથી વધારે વખત કોઇ પણ બળવા-વીર નામ ઠામ જણાવ્યા વિના કાર્ય કરી શકતો નહિ. આ મંડળમાં દાખલ થયે બે એક માસ થાય કે તરતજ કયાં તો સરકાર તેને પકડી લેતી યા તો તેને સહીસલામતીને માટે પરદેશ નાસી જવું પડતું. ભારતના બળવા-વીરોનું કાર્ય અને તેમનો પરિચય પણ સામાન્ય રીતે બે વર્ષથી વધારે વખત છૂપાં રહી શકયાં નહિ.

બંગાળી બળવા-વીરોને નજરકેદ કરતાં ફાંસી અને

નાંખવાનો હતો, તો પછી તેને સ્ટેટમેન્ટ આપવાનો વખત શા માટે આપવામાં આવ્યો—એ સમજાતું નથી.

લાચારીપૂર્વક યતીનબાબુને બીજી જગ્યાએ જવું પડ્યું. યતીનબાબુને માટે એક સહિસલામતીભર્યું સ્થાન મળી આવ્યું. ત્યાં જવાનો પ્રસંગ આવ્યો, ત્યારે તેઓ તેમના સાથીઓને કહેવા લાગ્યાઃ તમે સૌએ તમારે માટે આવાં સહિસલામતીભર્યાં સ્થળો નક્કી કર્યાં છે, એવી મને પુરેપુરી ખાત્રી ન થાય, ત્યાં સુધી હું મને તે સ્થળે મોકલવાના તમારા બંદોબસ્તને માન આપી શકતો નથી. હું તો ખર્ચાઇ ગયેલો એક સિપાહી છું. હરઘડી હું મૃત્યુની વાહ જોઇ રહ્યો છું, માટે આપણે સૌએ સાથે રહેવું જોઇએ. તેથી આપણે એક જબરજસ્ત હિલચાલ શરૂ કરીએ, જેની જનતા પર સારી છાપ પડતાં આપણું કાર્ય આગળ ધપશે.

છેવટ તેમની ઇચ્છાનુસાર ગોઠવણ કરવામાં આવી; તેથી તેઓ પાંચ જણા વાલેશ્વરની નજીક એક અડ્ડો જમાવી સાથે રહેવા લાગ્યા. અહિં પણ તેમની બળવાની યોજનાઓ અટકી નહિ. વાલેશ્વર જેટલે દૂર રહેવા છતાં હરઘડી બળવાનાજ વિચારો યતીનબાબુના ચિત્તમાં ઘોળાયા કરતા હતા. જો બળવા—વીરો કેવળ છુપાઇ જ રહે અને કોઇ જાતનું પ્રચાર-કાર્ય ન કરે, તો તેઓ કદી પણ પકડાઇ જાય નહિ. બળવા-વીરો છુપા રહેતા છતાં પોતાના કાર્યમાં અવિરતપણે આગળ ધપ્યેજ જાય છે, અને તેથી કરીને

તેઓ અવારનવાર મુશ્કેલીઓમાં આવી પડે છે. કેવળ જીવ બચાવવો એ બળવા–વીરોનો ઉદ્દેશ નહતો. જીવન જો દેશના કામમાં ન ખર્ચાયું, તો તેને ધારણ કરવાથી શો ફાયદો !—એમ બળવા-વીરો વિચારતા. જ્યારે આગળ જ-ણાવેલા વકીલે બળવાની સઘળી યોજના સરકારને જણાવી દીધી, ત્યારે કલકતામાં બીજી વધારે ધરપકડ કરવામાં આવી. આને પરિણામે યતીનબાબુના અડ્ડાનો પણ પોલીસને પત્તો મળી ગયો. યતીનબાબુને પણ સમજાયું કે પોલીસે છેવટે તેમને ખોળી કાઢયા છે. તેઓ ધારત તો તેજ વખતે નાસી છૂટ્યા હોત; પણ કેવળ જીવ બચાવવાને માટે નાસી જવાનું તે સમજ્યાજ નહોતા. કોઈ હેતુ બર લાવવાને ખાતર જો તેમને બીજી જગ્યાએ જવાનું હોત તો પણ તેઓ તેમના સાથીઓથી છુટા પડી તેમ કરવાને રાજી નહોતા. તેઓ પોતાના અને સાથીઓના જીવન વચ્ચે કોઈ જાતનો ભેદ જોતા હતા નહિ. આથી એવો નિશ્ચય થયો કે બધાએ એક સાથે જવું. પરન્તુ તે વખતે તેમના બે સાથીઓ તેમનાથી બારેક માઈલ દૂર આવેલા એક ગાઢ જંગલમાં વસતા હતા. તેમને છોડી કોઈપણ પ્રકારે જઈ શકાય એમ હતુંજ નહિ તેથી યતીન્દ્ર બાબુ બીજા બે સાથીઓને સાથે લઈ અંધારી રાત્રીએ પહાડી રસ્તાઓવાળા જંગલમા પોતાના સાથીઓને બોલાવવા નીકળી પડયા. અજાણ્યા રસ્તે બાર માઈલ જેટલે દૂર જઇ ત્યાંથી તેટલેજ દૂર પાછા ફરી કોઈ સ્થાને જવું એ અશક્ય હોવા છતાં યતીનબાબુએ તે

વખતે પણ તે કામ ઉપાડયું. કોઈ કાર્ય તે મને અશક્ય કે અસંભવિત તો લાગતુંજ નહિ. જે ન મળી શકે તે મેળવવું–એ એમના જીવનનું મુખ્ય વ્રત હતું. આ કાર્યમાં પણ તેઓજ અગેસર બન્યા. ચાલતાં ચાલતાં રાત્રી વીતી ગઈ. તે વખતે જંગલની આજુબાજુનાં નદી કિનારાવાળાં ગામોમાં નદીને કિનારે કિનારે ચોકીઓ બેસાડવામાં આવી હતી, છતાં તેઓ વસ્તીમાં પ્રવેશ કરી વાવેશ્વર તરફ છટકી શકયા. તેમની સાથે ચિત્તપ્રિય, મનોરંજન, નીરેન્દ્ર અને જ્યોતિષ એ નામના ચાર યુવાનો હતા. તે વખતે સવાર થઈ ગયું હતું. ગામડાઓમા લોકોને પોલીસે કહી દીધું હતું કે તમારા ઇલાકામા ધાડપાડુઓની એક મોટી ટોળી આમતેમ ફર્યા કરે છે, તેને જે પકડશે યા પકડાવશે, તેને સરકાર તરફથી સારૂં ઇનામ આપવામા આવશે. બે દિવસો થયાં યતીન્દ્રનાથને ખાવાનું કે સુવાનુ–એમાંથી એકેય મળી શક્યું નહોતું. બે ઘડી દિવસ ચઢતા તાપમાં ને તાપમાં તેમને ગામ નદી અને નાળાં વટાવી આગળ મુસાફરી કરવી પડતી. રસ્તામા નદીપાર કરતી વખતે તેમણે એક માછીને કહ્યુ, ભાઇ, મારે માટે ભાત રાંધી આપ, જેથી મારો પ્રાણ બચે. પરન્તુ તે માછીએ જન્મજન્માતરના સંસ્કારને વળગી રહી એક બ્રાહ્મણને ભોજન કરાવી વટલાવવાનું યોગ્ય ધાર્યું નહિ, કારણ કે તેમ કરીને તે નરક ભોગવવા તૈયાર નહતો. તેને મન પ્રાણરક્ષા કરતાં આ કહેવાતી ધમરક્ષા ઘણી વધુ પ્રિય હતી. તેણે ભાત રાંધી આપ્યો નહિ તેમજ તે કામ

માટે પોતાના વાસણો પણ આપ્યા નહિ આ તરફ પોલીસને વાત મળી કે યતીન્દ્રબાબુ અમુક ગામ છોડી અમુક દિશામ આગળ જાય છે આથી તેમની પાછળ હથીઆરબંધ પોલીસ ની એક ટુકડી છૂટી આ પ્રદેશમા જો બળવા--વીરોનું સારૂ સગઠન હોત તો આ મુશ્કલીનાથી પણ બચી શકાયુ હોત પરતુ સગઠનના અભાવે તેમને એક ગામથી બીજે ગામ ભટકવુ પડ્યુ આ રીતે સંધ્યાકાળ પછી તેઓ વાલેશ્વરની નજીકના એક જગલમા [illegible] પહોચ્યા આ વખતે જીલ્લાનો કલેકટર, સુપ્રિન્ટેન્ડન્ટ [illegible] હથીઆરબધ પોલીસ જરૂરી વસ્તુ ઓ સાથે યતીન્દ્રનાથની પાછળ દોડતા દોડતા આવતા હતા યતીન્દ્રનાથ તેમના [illegible] સાથે આગળ ચાલ્યા જતા હતા અને પોલીસ બે ભાગમાં વહેંચાઈ જઈ તેમને આજુબાજુથી ઘેરી લેવાની યુક્તિ [illegible] લાઇટની મદદથી ચલાવી રહી હતી આ રીતે પોલીસના સકજામાથી હવે છટકી જવુ ય તીન્દ્રનાથને માટે અશક્ય હતુ અધારૂ થઈ ગયુ કોઈ તરફ રસ્તો જણાતો [illegible] પોલીસ ઘણી નજીક આવતી જતી હતી આ [illegible] યતીન્દ્રનાથના સાથીઓએ આખમા આસુ લાવી તેમને [illegible]ના કરી કે "અમે મરવાના હોઈશુ તો મરીશુ, [illegible] ગમે તેમ કરીને છુપો વેશ ધારણ કરી અહિથી ચાલ્યા [illegible]' પરતુ યતીન્દ્રનાથે એ પ્રાર્થના સ્વીકારી નહિ. [illegible] બોલ્યા, "વ્હાલા બધુઓ, વિચાર કરો આપણે બધા [illegible] પિતાની હુફાળી ગોદ, સ્ત્રી પુત્રોના માયા બધન [illegible] બધોનો પ્રેમ અને ઘરની સુખ

સગવડ–એ સર્વ દેશને માટે માથા સાટે કામ કરવા માટે છોડીને આવ્યા છીએ. આ વિપત્તિના વખતે આપણે આપણો નિશ્ચય કેમ છોડી શકીએ? મનુષ્ય અમર નથી. તેને કોઇ ને કોઈ દિવસે મરવાનું તો છેજ. તો પછી કાયર બનીને મરવાથી ફાયદો પણ શો?"

છેવટે લડાઈ કરવાના નિશ્ચય પર સૌ આવી ગયા. એક બાજુ હથીઆરબંધ પોલીસ, સાથે બારથી પણ વધારે ગામડીઆ અને બીજી બાજુ [illegible]જ બળવા–વીરો! તેઓ ફરી જંગલ છોડીને ગામ[illegible] દોડી આવ્યા. ભૂખ, ઉજાગરા અને મુસાફરીની અ [illegible] સૌ કોઈ થાકી ગયું હતું. એક પૈસાન ચણા લેવા [illegible] તેઓ નહોતા. એટલામાં બંને મંડળોએ એકમે [illegible] લીધાં. બંને બાજુથી ગોળીબાર થયા. પોલીસ [illegible] એક અમલદાર બળવા વીરો તરફ આગળ વધતો [illegible] પી ચિતપ્રિયની એક ગોળીથી આકાશમાં ઉડવા લાગી [illegible] આગળ વધતો અટકી ગયો. બળવા–વીરો ઉંચી [illegible] મીન પર સુઈ નિશાન તાકીને ગોળીબાર કરવા લા[illegible] અની તરફથી પણ ગોળીઓનો વરસાદ વરસ્યો [illegible] આવી બળવાન શત્રુઓની સામે પાંચ થાકય, [illegible] અને તરસ્યા માણસો કયાં સુધી યુદ્ધ કરી શકે? [illegible] ની ગોળીઓ ખલાસ થઇ ગઇ. તેઓ સૌ ઘવાઇ [illegible] પરંતુ ઘાયલ થયા છતા તેમણે હથીયાર દૂર મૂકયાં [illegible] એટલામાં એક પ્રાણઘાતક ગોળાનો ભોગ થતાં [illegible] ધામમાં

પહોંચી ગયો. અને બીજા પણ મરણતોલ ઘાયલ થયા. યતીન્દ્રનાથ તે વખતે પોતાના સાથીઓને કહેવા લાગ્યા. "હવે શક્તિનો વધારે વ્યય કરવામાં કંઇ ફાયદો નથી. ચિત્તપ્રિય તો ગયો અને હું પણ બચવાનો નથી. તમે હવે નાહક પ્રાણ ન ગુમાવશો. જીવતા હશો, તો ભવિષ્યમાં કંઇ કામ કરી શકશો." પરન્તુ તેમના સાથીઓ તો લડીને પ્રાણ આપવા માગતા હતા. તેઓ તેમનાથી દૂર તો નજ થયા. ઘણી ખૂનરેજી થયા પછી યતીન્દ્રનાથનો દેહ થાકીને જમીન પર પડી ગયો. તરસથી તેમને ગળે શોષ પડતો હતો. ધીમે અવાજે તેમણે કહ્યું: "પાણી." બાળક મનોરંજનના શરીરમાંથી પણ તે વખતે લોહીની ધારા વહેતી હતી. પરંતુ યતીન્દ્રનાથની આ છેલ્લી ઇચ્છાને પૂર્ણ કરવા માટે તે પાસેના તળાવમાં પોતાની ચાદર પલાળવા નીકળી પડયો. આ દૃશ્ય જોતાં પોલીસનો વડો પણ પીગળી ગયો. તેણે મનોરંજનને બેસવાનું કહ્યું અને જળપાત્ર પાસે નહિ હોવાથી પોતાની ટોપીમાં પાણી લાવી મરતા માણસના-યતીન્દ્રનાથના મુખમાં રેડવા માડયું. પાણી ગળે ઉતરતાં યતીન્દ્રનાથના મુખમાંથી અવાજ નીકળ્યોઃ આ બાબતમાં હું એકલો જવાબદાર છું. આ મારા સાથીઓએ કેવળ મારી આજ્ઞાનું પાલન કર્યું છે. યતીન્દ્રનાથે કટકના દવાખાનામાં પ્રાણ છોડયો. મનોરંજન અને નીરેન્દ્રને ફાંસીની શિક્ષા થઇ. જ્યોતિષને જીંદગીભર કાળાપાણીની શિક્ષા મળી. આ જ્યોતિષ બચી ગયો હોવાથી તેની પાસેથી હું આ સર્વ

અહેવાલ મેં દેશબંધુઓને માટે મેળવી શક્યો છું. આંદામાન જેલમાં અનેક પ્રકારની પીડાઓ ન સહી શકાતાં જ્યોતિષ ગાંડો–પાગલ બની ગયો. આજકાલની બહેરામપુરના પાગલખાનામાં તે છે, એમ સંભળાય છે. *

મૃત્યુની ગોદમાં બેઠા હોવા છતાં, ફાંસીને માંચડે લટકતાં પહેલાં મનોરંજન અને નીરેન્દ્રે જે છેલ્લો પત્ર કલકત્તા મોકલ્યો હતો, તે વાંચતાં કોનાં રૂંવેરૂંવે ખડાં ન થાય! તેમણે લખ્યું હતું —

"ચિત્તપ્રિય અને યતીનબાબુ ચાલ્યા ગયા. અમે પણ હવે જઇએ છીએ. આશા છે કે તમે લોકો પહેલાંની જેમ કાર્ય જારી રાખશો. ઇશ્વર તમને સફળતા આપો. આજે અમારા જીવનની વિજયાદશમી છે. જેઓ ચાલ્યા ગયા છે, તેમને પાછા લાવી શકાય એમ નથીજ. પરંતુ જ્યોતિષની મુક્તિને માટે શું કરવું જોઇએ, તેનો તેના દેશબંધુઓ નિશ્ચય કરી લે."

આ ચિઠ્ઠીની સાથે બીજી એક ચિઠ્ઠીનો પ્રસંગ યાદ આવે છે. જૈનધર્મના અનુયાયી હોવા છતાં બે જુવાનોએ કર્તવ્યને ખાતર–દેશને ખાતર હિંસાત્મક બળવો જગાડવાનો માર્ગ પકડ્યો હતો. નિમેઝ°ના મહન્તનું ખૂન કરવાના આરોપસર જ્યારે તેમને ફાંસીના કેદીની કોટડીમા પુરવામાં આવ્યા હતા, ત્યારે તેમણે પોતાના સાથીઓને જે પત્ર લ-

---

* પછીથી ત્યાંજ તેનું અવસાન થયું છે એ સમાચાર ફેબ્રુઆરીમાં આવ્યા હતા। ° એ ખૂન ઇ સ ૧૯૧૩માં થયું જુઓ રાઉલાટ રિપોર્ટ.

ર્યો હતો તેનો સાર ઘણે ભાગે આ પ્રમાણે હતો—"ભાઈ, મરવાથી ડરવું નહિ. ડરવાથી જીવનનું કોઈ કાર્ય સાધી શકાતું નથી. ઈશ્વર આપણને જે સ્થિતિમાં રાખે, તે સ્થિતિમાં સંતોષપૂર્વક રહી આપણે આપણું કર્તવ્ય બજાવવું જોઈએ." આ બે જુવાનોમાં એકનું નામ મોતીચંદ અને બીજાનું નામ માણેકચંદ ઉર્ફે જયચંદ હતું.)

આ સૌ બળવા–વીરોના મનનો ઝણઝણાટ ત્યાગ અને સંન્યાસની ઉચ્ચ ભાવનાઓને આભારી હતો. એમ જોઈએ તો પ્રતિસ્પર્ધી અંગ્રેજ અમલદારોએ પણ ઘણી વખત તેમના ત્યાગનાં મુક્તકંઠે વખાણ કર્યાં છે. તે વખતના છુપી પોલીસ ખાતાના વડા અને હાલના કલકત્તાના પોલીસ કમિશ્નર શ્રી. ટેગાર્ટે પરલોકવાસી બેરીસ્ટર જે. એન. રાયને યતીન્દ્રનાથના સંબંધમાં આ પ્રમાણે કહ્યાનું કહેવાય છે: મારે મારૂં કર્તવ્ય બજાવવું પડેલું; છતાં મારા દિલમાં તેને માટે ઘણુંજ માન છે. બંગાળાનો તે એકલો બળવા–વીર હતો, જે ખુલ્લી લડાઈમાં લડતો લડતો મરણ પામ્યો. ટેગાર્ટ સાહેબે આ ઉદ્‌ગાર કાઢયા પછી ઘણા બંગાળીઓએ ખુલ્લી લડાઈમાં પોતાના જીવનને હોમ્યાં છે, એનો પણ આછો પરિચય વાંચકોને હું આપું છું.

ઈ. સ. ૧૯૧૫ના સપ્ટેમ્બરની તા૰ ૯ મીને રોજ યતીનબાબુ અને તેમના સાથીઓએ ખુલ્લી લડાઈમાં પ્રાણ ત્યાગ કર્યો. પરન્તુ ત્યાર પછી ઇ. સ. ૧૯૧૮ સુધી બળ-

વા–વીરોના અસ્તિત્વનો આવી રીતે વિશેષ રૂપમાં આપણને પરિચય મળી આવે છે. ઈ. સ. ૧૯૧૬ની આખરે બળવા–વીરોના સકંજામાંથી બે ત્રણ વાર આબાદ રીતે છટકી ગયેલ છૂપી પોલીસ ખાતાના ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડન્ટ વસંત કુમાર બળવા–વીરોના હાથે યમલોકમાં પહોંચી ગયા. ઈ.સ. ૧૯૧૭માં ગૌહતીમાં બળવા–વીરોની પોલીસ સાથે ઝપાઝપી થઇ અને ઇ. સ. ૧૯૧૮માં ફરી ઢાકા આગળ પોલીસ અને બળવા–વીરોની સશસ્ત્ર લઢાઈ થઇ, તેમાં કેવળ બે બળવા-વીરો જીવતા બચી શકયા. પબનામાં પણ એક સાધારણ લઢાઇ થઈ. આ ઉપરાન્ત સ્થળે સ્થળે ખૂન અને ચોરીની ઝુંબેશો તો ચાલુજ હતી. આ સૌ શસ્ત્રધારી બળવા–વીરોનો હું અહિં થોડો પરિચય આપું છું. બિહારમાં બળવાની ભાવનાનો પ્રચાર કરવા માટે વીરભૂમના નલિની બાકચિને ઈ. સ. ૧૯૧૬માં બળવા–મંડળ તરફથી ભાગલપુરની કૉલેજમાં ભણવા મોકલવામાં આવ્યો. થોડા દિવસમાં તો આ બંગાલી તરૂણ પર પોલીસની નજર પડી. તેથી નલિની ભણવાનું છોડી કોઇ સ્થળે ચાલ્યો ગયો. નલિની છાત્રવૃત્તિ મેળવતો એક હોંશિયાર વિદ્યાર્થી હતો. તે એકદમ સાધારણ બિહારીનો સ્વાંગ ધારણ કરી બિહારનાં ગામડામાં આમતેમ ફરવા લાગ્યો. થોડા દિવસ પછી ફરીથી તેના પર પોલીસની નજર પડી. તેથી તે ઈ. સ. ૧૯૧૭માં બંગાળામાં આવ્યો. આ વખતે બંગાળામા પોલીસ તરફથી અનેક પ્રકારનો જુલમ થતો હતો. ધરપકડ, નજરકેદ, કાળા-

પાણી વગેરે ભયંકર જુલમોથી સૌ ત્રાસી ગયા હતા. આ કારણને લઈને બળવા–વીરો માટે બંગાળામાં રહેવું સુરક્ષિત નહોતું; તેથી બળવા–મંડળે સારા સારા કાર્યકર્તાઓને સુરક્ષિત સેના રૂપે આસામમાં ગુપ્ત રીતે રાખવા એવું ઠરાવ્યું. આના પરિણામે નલિની બાકચી, નલિની ઘોષ,નરેન બેનરજી વગેરે લોકોએ ગૌહતીમાં આવીને આશ્રય લીધો. સૂતી વખતે તેમની પથારી હેઠળ ભરેલી બંદુકો રહેતી અને દરેક જણ બે બે કલાક સુધી પહેરો ભરતો. કોઈ પકડાયેલા બળવા–વીર પાસેથી બળવાવીરોનો પત્તો મેળવી કલકત્તાની પોલીસે ગૌહતીમાં આવી તેમના મકાનને ઈ. સ. ૧૯૧૭ના જાન્યુઆરીમાં ઘેરો ઘાલ્યો. પોલીસને જોતાં પહેરો ભરનાર વીરે ચુપકીથી સૌને જગાડી દીધા. સૌએ રિવોલ્વર હાથમાં લઈ બહાર આવી પોલીસ પર ગોળીઓનો વરસાદ વરસાવવા માંડયો. આમ એકાએક હુમલો થવાથી પોલીસ છિન્નભિન્ન થઈ ગઈ અને બળવા–વીરો પહાડ તરફ નાસી ગયા. પરન્તુ બે એક કલાકમાં તો અસંખ્ય હથીઆરબંધ પોલીસે પહાડને ઘેરો ઘાલી તેમની શોધ કરવા માંડી. છેવટે બંને બાજુઓથી ગોળીઓ છૂટી. ઘણા ઘાયલ થયા અને બળવા–વીરોની હાર થતાં તેઓ પકડાઈ ગયા. ફક્ત બે જણ પોલીસના સકંજામાંથી આબાદ રીતે છટકી ગયા. આ બેમાં એક નલિની પણ હતો. છ દિવસ સુધી લાગલાગટ પગની મુસાફરી કરી પહાડ બહાર નીકળતાં તે લામડીંગ સ્ટેશને આવી પહોંચ્યો. તેની આ પર્વત–યાત્રાનાં

કાંટા ઘણા ભયંકર હતા ખાધા પીધા વિના રાત દિવસ ચાલવું, પોલીસની નજર અવારનવાર ચૂકવવી, કોઈ વખત ઝાડ પર ચઢી જાવુ તો કોઇ વાર ખાડીઓ તરવી—આ બધી મુશ્કેલીઓનો હેવાલ ઘણોજ હૃદયભેદક છે. એક વખત ભૂખેવાકે નલિની ધીમે ધીમે પર્વતમા ચાલતો હતો તેવામા તેના માથા અને પીઠ પર આધળી આકરણુ (પાટલા ઘો) વળગી પડી ગમે તેટલા યત્નો કર્યા છતા તે શરીરથી અળગી ન થઇ તે નજ થઇ છેવટે તેનું ઝેર ચઢતા નલિની બેહોશ બની ગયો. ગમે તેમ પણ આ રીતે મોતની સાથે અનેક વાર કુસ્તી કર્યા બાદ નલિની પહાડમાથી બહાર આવી શક્યો આસામમા વધારે વખત રહેવુ સુરક્ષિત ન હોવાથી તે બગાળા તરફ આવવા નીકળ્યો હાવરા સ્ટેશને ઉતરી જેમને જેમને મળવાની તેણે આશા રાખી હતી, તે કોઈ નજર આગળ દેખાયુ નહિ પાસે એક રિવોલ્વર હતી તે ક્યા જાય ? પદર દિવસ થયા તેણે બિલકુલ ખાધુ પીધુ ન હતુ ઉંઘ તો મળેજ ક્યાથી ? શરીર સુકાઈ ગયુ હતું અને આખા શરીરમા ઝેરની વેદના થતી હતી હાવરામા નલિની આ બધા કારણે ઘણોજ અશકત—માદો બની ગયો વિશ્રાન્તિનો કોઇ માર્ગ ન જોતા તે છેવટે કિલ્લા નજીકના એક ઝાડની છાય તળે સૂઈ ગયો મુડદાની માફક તે રાત દિવસ ત્યાજ પડી રહ્યો. પરન્તુ દૈવયોગે બીજે દિવસે એક ઓળખીતા બગાલા—વીરના જોવામા આવ્યો આ વખતે નલિનીના આખા શરીરમા શીતળાના ચિહ્ન જણાતા

હતાં. કલકત્તાના બળવા–વીરોની સ્થિતિ આ વેળા ઘણી દયાજનક હતી. અને તેમાંના ઘણાખરા તો પકડાઈ ચૂકયા પણ હતા. કોઇની પાસે એક કોડી પણ રહી નહોતી. જે બે ચાર જણા પકડાયા વિના રહી ગયા હતા, તે પણ આ કારણે આમતેમ નિરાશ બની ફરતા હતા. કલકત્તાની એક નાની કોટડીમાં નલિનીને રાખવામાં આવ્યો. તેનું મ્હોં અને આંખ ઢંકાઇ ગયાં હતાં અને વાચા થંભી ગઇ હતી. ત્રણ દિવસ સુધી તેનાથી વાત પણ થઇ શકી નહિ આ રીતે પાસે પૈસા નહિ હોવાથી કોઇ પણ જાતની દવા કર્યા વિના તેના દિવસો વ્યતીત થતા ગયા. એજ મકાનમાં બીજો એક બળવા–વીર પણ છૂપે વેશે રહેતો હતો. મડદાની પાછળ કરવી પડતી વિધિ કેવી રીતે થઇ શકશે, એ પણ એમની મુશ્કેલી હતી. ઇ. સ. ૧૯૧૮ માં બળવા–વીરોની આવી દયાજનક સ્થિતિ થઇ ગઇ હતી. પરન્તુ નલિની આથી પણ ડર્યો નહિ. જરા ઠીક થતાં તે બળવા–પ્રચારના બુઝાતા દીવાને જળતો રાખવા ઢાકા આવ્યો. નલિની અને તારિણી મઝૂમદાર બંને એકજ મકાનમા રહેતા હતા. ઈ. સ. ૧૯૧૮ ના જુનની તા૦ ૧૫મીના સવારે પોલીસે ફરીથી આવી નલિનીના મકાનને ઘેરો ઘાલ્યો. બંને બાજુઓથી ગોળીઓ ચાલી. તારિણીના શરીરમાં ઘણી ગોળીઓ વાગતાં તે મુડદું બની નીચે પડયો! નલિનીએ ગોળીઓ ખાધા છતાં નાસી જવાનો પ્રયત્ન કર્યો. પરન્તુ ફરીથી બંદૂકની ગોળી વાગતા તે મરણતોલ ઘાયલ થઇને ભોંય પર પડયો !

આમ નલિની ઘાયલ દશામાં ઇસ્પીતાલમાં પડયો છે–પોલીસ નામઠામ લેવાની ધમાલમાં છે ને છેલ્લો મૃત્યુ વેળાનો એકરાર એ માંગે છે. મૃત્યુને બિછાને પડેલો ઘાયલ બળવા–વીર પાર વિનાની પીડા સહેતો ખમતો સ્વર્ગને પંથે પડવાની વાટડી જોઇ રહ્યો છે.

એવે કાળે સામાન્ય વ્યકિત પોત નથી છુપાવી શકતી. એને થયા વિના નથી રહેતું કે મારાં કામને દેશવાસીઓ બરાબર જાણે–પ્રીછે તો સારૂં. જેને કાજે એ મરે છે તેઓ જાણે કે કેવી રીતે એણે અન્યને કાજે પ્રાણ આપ્યો. સામાન્ય માનવી એવી ઇચ્છાની ઉપરવટ ભાગ્યેજ થઇ શકે. પણ બળવાવીરો એવી સામાન્ય તૃષ્ણાથી પર રહ્યા છે. સાચું શિક્ષણ ને સાચી સાધના—આત્મગોપનનું આવું સામર્થ્ય એ બે વિના શકય નથી. મરતી વેળા પણ મને સૌ પિછાને એવી એને ઇચ્છા નથી. મને સૌ ઓળખે–મારી કિંમત સૌ આંકે એવી એને તમન્ના નથી. એને કોઇ સંદેશો * આપવાનો નથી Unwept, Unhonoured, Unsung એ પરલોકે પરવરવા ઇચ્છે છે.–સ્વજનના આંસુની, દેશજનોની પૂજાની–કવિનાં કીર્તિગીતોની કશાની એને તમન્ના નથી. એ કારણસર મૃત્યુશય્યા પર પડેલો એ વિપ્લવવીર ક્ષીણ સાદે બોલ્યો: Don't disturb please, let me die peacefully.

---

* અહિં અસહકારના દિવસો યાદ આવે છે, જ્યારે નાના મોટા બધાજ આગેવાનો ૪ દહાડા જેલ જાય એટલામાં યે લાંબા લાંબા સંદેશા છાપામાં મોકલવાની પોતાની ફરજ સમજતા !

મને ખલેલ ન કરો-મને શાંતિથી મરવા દો.

પોલિસે અનેક રીતે એની પાસેથી માહિતી કઢાવવાનો પ્રયાસ કર્યો. પૂછ્યું: તારૂં નામ શું ! તારૂં ઘર કયાં ? પણ એનો તો એકનો એકજ જવાબ હતો: મને ખલેલ ન કરો, શાંતિથી મરવા દો.

આ પ્રમાણે મૃત્યુને જે મહિમામય બનાવી શકે છે, આવું આત્મગોપન કરવાનું જે સમજે છે-એની કહાણી પર દેશજનોએ કદિ પણ ગંભીર રીતે વિચાર કરી જોયો છે! જીંદગીની સઘળી આશાઅભિલાષા એ જવાનોની અધુરી રહી ને દુનિયામાં એમનું નામ કે નિશાન કંઈ ન રહ્યું. આબરૂ-પ્રતિષ્ઠાની રતિભાર પણ કામના એમણે ન રાખી. મૃત્યુને દરવાજે પહોંચી જઈ, જ્યાં કોઈ વાતો ખુલી થઈ જવાનો ડર નથી ત્યાં પણ ખ્યાતિનો ઈન્કાર કરી, એ શાંતિથી મરે છે. પોતાના અંતરાત્મા શિવાય કોઈને સંતુષ્ઠ કરવાની એને ઇચ્છા નથી. કોઈની પાસે કશી પણ આશા રાખ્યા વિના શાંતિથી એ મરવા ઇચ્છે છે. 'દુનિયાની કોઈ પણ વસ્તુ એને જોઇતી નથી-એને ફક્ત આપવુંજ છે, લેવું કંઈ નથી.

આવા આ બળવાવીરોને કહો શા નામે સંબોધવા ? જાણે એ પાગલ હતા, જાણે એ અણસમજુ, અજ્ઞાત બાલક હતા ! આપણા આ અભાગી દેશના વિદ્વાન ને સમજુ નેતાઓ અને રાજનીતિવિશારદ હોશિયાર પંડિતો તો એમને એજ શબ્દો વડે સંબોધે છે!

આ બધા બળવાવાદીઓનો સૌથી મોટો ગુન્હો એકજ જણાય છે ને તે એ કે તેઓ પોતાનું ધાર્યું પાર પાડવામાં સફળ ન નીવડ્યા! મહિનાઓ ને વરસો સુધી અથાક પરિશ્રમ કર્યા પછી પણ નિષ્ફળતા એજ તેમની પ્રાપ્તિ રહી. જેનું છેલ્લું પરિણામ માત્ર નિષ્ફળતાજ હોય એ રસ્તો ખોટો–જૂઠો તો ન હોય? એ નિષ્ફળતાનીયે કંઈ કિંમત છે ખરી? હિંદના વિદ્વાન આગેવાનો ને ચાલાક ટીકાકારો આ જાતના સવાલો પૂછયાજ કરે છે.

નિષ્ફળતા, નિષ્ફળતા!—એ એકજ બાજુ તરફ આપણું ધ્યાન જાય છે. પણ એ નિષ્ફળતાની આડેજ જગતની શ્રેષ્ઠ સંપત્તિ કેવી રીતે છૂપાયલી રહે છે, નિષ્ફળતાઓને પરિણામેજ શક્તિનો સંચાર થયાથી એક દિવસ એમાંથીજ સફળતા આવી કેમ ખડી થઇ જાય છે, નિષ્ફળતા અને પરાજ્યના વિષાદ–ગાળામાં આ બધી વાતોની સમજ આપણામાંના ઘણાકને નથી પડતી. બધીજ પ્રજાઓમાં, ને બધે જમાને ડાહ્યા ને સમજુ લોકો બળવાવાદીઓની મશ્કરી કરે છે ને તેમના પર લાંછનનું આરોપણ કરે છે. કારણ કે સર્વ દેશમાં બળવાવાદીઓની શરૂની મહેનત નિષ્ફળ ગઈ છે. સમાજના ડાહ્યા ને સમજુ લોકો એ નિષ્ફળતાના ધોરણ પરજ બધી વાતનો વિચાર કરે છે. એ નિયમ પ્રમાણે, હિન્દના બળવાવાદીઓ પણ ડાહ્યા ને સમજુ માણસોના મત મુજબ અવળપંથી છે. અને ટીકાકારોમાંના જે સૌથી હોશિયાર છે તે તો વળી એમને ઇડીયટ–બુડથસનો ખિતાબ નવા-

જવામાં પણ ખંચકાતા નથી. મોડર્ન રીવ્યુ જેવા માસિકના વિચક્ષણ તંત્રીએ બળવાવીરો સંબંધે લખતાં જણાવેલું કે હિંદમાં થોડા માણસો હથિયારબંધ બળવાવાદીઓ હોય તો હિંદીઓએ ખરેખર પોતાની બુદ્ધિ–સમજ પર શંકા લઇ જવા જેવું છે.

બળવાવાદીઓ અને ટીકાકારોમાં ભેદ એ છે કે બળવા વીરોને પોતાના આદર્શો પર અવટ શ્રદ્ધા છે ને તેથી તેમણે અદ્ભુત નિષ્ઠાથી પોતાના આદર્શ પ્રમાણે રચેલું જીવન વીતાડયું છે. ને ટીકાકારસાહેબોએ આરામખુરશી પર બેસીને ટીકાઓ કર્યા કરવાની કળાનેજ પોતાનો ધંધો બનાવી દીધો છે. કેટલાક તો પોતાનું પેટીઉં પણ એમાંથીજ કાઢે છે. ગુજરાન કમાવા માટે ઘણી બાબતોની ગણતરી કરી કરીને ચાલવું પડે છે. પણ આવી રીતની ગણતરીબા- જીમાં સત્યની મર્યાદાઓ હંમેશ અવટ રહે એ સંભવિત નથી. એ શિવાય બીજો પણ એક ભેદ એ બંને વચ્ચે છે. ટીકાકારોનો જે 'અભિપ્રાય' હોય છે તે અભિપ્રાયથી આગળ નથી જતો--બળવાવીરો એમાં શ્રદ્ધા મૂકી તેને સક્રિય બનાવે છે. અભિપ્રાય સફળતાના મોહની ઉપરવટ નથી થઈ શકતો. તે હંમેશ ફળની આશા રાખે છે પણ જેઓ ઇતિહાસને ઘડે છે તેઓ એવા અભિપ્રાય કે એવી સફળતાની પરવા નથી કરતા–તેઓ નિષ્ઠાવાન અને શ્રદ્ધાપૂર્ણ હોય છે. નિ- ષ્ફળતા એમની શ્રદ્ધાનો પાયો નીચે નથી ઉતારી શકતી તેથી ઇતિહાસમાં તેઓ અમર બને છે. આથીજ શ્રદ્ધાપૂર્ણ

માનવોજ જગતમાં કંઇક ને કંઇક ચિરંજીવ કાર્ય કરવાને શક્તિમાન બને છે.

હિંદના બળવાવાદીઓ પણ એવા શ્રદ્ધાભર્યાજ હતા. એમને વિષેજ બૅરીસ્ટર નોરટન સાહેબે એકવાર કહેલું: આ બધા બળવાવાદીઓ પોતાનું ધાર્યું પાર પાડી ન શક્યા તેથી આજે તેઓ સરકારના ગુન્હેગાર છે. તેઓ ધાર્યું કરી શકત તો આજ દુનિયામાં તેઓ સ્વદેશભક્ત ને વીર સાધકો તરીકે પૂજાત !

હિન્દના બળવાવાદીઓએ જે રસ્તો પકડેલો એ રસ્તે હિન્દની મુક્તિ થાય કે નહિ એ વાત તો કોણુજ કહી શકે? કદાચ તેઓ અવળે માર્ગે પણ ચઢયા હોય! પણ એમની સાથે મતભેદ હોય તેથી કંઈ એમને બુડથલ કહેવા એ યોગ્ય નથી. દુનિયાની સુધરેલી પ્રજાઓનાં હિન્દીઓના માન ઈજ્જતનું સંરક્ષણ આ બળવાવીરો દ્વારાજ વધારે થયું છે કે પેલા વિરોધી ટીકાકારોની જુક્તિભરી વાતો વડે એ તો કોણ જાણે! તોયે એટલી વાત તો હું જાણું છું કે ગયા ૬૦ વરસ સુધી રૂશિયાના બળવાવીરોના બધા પ્રયાસ નિષ્ફળજ નીવડેલા; ને પ્રબળ પ્રતાપી આસ્ટ્રીયાની રાજ સત્તા સામે ઇટાલીના મુઠ્ઠીભર બળવાવીરોએ પહેલવહેલું માથું ઉઠાવેલું, ત્યાં સુધી આ બંને દેશના બળવાવીરોને એવી મશ્કરી ને ગાળોજ સાંભળવી પડેલી. ૬૦ વરસના અથાક પરિશ્રમ પછી અનેક મુશ્કેલીઓ અને નિષ્ફળતાએ વેઠી આખા જગતના હાસીવિરોધ સહીને આજે

રૂશિયાના બળવાવીરોની આશા સફળતાની આણિ પર છે. લગભગ ૪૦ વરસની કટાકટી પછી, કેટલા ત્યાગ, કેટલાં સંકટ, કેટલી અશાંતિ વેઠયા પછી ઇટાલિએ સ્વતંત્રતા મેળવી હતી. પણ આ મુક્તિપંથના પહેલા જાત્રાળુઓને પોતાના નિષ્ફળ પ્રયાસો માટે કેટકેટલી નિન્દા સહેવી પડેલી! આ પ્રસંગે આઇરીશ વીરના વચનો યાદ આવે છે "કોઇ આદમી તમને એમ કહે કે હથિયારબંધ સામનો—પછી ભલેને દશજ માણસો તે કરતા હોય ને તેમની પાસે હથિઆરમાં ફકત પથરાજ હોય—એવો સામનો કાચો, મુરખાઇભિર્યો કે ભયજનક છે તો તે આદમીના મ્હોં પર થુંકવામાં કંઇ ખોટું નથી. કેમકે કોઈ પણ સ્થળે કોઈ પણ પ્રકારના સામનાનો આરંભ કરવાનો હોય તો તે આરંભ તો કાચો અધુરો ને ભયજનકજ રહેવાનોજ ને રહેવો જોઇએ, એ વ ત ધ્યાનમાં લેવાની અને યાદ રાખવા જેવી છે."

મેં મારી શક્તિ મુજબ આ બળવાવીરોનો ટુંકો પણ સીલસીલાબંધ ઇતિહાસ લખવાનો પ્રયાસ કર્યો છે. પણ ઇતિહાસનો આત્મા તો નિર્ણય—જજમેંટ હોય છે. ને એવા નિર્ણય વિનાનો ઇતિહાસ કેવળ બનાવોના માળખા સમાન છે. આથી વખતોવખત બનાવો છોડી મેં બીજી વાતો પણ અંદર ભેળવી દીધી છે. ને મેં બળવાવાદીઓના જે વખાણ કર્યા છે તે પરથી કોઈ એમ ન સમજે કે હું બળવાનો પ્રચાર કરૂં છું. હું કહેવા ઇચ્છું છું કે એમની સાથે મતભેદ હોવા છતાં પણ એમના ચરિત્રબળને અવગ-

ણુવાનું મારાથી નજ બને. કોઇની સાથે મતભેદ હોય તેથી કંઈ તેના તરફ તિરસ્કાર ન બતાવાય, તેમ તેના પર ગાળ ગલોચ ન વરસાવાય. અને આ બળવાવીરોના ચારિત્ર્યની તો તેમના વિરોધી ઇંગ્રેજ અમલદારોએ પણ ભરપટ્ટે પ્રશંસા કરી છે. તેથી કંઈ એ અમલદારો ખરેખર બળવાવાદી નથી બની ગયા!

ઇતિહાસ લખવા બેઠો છું તેથી તો હિન્દીઓ એ હિન્દી બળવાવીરોને કેવી નજરે ભાળતા હતા, શા માટે એવી નજરે ભાળતા ને કયા દૃષ્ટિકોણથી જોવું ઉચિત છે એ બધી વ.તોની પણ મેં ચર્ચા કરી છે. બળવાવીરોએ ખરેખર પાગલામી દર્શાવી કે કેમ એ હું નથી જાણતો પણ મને એમના પાગલપણાની વાત સાંભળી રવિબાબુની એક કવિતાની થોડી લીટી યદ આવે છે

> કોન આલોતે પ્રાણેર પ્રદીપ
> જ્વાલિયે તુમિ ધરાય આસો
> સાધક ઓ ગો પ્રેમિક ઓ ગો
> પાગલ ઓ ગો ધરાય આસો

હે સાધક, હે પ્રેમિક, હે પાગલ, તું આ ભૂમિ પર આવે છે—કઇ જ્યોતિથી પ્રાણનો પ્રદીપ બાળીને તું આ ભૂમિ પર આવે છે?



(૧૪)

## બળવાના પ્રયાસ નિષ્ફળ કેમ ગયા?

હિંદના બળવાવીરોના બધા પ્રયાસ ફોગટ કેમ ગયા એ સમજવા માટે તેઓ શું માંગતા હતા તે સમજવું ખાસ જરૂરતું છે. એમનો હેતુ બરાબર સમજ્યા વિના તેઓ કેટલે અંશે નિષ્ફળ થયા અને કેટલે અંશે સફળ થયા અને વળી એના કારણ શાં, એ નહિ સમજાય. તેથી પહેલાં એમના હેતુઓની તપાસ કરવી જરૂરની છે.

હિંદી બળવાવાદીઓના ઉદ્દેશો વિષે એટલુ બધું કહેવાનું છે કે આ સ્થળે એ બધું સમાઇ જાય એ સંભવતું નથી. કેમકે તે માટે તો એમની ઉત્પત્તિથી માંડીને તેમનો ક્રમબદ્ધ ઇતિહાસ પણ પૂરેપૂરો જોવો જરૂરનો છે અને એ ચર્ચા એટલી મોટી થઇ પડે કે ચાલુ વિષયથી દૂર પણ નીકળી જવાય. એથી એને માટે બીજો કોઇ અવકાશ શો ધવો પડશે. અત્યારે તો જેટલી ચર્ચા ખાસ અનિવાર્ય લાગે છે એટલીજ કરૂં છું.

હિંદી બળવામંડળોમા ગમે એટલા મતભેદ ભલેને હોય, હિંદની સ્વતંત્રતા તો મેળવવાનીજ છે એ વિષે તેઓ સર્વ પૂરેપુરા સંમત હતા. એટલે કે હિંદ શિવાય બીજી કોઇ પણ પ્રજા હિંદના હિતાહિત વિષે નિર્ણયકર્તા બની હિંદના

કલ્યાણના પ્રશ્નોમાં માથું ન મારે, હિંદમાં કેવું રાજતંત્ર હોવું જોઇયે તે વિષે હિંદીઓજ નિર્ણય કરે; હિંદનો સામાજીક આદર્શ કેવો હોય, હિંદના સંસારી સવાલોના કોયડા કેમ ઉકેલવા, પરપ્રજાઓ સાથે હિન્દે કેવો સંબંધ બાંધવો, હિંદનો વેપાર કેવી રીતે ચલાવવાથી હિંદ અને દુનિયાનું કલ્યાણ થાય વગેરે વગેરે સર્વ બાબતોની લગામ હિંદીઓ શિવાય કોઈના હાથમાં ન રહેવી જોઇએ. એજ માત્ર આ બળવાવીરોની આકાંક્ષા! હિંદની આ સ્વતંત્રતા, બ્રિટીશ સામ્રાજ્યમાં રહેવાથી બરાબર સુરક્ષિત નહિ રહી શકે એ વાત, જેમ બાળક પોતાનાં માબાપને ખાતરીથી ઓળખી શકે છે તેમ બળવાવીરો સારી પેઠે જાણતા હતા. આથી એમના બધા પ્રયત્નોના મૂળમાં મુદ્દો એ હતો કે હિંદને એવો બળવાન બનાવવો જોઇયે કે જેથી એ જગતની બધી પ્રજાઓથી સર્વાંશે સ્વતંત્ર રહી શકે. 'જગતની બધી પ્રજા' એટલે એમાં ઇંગ્રેજ પણ આવીજ જાય. ને ઇંગ્રેજો સાથેના ઝગડાથી તો આખી પ્રવૃત્તિનો આરંભજ થાય છે કેમકે ઇંગ્લેજ દેખીતી રીતે અત્યારે હિંદની બધી લગામ હાથમાં રાખી રહ્યા છે.

અને એ સૌ સમજતા કે હિન્દને મુક્ત કરવાનો સૌથ મુખ્ય ઉપાય હિંદની સુતેલી ક્ષાત્રશક્તિને જગાડવાનો છે. આ ક્ષાત્રશક્તિના આદર્શનેજ પોતાનો મુખ્ય આદર્શ બનાવી આ બળવાવીરોએ પોતાનું સર્વ કાર્યતંત્ર ગોઠવ્યું હતું. ગાંધીજી હિંદના રાષ્ટ્રક્ષેત્રમાં આવ્યા તેના ઘણા વખત

પૂર્વે આ બળવાવાદીઓમાં ક્ષત્રિયત્વના અને બ્રાહ્મણના આદર્શ વિષે ઘણી ઘણી ચર્ચાઓ અને વિવાદો ચાલ્યા હતા. એ વિષે લાંબી ચર્ચા અહિં કરવી ઠીક નથી. ને તક મળે તો બીજે કોઈ સ્થળે તે કરવા ધારૂં છું. તોયે બે ચાર શબ્દો લખીશ.

ખરી વાત તો એ છે કે ક્ષાત્ર આદર્શ ને બ્રાહ્મણ–આદર્શમાં કશો ભેદ નથી. કેમકે બંનેની અંતિમ સ્થિતિ તો એકજ છે. ક્ષાત્રધર્મી પુરૂષ સાચા જ્ઞાન અનુસાર પોતાનું જીવન રચે અને બ્રાહ્મણધર્મી પણ તેમજ કરે તો બંનેમાં ખાસ કંઇ ફેર રહેતા નથી. આ જગત બ્રહ્મનોજ પ્રકાશ છે ને તે કેટલીકવાર સગુણ તો કેટલીકવાર નિર્ગુણ સ્વરૂપે પ્રગટ છે. આ વિશ્વબ્રહ્માંડ પણ જે નવા નવા રૂપોમાં બદલાયા કરે છે તે એનુંજ સગુણ પ્રાગટ્ય છે. અને જે અનિર્વચનીય છે, જે વાણીમાં પ્રગટ નથી, જેને કંઇ વિશેષણ પણ નથી લાગી શકતું, એટલે કે બ્રહ્મનુંજ જે નિર્ગુણ સ્વરૂપ છે—એ નિર્ગુણ અને સગુણમાં કંઇ ભેદ નથી અને એ નિર્ગુણ સગુણ બ્રહ્મ તો કેવળ જ્ઞાનની પ્રાપ્તિ-બ્રાહ્મણ અને ક્ષાત્ર આદર્શનુ છેલ્લું ધ્યેય છે. આમ વેદાન્ત કે ક્ષાત્ર ધર્મમાં કંઇજ ભેદ રહેતો નથી પણ વેદાંતના આ ધર્મનો સૌ કોઈ સ્વીકાર નથી કરતા.

હિન્દના બધા સંપ્રદાયો બ્રહ્મનું સગુણ સ્વરૂપ સંભવે છે એમ નથી માનતા. તેઓ કહે છે કે ગુણાતીત બ્રહ્મનું રૂપ બદલાવાનો સંભવ નથી. એજ એક માત્ર નિત્ય વસ્તુ

છે–બીજું બધું અનિત્ય છે, એના શિવાય બીજી કોઈ વસ્તુનું સાચી રીતે તો અસ્તિત્વજ નથી, બહારથી સૌનું અસ્તિત્વ નજરે પડે છે પરંતુ તે માત્ર એક ભ્રમ છે ને એ ભ્રમ માયા કહેવાય છે. આ માયા કયાંથી આવી અને એનું સ્વરૂપ શું છે તે વિષે તેઓ કહે છે કે એ કહી શકાય તેમ નથી, અનિર્વચનીય છે. એટલાજ કારણસર તેઓ સંસારને પણ અનિત્ય જણાવે છે અને તેથી સંસાર ત્યજી નિર્જન જંગલ, પહાડ, ગુફામાં જઈ સંન્યાસી રૂપે તપસ્યા કરવી ભગવદોપાસના કરવી એજ તેમનો આદર્શ બને છે. બ્રાહ્મણ વડે ચાલતા હિન્દ સમાજનો આજ સનાતન ને સર્વશ્રેષ્ઠ આદર્શ ગણાતો આવ્યો છે એવી ઘણાકની માન્યતા છે. એ આદર્શનેજ જેઓ માનવ સમાજ રૂબરૂ રજુ કરવા ચાહે છે તેઓ બ્રાહ્મણ ધર્મના હિમાયતી ગણાય અને તેથી તેમના આદર્શને મેં એ નામે ઓળખાવ્યો છે અને ક્ષાત્ર ધર્મનો અર્થ—જે આદર્શમાં આ નિત્ય, નૂતન, પરિવર્તન, શીલ જીવ જગતને મિથ્યા માની ઉડાવી દેવામાં નથી આવતું જે આદર્શમાં આ જગતને નિર્ગુણ બ્રહ્મ સાથે એકાકારજ માનવામાં આવે છે, જે આદર્શની પ્રાપ્તિ માટે દુનિયાને અવગણવાની કે એનો ત્યાગ કરવાની જરુર રહેતી નથી, દુનિયાનાં સુખદુઃખ, ઇષ્ટાનિષ્ટ, હિંસા અહિંસા, રાગ દ્વેષ ને સરખા સમજી, એ ભીષણ જાદવાસ્થળીની મધ્યમાંજ રહી બ્રહ્મજ જીવજગત બન્યું છે અને જીવ જગતમાંનું સાચું ખોટું બધું એનુંજ સ્વરુપ છે એ સત્યનો પરચો મેળવવા

માટે દુન્યવી કામોમાં લિપ્ત રહી કર્મયોગને પંથે સાધના કરવી એવો આદર્શ—એમ હું કરવા ઇચ્છું છું. એનેજ હું ક્ષાત્ર ધર્મ કહી સંબોધું છું. આ બંને આદર્શોમાં ચોકખો તફાવત દેખાય છે. એકનો આદર્શ શંકર, બીજાના ઋષિ જનક. એકના બુદ્ધ–બીજાના કૃષ્ણ, એકના આદર્શ શ્રી ચૈતન્ય બીજાના ગુરુ ગોવિન્દ. એક આદર્શમાં દુનિયાને અવગણવાની છે, બીજા આદર્શમાં દુનિયાને નવે નવે સ્વરૂપે ઘડવાની છે, યુગે યુગે ઉદ્દામ પ્રેરણાઓ વડે એને તોડી ફોડી નવી ને નવી રીતે શણગારવાની છે. કોઇવાર જ્ઞાનનાં અજવાળાં દુનિયામાં ફેલાવી, કોઇવાર તલવાર વડે લોહીની રેલ રેલાવી, કોઇવાર પ્રેમના પ્રવાહમાં ધરતીને ભિંજવી, દુનિયાના સૌંદર્યને અદ્ભુત કારીગરી અને વિવિધ રંગોથી રંગી, શણગારી અજવાળી તેને વિસ્મયકર બનાવવાનું છે.

આવા આદર્શોનું આ જોડકું કેવળ વાક્ચાતુરી અથવા જીભાજોરીનુંજ જોડકું નહોતું. અમારા મંડળમાં જેમણે જે આદર્શને સાચો માન્યો તેમણે તેનીજ પાછળ આખું જીવન ગુજાર્યું. એ પ્રમાણે કેટલાઓએ સ્વપરિવારની કે રાજતંત્ર તરફની પાર વિનાની યાતનાઓ ભોગવી, જીવનના ભોગવિલાસને તુચ્છ સમજી આફતમાં ને વિપદમાંજ જીવન વીતાડી દીધું. ગમે તેમ, બળવાવાદીઓએ આજના જમાનામાં ક્ષાત્ર આદર્શનેજ ઉંચું આસન દીધેલું. અને એ ક્ષાત્ર આદર્શનોજ હિંદની જનતામાં પ્રચાર કરવાને માટે તેઓ મહેનત કરતા રહ્યા.

ને 'હિંદ'નો અર્થ બળવાવાદીઓ 'હિંદની ગરીબમાં

ગરીબ પ્રજા' કરતા. પણ તેઓ એ ન સમજી શક્યા કે કેવી રીતે આ સામાન્યમાં સામાન્ય અને ગરીબ પ્રજા પોતાની ઇચ્છા અભિલાષાઓને પ્રગટ કરી શકે. કેવી રીતે આ વિશાળ જન સમુદાયની ઇચ્છાઓ બરાબર જળવાય, દેશના ગરીબ ને માલદારોમાં, જમીનદારો અને તેમની રૈયતની વચ્ચે, મીલ માલિકો અને કુલીમજુરો વચ્ચે, દેશી અને વિદેશી વેપારીઓ વચ્ચે જે જાતજાતના વિરુદ્ધ સ્વાર્થની આળપંપાળ ઉભી થઈ છે, અને એ સામસામા સ્વાર્થોની લઢવાડ વડે દુનિયામાં જે અનેક તરેહવાર અશાંતિ, અણુસરખાપણું વિષમતાઓ ઉભાં થયાં છે, અનેક પ્રકારના જુલમો પીડાઓ ને ખુનરેજીઓ ઉદ્ભવી છે, એ બધાનો મેળ કેમ બેસાડી શકાય અને સાચા બળવાવાદી બ.યા પછી દુનિયાના ચાલુ ઘડતરને તોડી ફોરી નવી રચના કેમ કરવી એ બધું તેઓ ન સમજેલા. અને આ બધા કોયડાઓ વિચારીને હિંદની પ્રજાનું ભાવી ઘડતર કયે પ્રકારે હોવું જોઇએ એ બાબત પર પણ તેમણે ખાસ ગંભીર વિચાર ન કરેલો. તોયે મોટા ભાગનો મત એવો ખરો કે હિંદનુ ભાવી રાજતંત્ર પ્રજાતંત્રજ હોવુ ઘટે.

એ ગણતરીમાં ઘણાખરા બળવાવાદીઓ રાજાઓ માટે કશું સ્થાન ન રાખતા. 'ઘણાખરા' એવું પણ માનનારા હતા કે હિંદનો પોતાને સ્વતંત્ર મનાવનારો કોઈ રાજા હિન્દના સ્વતંત્રતાના યજ્ઞમાં તન મન ધન કુરબાન કરે તો એને હિન્દનું રાજ્યાસન આપી શકાય ને એવા સંજોગમાં હિંદનું 'રાજતંત્ર વિલાયતને ધોરણે રચવું.' મહારાષ્ટ્રમાંની 'અભિનવ

ભારત' નામની ગુપ્ત મંડળી તરફથી 'ભારતના રાજવીઓ, તમારો માર્ગ નક્કી કરો' નામની એક નાનકડી ચોપડીનો ગુપ્ત રુપે પ્રચાર કરવામાં આવ્યો હતો. તેમાં વડોદરાના રાજા ગાયકવાડનું નામ સાફ સાફ લખીને ઉપર લખેલા વિચારને ચર્ચેલો હતો. પંજાબના શીખોમાંથી પણ ઘણાકની ઈચ્છા એવી હતી કે હિંદમાં ફરીથી ખાલસા રાજ્ય સ્થાપવું. વળી બળવાવાદીઓમાંના ઘણાખરા હિન્દુ હતા એટલે તેમનામાંથી કેટલાકના દિલમા એવું પણ ખરૂં કે સ્વતંત્રના એટલે હિન્દુ રાજ્યની ફરી સ્થાપના. પણ ધીમે ધીમે એ ભાવ બિલકુલ લુપ્ત થતો ગયો અને તેઓ માત્ર હિન્દુઓના સ્વાવલંબન પર નિર્ભર રહીનેજ આગળ વધતા હતા. તેઓએ સ્વતંત્ર ભારતમા કોઇ એક જાતિ બીજી જાતિને પોતાના કબજામાં રાખે એવી કલ્પના તેમણે ન રાખી એટલે કે સ્વતંત્રતા માટે પ્રયાસ હિન્દુઓજ મુખ્યત્વે કરે તો પણ સ્વતંત્ર ભારતમા બધીજ કોમોના સરખા હક રહેવા જોઇએ—આ હતો હિન્દી બળવાવીરોનો આદર્શ.

આપણા દેશના લગભગ બધા માણસો એકે અવાજે કહેતા આવ્યા છે કે હિન્દનો બળવા પ્રયાસ તદ્દન નિષ્ફળ ગયો છે ને એ નિષ્ફળ જવાનેજ સરજાયો છે. તેઓ કહે છે કે આજના જમાનામાં વિજ્ઞાનની શોધખોળોને લીધે કોઇ પણ પ્રજા રાજસત્તા સામે લડાયક શક્તિ વડે બળવો કરી નથી શકતી. અને તેઓ વિચારે છે કે ઇગ્રેજો જેવા શત્રુને લડાયક શક્તિ વડે હરાવી સ્વતંત્રતા મેળવવાનો ખ્યાલ નર્યું ગાંડપણ છે. તેથી તેઓ હિન્દના બળવાવાદીઓને ગાંડા,

મૂરખ કે છેકજ અજ્ઞાન સમજે છે અલબત્ત, આ ટીકાકારોની આવી વાતો સાચી હોય તો તો હિંદને કપાળે કાયમનીજ ગુલામી લખાયેલી ગણાય કેમકે પૂર્ણ સ્વતંત્રતા મેળવવાનો બીજો કોઈ રસ્તો એ ટીકાકારો બતાવી શકયા નથી અને આજના જમાનામા પણ રૂશિઆ અને જર્મનીમાના બળવામંડળોએ જબરદસ્ત રાજસત્તાઓને હરાવી દીધી છે એ વાત માન્યા વિના પણ છૂટકોજ નથી એટલે ચાલુ જમાનામા પણ પ્રજાશક્તિ બળવાને માર્ગે તથા લડાયક સરંજામની મદદથી મજબૂત રાજસત્તાને નજ હરાવી શકે એ વાત કઈ મનાય એવી નથી પણ હિંદી બળવામંડળો સાથે રૂશિયન ને જર્મન બળવામંડળને સરખાવતા એક વાત ખાસ ધ્યાનમા આવે છે કે એ જર્મન મંડળોને પોતાનાજ લોકો વિરૂદ્ધ ઝગડવુ પડેલુ. જો કોઈ પરદેશી સત્તા સાથે ઝગડવાનુ હોત તો તમામ દેશજનોની સહાનુભૂતિ અને મદદ મળવાની વકી રહે એટલે કે પરદેશી રાજસત્તા સામે બળવો ખેડવાનું આપસઆપસના યુદ્ધ—સીવીલવૉર કરતા ઘણે અંશે સહેલું છે, ને છતા આપણે જોઇએ છીએ કે હિન્દના પ્રયાસ નિષ્ફળ ગયા જ્યારે રૂશિયાના અને જર્મન પ્રયાસ સફળ થયા આ વાત ભને સાચી હોય પણ એ નિષ્ફળતાના વિષયમા તો મારે ઘણાયની સાથે મતભેદ છે અને અહિં હું એ કારણો વિષેજ ચર્ચા કરૂ છુ હિન્દીઓએ ખરેખર બળવાને પથે ચઢવુ કે નહિ એ વિષે હુ કશી ચર્ચા નથી કરતો અત્યાર સુધી તો વિરૂદ્ધપક્ષવાળા

ઓની વાતોનુંજ પૃથક્કરણ મે સહેજસાજ કરી બતાવ્યુ છે.

ને એક વાત વાચક ખાસ યાદ રાખે, કે હુ ભૂતકાળનીજ વાતો કરતો આવ્યો છુ ને ઇતિહાસ લખતી વેળા એજ પદ્ધતિ સારી છે તેથીજ ભવિષ્યમા શુ થશે અથવા શું થવુ જોઇએ એ મારો ચર્ચાનો વિષય નથી ગમેતેમ, હવે મૂળ વિષય પર આવીએ, ને બળવાપ્રયાસ કેમ નિષ્ફળ થયા તેનીજ વાતો કરીએ.

ઘણા માણસો કહે છે કે હજુ યોગ્ય વખત નથી આવ્યો, તેથી એ પ્રયાસ અફળ ગયો. એટલે એવો પ્રયાસ સાર્થક કરવા માટે જેવા સજોગોની જરૂર છે તેવા હજુ હિંદમાં પગભર નથી થયા, મતલબ કે ભારતની સર્વસામાન્ય પ્રજા ( આમવર્ગ ) ને હજુ સ્વતત્રતાની તાલાવેલી લાગી નથી—પરાધિનતાની જ્વાળા તેને દાહ દેતી નથી તેથી તે બળવાના માર્ગે આગળ નથી ધપતી અને તેથીજ આ પ્રયાસ નિષ્ફળ બન્યા

પણ હિંદવાસીઓને ખરેખર સ્વતત્રતા નથી જોઇતી, તેઓને પરતત્રતા સાલતી નથી, એ વાત તો હું નથી માનતો પણ એ સ્વતત્રતા મેળવવા માટે જે ત્યાગ, જે શૂરાતનની જરૂર પડે છે એ ગુણોનો હિંદીઓમા તદ્દન અભાવ છે એમ કહ્યા વિના છૂટકો નથી પણ જે લોકો કહે છે કે દેશની અભણ પ્રજાએ—આમવર્ગે આ બળવા ચળવળમા સાથ ન દીધો તેથી આ બળવાપ્રયાસ નિષ્ફળ ગયો તેમની વાત મને સાચી નથી લાગતી, કેમકે બળવાવાદીઓએ કદિ પણ

કોઈ દેશમાં દેખીતી રીતે કે ગુપ્ત રીતે ખેડુતો કે મજુરોને હાકલ કરી નથી તથા જ્યારે ને જે રીતે દેશના ભણેલા વર્ગોએ અભણ પ્રજાને હાકલ કરી છે ત્યારે ને તે રીતે સામાન્ય પ્રજાએ ભારે ત્યાગ કરીને પણ એ હાકલને યોગ્ય જવાબ આપ્યો છે. દેશના ભણેલા લોકો સમજવા છતાં પોતાનો જે ધર્મ બજાવી નથી શક્તા તે ધર્મ ઘણીવાર અભણ પ્રજા સહજ રીતે ને અનાયાસે બજાવી નાંખે છે. અલબત્ત જન સમુદાય માત્ર કર્તવ્ય ખાતર લાંબો વખત સંકટ વેઠી નથી શકતો તેથી તેની ગણતરી કે ટેકા પર આધાર રાખી કોઇ પણ સ્થાયી કે ભારે કામ કરવું સંભવિત નથી.

અને જેઓ એમ કહે છે કે દેશનો મોટો ભાગ અભણ છે તેથીજ બળવો સફળ નથી થયો ને જ્યાં સુધી દેશનો મોટો ભાગ શિક્ષણ નહિ મેળવે ત્યાં સુધી બળવો સફળજ ન થાય, તેમને હું રૂશિયાનો દાખલો આપી જણાવી દઉં કે બળવાની સફળતા-નિષ્ફળતાનો આધાર તેના ભણતર પર જરાયે નથી.

તો પછી આ પ્રયાસ નિષ્ફળ કેમ થયો ? પણ હાં, બળવાવાદીઓનો આટલો ત્યાગ, આટલું અજબ સાહસ શ્રમ વ્યર્થજ ગયું છે ? એમણે કેટલીય દારૂણ યાતનાઓ સહન કરી, કેટલીય મુશીબતોમાં પણ પોતાની નિષ્ઠા અચળ અટલ રાખી, કેટલાય આઘાત ને પરાજય સહન કર્યા અને કેટલાય વિશ્વાસઘાતકીઓના ક્રુર વર્તન ખમવા છતા યે પોતાની અજબ દૃઢતા સાથે તેઓ પોતાના ધાર્યા કામમા આગળ

ને આગળજ ધપતા રહ્યા,—એ બધું શું નિષ્ફળજ ગયું ! ક્ષાત્રશકિતનો આદર્શ દેશમાં સહેજ પણ વધારે પ્રતિષ્ઠા ન મેળવી શકયો ? મરવાનો ડર હિંદીઓના દિલમાંથી થોડો પણ દૂર ના થયો ? દેશની બીજી ચળવળો પર શું એની કશી અસર ન થઈ ? દુનિયાના રાજકારણ પર–દુનિયાની સુધરેલી પ્રજાઓમા હિંદીઓની આ ચળવળની શું કશીજ છાપ ન પડી ? શું હિંદનું ગૌરવ સહેજ પણ ન વધ્યું ! આ સંબંધે હાર્વર્ડ વિદ્યાપીઠના પ્રોફેસર શ્રીયુત એશરે લખેલું પેન–જર્મનીઝમ, બર્નહાર્ડી કૃત જર્મની એન્ડ ધી નેક્ષ્ટ વૉર વગેરે ચોપડીઓ જોવા વાંચકને ભલામણ કરૂં છું તે પરથી મારી વાતની મતલબ તેઓના ખ્યાલમાં આવી જશે.

ઘણા માણસો કહે છે કે બળવાવાદીઓએ ફાયદા કરતાં નુકસાનજ વધારે કર્યું, ઇગ્રેજ સરકારને એમણે દમનનીતિ ચલાવવાની તક આપી, એમનેજ લીધે નવા નવા કરડા ને કડક કાયદા હિંદની કાયદેસર ચળવળો પર પણ લદાયા. પણ સાચેસાચી વાત કહું તો ખુલ્લી કાયદેસર ચળવળ પર દાબદબાણ ને જુલમ ચાલવાથીજ—ચાલ્યા પછીજ બળવાનું કામ શરૂ થયેલું ને રાઉલાટ રિપોર્ટમાં અજાણપણે પણ ઇંગ્રેજોએ એવી ચર્ચા કરી નાખી છે કે બળવાવીરોની ધાધલને લીધેજ અવારનવાર હિન્દને રાજદ્વારી હકો અપાયા છે.

એટલું તો ઘણાયે કબુલે છે કે હિન્દને જે કંઇ સામાન્ય રાજદ્વારી હક મળ્યા છે તે હિંદના મક્કમ બળવાવાદીઓના પ્રયાસથીજ મળ્યા છે.

ખેર, ગમે તેમ, બળવાવાદીઓને જે જોઇતું હતું તે તો નથીજ મળ્યું. તેઓ દેશને સ્વતંત્ર કરવા ઇચ્છતા હતા. તે નથી કરી શક્યા. તેમનો મુખ્ય પ્રયાસ નિષ્ફળ ગયો.

હું માનું છું કે વિચારશીલ, પ્રતિભાશાળી આગેવાનના અભાવેજ આ નિષ્ફળતા મળી. રૂશિયા કે જર્મનીના બળવામંડળોમાં તો એવી બહુયે વ્યક્તિઓ હતી અને છે, જે દુનિયાભરના શ્રેષ્ઠ વિચારકોમાં પોતાનું સ્થાન લઇ શકે. પણ હિંદમાં એવો કોઇ વિચારક નહોતો—એવો કોઇ શક્તિશાળી પુરુષ નહોતો. એટલેજ, બળવામંડળ પોતાનુ કાર્ય ધપાવી ન શક્યું ને તેનો પ્રભાવ ન પડયો. એટલું ખરૂં, કે હિંદના બળવાવાદની પાછળ સ્વામી વિવેકાનંદનો જ્વલંત આદર્શ ખડો હતો ને એ મહાન નરમાંથીજ પ્રેરણા મેળવનારા ઘણાય એમાં હતા, પણ ખુદ વિવેકાનંદ જેવીજ કોઇ વિભૂતિ એમાં નહોતી. શ્રી અરવિંદ ઘોષ અને લાલા હરદયાળ જો ઠેઠ સુધી એમા રહેતે તો ઘણો ફેર પડતે. પણ તેઓ તો જતા રહ્યા. એ અરવિંદ સંબધેજ એક જણ મને એક કવિતા વારંવાર સંભળાવ્યા કરતો તે અહિં ઉતાર્યા વિના નથી રહેવાતું.

> He is gone to the Mountain
> and He is lost to the forest
> The Spring is dried in the fountain
> when the need was sorest

વારૂ, વિભૂતિની વાત બાજુએ રાખીયે તો પણ કોઇ

સમર્થ સાહિત્યકાર પત્રકાર, કે કવિએ પણ એમાં સાથ ન દીધેલો. એક રીતે એમ કહીએ તો ચાલે કે એ પંથમાં બુદ્ધિશાળીઓ–ઈન્ટેલેક્ચ્યુઅલ્સ નહોતા. ને તેથી એ પંથ પોતાનું પ્રચારકાર્ય ન ચલાવી શકયો. જે થોડી છૂપી પત્રિકાએ અવારનવાર પ્રગટ થઇ વહેંચાતી તે ફક્ત લડાયક, આવેશમય હિંસાભરીજ વાતો ફેલાવતી, તેના લેખોમાં વિચારશીલતા ન જણાતી, જીવનનો કોઈ નવો આદર્શ નહોતો પ્રગટ થતો. એ બળવાવીરો કંઈ સાચું કે શાશ્વત સાહિત્ય નીપજાવી ન શકયા. એ નજરે બળવાપ્રયાસ નિષ્ફળ ન થાય તો બીજું શું થાય? તો યે શરૂઆતમા બારીન્દ્ર ને ઉપેન્દ્રની યુગાન્તર પત્રિકાએ એ દિશામા ઘણુ કામ કરેલુ. એ પત્રિકાનો પ્રભાવ હજુ આજે પણ દેખાય છે. ને એથીજ બારીન્દ્ર એક દહાડો સગર્વ આહ્વાનમાં બોલેલા. જે રસ્તો મેં એક વાર બતાવ્યો તેજ રસ્તે બંગાળા હજુ ચાલ્યા કરે છે. કોઇએ હજુ બીજો રસ્તો બતાવવા જેટલી શકિત પણ નથી બતાવી, છટ્ !!

આ શિવાય બળવામંડળ ખુલ્લી રીતે પોતાનું કશું કામ ન કરી શકયું. એવો એમનો કોઇ આગેવાન નહોતો જે ગાંધીજી કે તિલક જેટલી પ્રતિષ્ઠા મેળવી શકત. એટલેજ એ પંથ સાકડો રહ્યો ને સામાન્ય પ્રજા તેનાથી અલગ જ રહી. આ પ્રમાણે ખુલ્લી ચળવળની આગેવાની ન કરી શકાઈ, એ ટલુજ નહિ પણ દેશની અભણ પ્રજાને પોતાના આદર્શનુ ઝાંખુ ઉંડુ ભાન પણ ન કરાવી શકાયુ એ વાત પણ બ-

ળવા પંથના નેતાઓ સમજી ન શકયા.—અથવા એ કામ કરી શકે તેવા તેમની પાસે માણસોજ નહિ એટલે તેઓ એ કામ પ્રત્યે ઉદાસીન રહ્યા. સારા નેતાને અભાવે બીજા રાજદ્વારી પંથના આગેવાનોએ ઘણીવાર આ ગંડળોને ઠગ્યા છે. ભલે; એનાથી દેશને તો બહુ નુકસાન નથી થયું. માત્ર બળવાપંથની દીનતાજ સ્પષ્ટ દેખાઈ આવી છે.

એ સિવાય તો આ ચોપડીમાં રજુ થયેલો ઇતિહાસ જ ઘણી વાત સ્પષ્ટ કરે છે. તે લખવાની જરૂર રહેતી નથી.

પણ અહિંની બળવા-ચળવળ નિષ્ફળ ગયા પછી ઘણાય બળવાવીરોએ પોતાની શકિત બતાવી આપી છે. જે અજાણ્યા જુવાનોનો કોઈ અહિં ભાવ નહોતું પૂછતું—જેઓ બળવા-પંથમાં પણ આગેવાન ન થઈ શકેલા, લોકો જેને અભણ જેવાજ ગણતા, તેમણે પરદેશોમાં પોતાની શકિતનો પરચો બતાવ્યો છે. સુધરેલી દુનિયામાં આજે એમનું સ્થાન આપણા બીજા પ્રસિદ્ધ નેતાઓ કરતાં વધારે છે, ઓછું નથી. અરે, લાલાજી કરતાં પણ વધારે ખ્યાતિ આવા જુવાનોએ મેળવેલી સંભળાય છે. એમ હોવાનું કારણ એ છે કે એ જુવાનોએ દુનિયાના સૌથી શ્રેષ્ઠ આગેવાનોના સમાગમમાં આવીને અને પરદેશની સ્વતંત્ર હવા ચાખીને નિહાળ્યું છે કે એ જૂનો પુરાણો ગુપ્ત માર્ગજ એક માત્ર નથી, બીજાયે ઘણા રસ્તા પડ્યા છે. તેમણે એ માર્ગોમાં કદમ મૂકયા એટલે તેમની સુતેલી શક્તિઓ અવસર આવ્યે પૂર્ણપણે ખીલી નીકળી.

આ બધા પરદેશવાસી બળવાવીરોના જીવનપરથી એટલું

કહી શકાય કે એ પંથમાં ખરેખર એવા ઘણા નવજુવાનો હતા, જેમને વિષે દેશ કશું યે નથી જાણતો–પણ તેઓને અવકાશ ને અવસર મળ્યો હોત તો તેઓ દુનિયાભરના ઉત્તમ વિચારકોમા પોતાનું સ્થાન મેળવી શકત પુસ્તકો વાંચવાથી કે પરીક્ષાઓ પસાર કરવાથી કંઇ વિચારક નથી થવાતું–એ વસ્તુજ જુદી છે. હર્બર્ટ સ્પેન્સર જેવાને બેજ ભાષા માત્ર આવડતી હતી. ઘણાય પંડિતોને અનેક ભાષા આવડે છે ને છતાં તેઓ હર્બર્ટ સ્પેન્સરથી કેટલેય નીચે છે. આપણાજ દેશમા વિવેકાનંદ કરતાં વધારે પાંડિત્યવાળા ઘણાય વિદ્વાનો હતા, પણ વિવેકાનંદ જેવા વિચારક કેટલા નીવડયા? જગતના અનેક વિચારકો, કવિઓ ને પંડિતોની જીવનકથા નીરખતાં જણાય છે કે પંડિતાઇ ને વિચારશીલતા બે કેવળ જુદા છે.

"જેમ ઝાડ નથી જાણતું કે મને ફુલ આવશે, પક્ષી નથી જાણતું કે કયારે ગાવાની ઇચ્છા જાગશે, પ્રાણની અમગ્ર શકિતમાથીજ એનો એ ક્રમ નીપજી આવે છે, અને તે માટે જાણી બુજીને વિચાર નથી કરવો પડતો,—તેમ જે વિચારશીલ છે, સાચા વિચારક છે, તે પંડિત બન્યા વિના, પોથી પરીક્ષાની લાયકાત બતાવ્યા વિના, દુનિયાના અનેક અજબ રહસ્યોના સ્ફોટ કરી શકે છે"

બળવાવીરોના કામોને ઘણાક ગાંડાઈ કહે છે—મગજની ખરાબી કહે છે, તેમનામા સુબુદ્ધિનો અક્કલનો અભાવ હતે એમ જણાવે છે પણ રવિબાબુએ કહ્યુ છે

સુબુદ્ધિ નામથી ઓળખાતી વસ્તુ પૃથ્વી પર નજરે પડે છે પણ ઉચ્ચ કોટિનું સાચું પાગલપણું તો દેવલોકની વસ્તુ છે, એટલેજ સુબુદ્ધિએ બનાવેલી મજબૂત વસ્તુઓ ભાગી તૂટી જાય છે, અને પાગલપણું ઉડીને જે વસ્તુઓને ખેંચી આણે છે તે બીજની પેઠે જંગલનાં જંગલરૂપે ઉગી નીકળે છે.

સમાપ્ત




# મોતીના દાણા

પુષ્પ) નુ (૧૭ મું

## એક ચિત્ર

પોપટ મરી ગયો, ભિખો ભિખારી, મણિનો કનુ, લીલુ ને નીલુ વગેરે અનેક રમુજી ઘરગથુ વાતો. બાળકોના રમકડાઓની ને ચાલાકીની ગમ્મત ભરેલી કથાઓ. મોટા હરફ. પુષ્કળ ચિત્રો કિં. ૦–૫–૦



કેરીના ભજીયાંનું એક ચિત્ર


કિંમત ત્રણ આના

ઉંદરડા, ખીસકોલી, સસલા કબુતરની દુનિયાની અત્યંત રમુજી ને બોધક વાર્તા. એક-ખાઉધરા કબુતરની કેવી ફજેતી થાય છે તેનું એમાં બહુ રસભર્યું વર્ણન છે જરૂર તમારા બાળકોને વંચાવો. કિં. માત્ર આના ત્રણ. આવા પુષ્કળ ચિત્રો....ગાંડીવ.